# स्त्रीधर्मनीति.

## पंडिता रमाबाइ कृत.

અસલ મરાઠી ઉપરથી ગૂજરાતીમાં
ભાષાંતર કરનાર


મુકુન્દરામ નિત્યારામ મેહેતા, બી. એ.
ગૂજરાતી સોશિઅલ યૂનિયનનો સભાસદ.







આ પુસ્તક
અમદાવાદ મધ્યે
યુનાઇટેડ પ્રિંટિંગ એન્ડ જનરલ એજન્સિ કંપની
"લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી પ્રસિદ્ધ કર્યું.

સંવત ૧૯૪૦. ઈ. સ. ૧૮૮૩.

કીમત રૂ૦—૪—૦

૨૦૪૪

# પ્રસ્તાવના.

ઈશ્વરે સૃષ્ટિ ઉત્પન્ન કરી તેના બે વર્ગ પાડ્યા છે. એક સ્ત્રી વર્ગ તથા બીજો પુરૂષવર્ગ. વનસ્પતિમાં, પશુમાં, પક્ષીમાં, મનુષ્યમાં જ્યાં જોશો ત્યાં આ બે વર્ગજ નજરે પડશે. આ બે વર્ગ એક એકની સાથે જોડાયાથી ઈશ્વરની સૃષ્ટિ એવો એક પદાર્થ થાયછે. વળી ઈશ્વરે એવો પણ નિયમ કર્યો છે કે પુરૂષવર્ગના કરતાં સ્ત્રીવર્ગ વધારે વહેલો પરિપૂર્ણ અવસ્થામાં આવે છે. વનસ્પતિમાં તથા પશુપક્ષી વગેરેમાં પણ આ નિયમ દૃષ્ટિગોચર છે. મનુષ્યવર્ગમાં પણ સ્ત્રીનાં બાહ્ય અંગો વધારે વહેલાં પૂર્ણદશા પ્રાપ્ત કરે છે. બાહ્ય અંગને માટે જે નજરે આવેછે તે અંતરનાં અંગ એટલે બુદ્ધિ તથા હૃદયને પણ લાગુ પડેછે. તાત્પર્ય એ કે સ્ત્રીઓનું મન, તેમની બુદ્ધિ, તેમનું હૃદય પુરૂષોનાં કરતાં વધારે વહેલાં પરિપક્વ થાય છે.

પદાર્થ મૂળે ગમે તેટલો સારો હોય છે તોપણ તે યોગ્ય રીતે કેળવાયેલો હોતો નથી તો તે સારો લાગતો નથી. હીરો ખાણમાંથી નીકળે છે ત્યારે કોયલા જેવો કાળો હોયછે. તેને જ્યારે કેળવી, ઓપ દઈ પેહેલ પાડે છે ત્યારેજ તે સુંદર તથા તેજસ્વી થાય છે અને તેની કીમત પણ ત્યારેજ વધે છે. સોનું જાતે તેજસ્વી છે, પણ ખાણમાં હોય છે ત્યાં લગણ તે આંખને પ્રિય લાગતું નથી. જેમ જેમ તે સંસ્કાર પામતું જાય છે તેમ તેમ તે વધારે તેજસ્વી થતું જાયછે અને આંખને પણ પ્રિય લાગે છે. રસોઇમાં પણ જો યોગ્ય રીતે મસાલો નાખી તેને કેળવી ન હોય તો તે આપણને રૂચતી નથી. ઘોડો ગમે તેટલો પાણીદાર હોય પણ તેને બરાબર ચાલ ચાલતાં શીખવ્યું ન હોય તો તેની કીમત મનમાનતી ઊપજતી નથી. વનસ્પતિમાં પણ ઝાડને યોગ્ય બરદાસ્ત લઈ ઉછેર્યાં હોય તો તે ઘણાં સુંદર દેખાય છે. એમનાં એમ ઊગેલા દીધાં હોય, તેમની સંભાળ લીધી ન હોય તો તે અરૂચિકર તથા જંગલી અવસ્થામાં રહે છે. આ દૃષ્ટાંતો ઉપરથી એમ સ્પષ્ટ માલૂમ પડેછે કે કેળવણીવિના કોઈ

પણ પદાર્થ સારી તથા યોગ્ય અવસ્થામાં આવી શકતો નથી. મનુષ્યની બુદ્ધિ, મન, તથા હૃદયને માટે પણ આજ નિયમ છે. કેળવણી વિના એ કદી દીપેજ નહિ તથા જે અર્થે એ આપણને ઇશ્વરે બક્ષેસ કર્યાં છે, તે શુભ અર્થ સરે નહિ.

સ્ત્રીકેળવણીનો વિષય એટલો બધો ચરચાયો છે, એ વિષે એટલા બધા નિબંધો રચાયા છે, એના ઉપર એટલાં બધાં વ્યાખ્યાનો અપાયાં છે કે આ સ્થળે એ વિષે જે કાંઈ કહેવામાં આવે તે ઘણું કરીને પુનરૂક્તિજ થાય. એ વિષય ગૂઢ તથા વિશાળ છે. અને તે પ્રમાણમાં એના ઉપર વિવેચન અનેક પ્રકારે અનેક ઠેકાણે થયું છે. એ બાબત ઉપર વિસ્તારથી લખવાનું અથવા એ વિષયને કાંઈ બીજા રૂપમાં જનસમૂહમાં મૂકવાનું કામ મારાથી વિશેષ શક્તિવાળા તથા બુદ્ધિમાન વિદ્વાનને સોપુંછું. મારો વિચાર માત્ર આ સ્થળે કેટલીક સાધારણ વાતો કહેવાનો છે.

સ્ત્રી કેળવણીની અવશ્યકતાનું એક સર્વથી મજબૂત કારણ આજ લગણમાં, મારા જાણ્યા મેળે, જેટલી સબળતાથી આગળ પાડવું યોગ્ય છે તેટલી સબળતાથી બહાર પડેલું નથી. વિદ્યા પ્રાપ્ત કરવી તે કાંઈ અર્થ કમાવવાને માટે નથી. વિદ્યા જાતેજ સર્વથી મોટું ધન છે. વિદ્યા મેળવ્યાથી જે અનંત ફાયદાઓ થાય છે તે અવર્ણનીય છે. પુરૂષવર્ગના કરતાં સ્ત્રીવર્ગને કેળવણી આપવાની વિશેષ જરૂર છે. કારણ બાળકોની કેળવણી સ્ત્રીઓના હાથમાં છે. છોકરૂં જન્મેછે ત્યારથી તે તે મોટું સમજણું થાય છે ત્યાંસૂધી તે ઘણોખરો વખત પોતાની માતા પાસેજ રહેછે. જેવી માતાની બુદ્ધિ, આચરણ, જ્ઞાન, આચારવિચાર, તેવાંજ તે છોકરાનાં પણ થાય છે. વૈદ્યકીય શાસ્ત્ર પ્રમાણે એવું સિદ્ધ થયેલું છે કે છોકરામાં માનો અંશ વધારે હોય છે. ત્યારે જો માની બુદ્ધિ હૃદય વગેરે કેળવાયલાં હોય તો છોકરૂં પણ અલબત સારૂં બુદ્ધિમાન નીવડે. સ્ત્રીકેળવણીની અવશ્યકતા વિષે ઝાઝું લખવાની કાંઈ જરૂર નથી. કારણ એ અગત્યની નથી, એની કાંઈ જરૂર નથી, એથી કાંઈ ફાયદા થતા નથી, વગેરે બોલનારાઓની સંખ્યા દેશને સુભાગ્યે ઘણી ઓછી થઈ ગઈ

છે. સઘળા લોકો એની અવશ્યકતા માન્ય કરેછે એમ કહિયે તો કાંઈ અતિશયોક્તિ કરી કહેવાય નહિ.

સ્ત્રી કેળવણીની અવશ્યકતા સ્વીકારી એટલે સવાલ એ ઉઠે છે કે એ કેવા પ્રકારની હોવી જોઇએ.

આ સવાલનો ઉત્તર આપવાનો પ્રયત્ન કરતાં પહેલાં કેળવણીનાં અંગો વિષે સાધારણ વિચાર કરિયે તો તે કાંઇ અપ્રાસંગિક કહેવાય નહિ.

મનુષ્યની કેળવણીનાં મુખ્ય ત્રણ અંગ છે. તનની, બુદ્ધિની તથા હૃદયની. તન તથા બુદ્ધિની કેળવણી એક એકનું અંગીભૂત છે. એ બંન્નેનો એવો નિકટ સંબંધ છે કે એક વિના બીજાની કેળવણી સારી સંતોષકારક તથા પૂર્ણપણે થઇ શકતી નથી. એકલી બુદ્ધિને કેળવ્યાથી શરીર સંપત્તિનો નાશ થાયછે, એટલે શરીર નબળું તથા નાના પ્રકારના વ્યાધિઓનું ઘર થાયછે. આવો પરિણામ થાય ત્યારે બુદ્ધિને કેળવ્યાથી તે જેટલી ઉપયોગી થઇ પડવી જોઇયે તેટલી ઉપયોગી થતી નથી. હવે માત્ર તનનેજ કેળવ્યું હોય તો તેનું પરિણામ શું થાય તે વિષે કાંઇ વિશેષ કહેવાની જરૂર નથી. માત્ર જેનું શરીરજ વધેલુંછે તે માણસ પશુ જેવું છે. પશુમાં જેમ જ્ઞાનના પ્રભાવથી સારાં કામ થઇ શકતાં નથી તેમ તેને વિષે પણ સમજવું. તેવા માણસથી મનુષ્યને લાયક કાંઈ પણ કામ થતું નથી. ટૂંકામાં તેવો માણસ છેક નિરૂપયોગી છે તથા તેનાથી જગત ઉપર કાંઈ પણ ઉપકાર થઇ શકતા નથી. શારીરિક બળ કરતાં બુદ્ધિબળ વિશેષ છે એ નિર્વિવાદ છે. આ ઉપરથી એટલું સ્પષ્ટ છે કે તન તથા બુદ્ધિ બંનેને કેળવવાં જોઇયે.

હૃદયની કેળવણીની યોગ્યતા તથા જરૂર વિષે જેટલું કહિયે તેટલું ઓછું છે. એને સંબંધે કદી અતિશયોક્તિ થાયજ નહિ. કદાપિ શરીર તથા બુદ્ધિની કેળવણી ન હોય પણ માત્ર હૃદયજ કેળવાયલું હોય તોપણ ચાલે. હૃદયના ભાવથી ઉમંગે કરેલું કામ ઘણુંજ ફળ તથા બોધદાયક છે. માત્ર બુદ્ધિને પ્રભાવે કરેલું કામ પછી તે બીજી રીતે ગમે તેટલું ઉપયોગી તથા ઉત્કૃષ્ટ હોય તોપણ

તેજ હૃદયની ઉલટથી કરેલા કામના જેટલું ઉપદેશક થતું નથી. હૃદયની કેળવણી નથી પણ માત્ર તન તથા બુદ્ધિ જેની કેળવાયલી છે એવું માણસ એક સુંદર, ભવ્ય, તથા નાના પ્રકારના સુશોભિત મનોહર સરસામાનથી ભરેલા, પરંતુ અંદર કોઇ પણ ચૈતન્યમય બુદ્ધિમાન પ્રાણીવિનાના ઘર જેવું છે. મનુષ્ય ન હોય તો ઘરની અંદરનો સામાન અસ્ત વ્યસ્ત થઇ બગડી જાય તેમ હૃદય સારી રીતે કેળવાયલું ન હોય તો બુદ્ધિની કેળવણીથી જે જે જ્ઞાન પ્રાપ્ત થયેલું હોવછે તે સઘળું નિષ્ફળ જાયછે.

કેળવણીના સ્વરૂપના આ સાધારણ વર્ણન ઉપરથી એટલું સ્પષ્ટ થાયછે કે કેળવણીનો મુખ્ય ઉદ્દેશ મનુષ્યને બીજાઓને જેમ પોતાને તેમ વધારે ઉપયોગી થઇ પડવાનો તથા ઇશ્વરને ઓળખવાનો છે.

આપણે ઉપર સવાલ એવો ઉઠાવ્યો છે કે સ્ત્રીઓને કેવા પ્રકારની કેળવણી આપવી જોઇયે. એ સવાલનો ઉત્તર આપતાં એક વાતનો વિચાર કરવો અતિ અવશ્યનો છે. એ અવશ્યની વાત સ્ત્રીજાતિની પ્રકૃતિ છે. ઇશ્વરે સ્ત્રીજાતિની તથા પુરૂષજાતિની પ્રકૃતિમાં ઘણો ભેદ રાખેલો છે. પુરૂષની પ્રકૃતિમાં કઠોર ગુણોની છાયા વિશેષ છે. તેનામાં હિંમત, સાહસ, શૌર્ય વગેરે વિશેષ અંશે છે. સ્ત્રીની પ્રકૃતિમાં કોમળ ગુણોનો વિશેષ ભાગ છે. પુરૂષમાં બુદ્ધિના ગુણો વિશેષ છે. સ્ત્રીમાં હૃદયના ગુણો આગળ પડતા છે. પુરૂષ વિચારશક્તિથી વધારે દોરાયછે, સ્ત્રીમાં મનોભાવ વધારે પ્રબળ છે. પુરૂષ ન્યાયનો અધિષ્ઠાતા છે. સ્ત્રી દયાભાવની અધિષ્ઠાત્રી છે.

સ્ત્રી પ્રેમ, ઉત્સાહ, મમતા, નમ્રતાનું સ્થાન છે. પુરૂષ બલિષ્ઠ છે. સ્ત્રી નાજુક તથા જરા દુર્બલ છે. પુરૂષ જરા કઠોર છે. સ્ત્રી મૃદુ છે. પુરૂષમાં કર્કશતાનો અંશ વિશેષ છે; સ્ત્રીમાં લાવણ્ય તથા કોમળતા વિશેષ છે. પુરૂષ બહાર ફરવા હરવાને વધારે યોગ્ય છે સ્ત્રીનું સ્થળ ઘર છે. પુરૂષ કમાવાને નિમિત છે. સ્ત્રી ધનનું રક્ષણ કરી ઘર સંસાર સુખપ્રદ કરનારી છે.

આ ઉપર કહ્યું તે ઉપરથી તથા કેળવણીના મુખ્ય ઉદ્દેશ ઉપરથી એવું સ્પષ્ટ માલૂમ પડેછે કે સ્ત્રીઓને એવી જાતની કેળવ-

ણી આપવી જોઇયે કે જેથી તેમના આ ઉપર વર્ણવેલા ગુણો વૃદ્ધિ પામી આગળ પડતા થાય. એ ગુણો પૂર્ણ સ્થિતિ પ્રાપ્ત કરે તથા સંસારને સુખપ્રદ કરવાનાં સાધન થાય. ધર્મ શાસ્ત્ર તથા નીતિ શાસ્ત્રનો બોધ તથા અભ્યાસ આ શુભ કાર્ય પાર પાંડવાનું સર્વથી મુખ્ય સાધન છે.

આ પુસ્તકમાં ઉપર જે સહજ થોડી ટીકાઓ કરીછે તેમનેજ ઉદ્દેશીને મુખ્ય ભાગે લખાણ થયલું છે, એટલે એ વિષે વિસ્તાર કરવાનું કાંઈ પ્રયોજન નથી. આ પુસ્તક વાંચી, પૂર્ણ રીતે સમજી તે પ્રમાણે આચરણ થવા તરફ જો થોડો ઘણો પણ પ્રયત્ન થશે તો મારો શ્રમ ઘણે દરજ્જે ફળીભૂત થયો હું માનીશ.

પ્રસ્તાવના પૂરી કરતાં જે જે સદ્ગૃહસ્થોએ મને મારા આ કામમાં ઉત્તેજન આપ્યું છે તથા મારો ઉત્સાહ વધાર્યો છે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનુંછું. મારા મિત્ર રા. રા. બળવંતરામ મહાદેવરામે આ પુસ્તકનાં પ્રુફ તપાસવામાં મદદ કરી છે તેથી હું તેમનો પણ અતિશય આભારી થયોછું.

ભાષાન્તર કર્તા.

# पंडिता रमाबाइ विषे हकीकत.

આ વિદુષી બાઇ વિષે લોકોને ઘણી ઘણી શંકાંછે. પહેલી તો એકે એમને એમના જુની ચાલના વડિલે આટલી બધી વિદ્યા કેમ શિખવી; બીજી એકે એમના વિચાર હાલમાં પ્રચાર પામેલા નવા વિચારોને અનુસરીને કેમ થયા; વળી એ કયાંનાં રહેવાશી, એમની જન્મભાષા કઈ, એમને મરાઠી ભાષા આવી સારી રીતે કેમ આવડી વગેરે. બંગાળા, આસામ વગેરે મુલકોમાં એ શા માટે ગયાં; એ બાબત તથા બીજી કેટલીક બાબતો જાણવાની ઘણા લોકોની ઇચ્છા જણાવાથી એ બાબતનો ખુલાસો કરવા સારૂ તથા આ-બાઈ *અત્રે આવી સ્ત્રીજાતિની ઉન્નતિ થવા સારૂ આટલી બ-ધી ઉલટથી શ્રમ લેછે તે લોકોને નિવેદન કરવા સારૂ એમનાં ચરિ-તની સવિસ્તર હકીકત લખવાની ઘણા દિવસ થયાં અમારી ઇચ્છા હતી. તે ઇચ્છા સફળ થવાનો યોગ અમારા એક મિત્રના પ્રયાસથી મળી આવ્યો છે. આ પંડિતા સ્ત્રીવિષે સાંભળેલી તથા ચમત્કારિક ઘણીક વાતો પ્રસિદ્ધ થાયછે તેમાં ખરૂં શું અને કેટલું છે તે આ હકીકત ઉપરથી વાંચનારને સમજાશે. કારણ કે આ હકીકત અ-મને અમારા એક મિત્ર તરફથી મળેલીછે અને તે મિત્રે ખુદ રમાબાઈ પાસેથી મેળવેલી છે. અમને જેવી હકીકત મળીછે તેવીને તેવીજ અમારા મિત્રની તથા પંડિતા બાઇની પરવાનગીથી અમે નીચે આપીએ છિયે.

"મારા તીર્થરૂપનું નામ અનંત શાસ્ત્રી ડોંગરે હતું. તે શ્રીમાન્ હતા અને દક્ષિણ કાનડાના માંગલૂર જિલ્લામાં પશ્ચિમ ઘાટની તળેટીમાં આવેલા માળ હેરંજી ગામના રહીશ હતા. બાર વર્ષની ઉ-મરે તેમનું પહેલી વારનું લગ્ન થયું. લગ્ન થયું કે તરતજ ઘરમાં કોઇને ન જણાવતાં ત્યાંથી નાશી ગયા અને શૃંગેરીનામના શંકરા-ચાર્યના મઠમાં જઈ રહ્યા. ત્યાં તે મઠના સંસ્થાનિક નૃસિંહ સરસ્વ-

---

* મુંબઇમાં.

ત્રીની સાથે એક ગુરૂ પાસેથી સારી રીતે વેદનો અભ્યાસ કર્યો. અરાઢ વર્ષની ઉમરે અભ્યાસ પૂરો થયો એટલે તે પુને ગયા. ત્યાં પેશવા સરકાર શ્રીમંત બાજીરાવના ગુરૂ કૈલાસવાસી વેદશાસ્ત્રસંપન્ન રામચંદ્ર શાસ્ત્રીની પાસે શાસ્ત્રોનું અધ્યયન આરંભ્યું. તે પુનામાં આશરે ચારેક વર્ષ રહ્યા. રામચંદ્ર શાસ્ત્રીના તે શિષ્ય હતા તેથી શ્રીમંતના વાડામાં તેમનું ઘણી વાર જવું આવવું થતું. તે વખતે રામચંદ્ર શાસ્ત્રી શ્રીમંત પેશવા સરકારની સૂચના ઉપરથી તેમની (શ્રીમંતની) પત્ની શ્રીમતી વરાણસી બાઈસાહેબને સંસ્કૃત રઘુવંશ શિખવતા હતા. બાઈ સાહેબની વાણી મૂળે ઘણી મધુર અને શુદ્ધ; તેમાં સંસ્કૃત ભાષાનો અને કાલિદાસ કવિની સુંદર, મધુર અને મનોહર કવિતાનો સંયોગ થયો એટલે સોનામાં હીરો જડ્યા જેવું થયું તેથી બાઈસાહેબની વાણીમાં વિશેષ માધુર્ય તથા સૌંદર્ય આવે એમાં શી નવાઈ? બાઈસાહેબ સંસ્કૃત શ્લોક બોલતાં તે સાંભળી મારા પિતા ઘણા સંતુષ્ટ થતા. આ ઉપરથી પોતાના ઘરની સ્ત્રીઓને સંસ્કૃત શીખવવાનું તેમને મન થયું તથા તેમ કરવાનું તેમણે પણ લીધું. સન ૧૮૧૮માં શ્રીમંત પેશવા સરકારનું રાજ્ય અંગ્રેજ લોકોએ હસ્તગત કર્યું ત્યારે મારા વડિલ પુનેથી બ્રહ્મવર્ત તરફ રવાના થયા. થોડા દિવસ વીત્યા પછી રામચંદ્ર શાસ્ત્રીએ પોતાના પ્રિય શિષ્ય અનંતને "શાસ્ત્રી"ની પદવી આપી ઘણા દુઃખથી તેમને ઘેર જવાની પરવાનગી આપી. ગુરૂની આજ્ઞા લઈ મારા પિતા પોતાને ઘેર આવ્યા. પણ ત્યાં તેમના પિતા ઘણા આળસુ હતા તથા ગૃહકૃત્ય સારી રીતે ચલાવતા નહોતા તેથી તેમને માથે ઘણું કરજ થયું હતું. તે જોઈ શાસ્ત્રીને ઘણું દુઃખ થયું. આ કરજ ફેડવાનો વિચાર કરી શાસ્ત્રી પોતાના ઘરનો ત્યાગ કરી મ્હેસૂરની રાજધાનીમાં ગયા. તે વખતે માજી કૃષ્ણરાવ મહારાજ મ્હેસૂરની ગાદીએ હતા, અને રામશેષ શાસ્ત્રી તેમના મુખ્ય સભા પંડિત હતા. આ રામશેષ શાસ્ત્રી રામચંદ્ર શાસ્ત્રીના સહાધ્યાયી હતા તેથી રામચંદ્ર શાસ્ત્રીના પ્રિય શિષ્ય અનંતશાસ્ત્રી ઉપર તેમની અતિશય પ્રીતિ થઈ. તેમણે કૃષ્ણરાવ મહારાજની સાથે અનંત શાસ્ત્રીની મુલાકાત

કરાવી આપી. શાસ્ત્રીની વિદ્વત્તાથી પ્રસન્ન થઈ મહારાજે તેમને એકદમ રૂ. ૨૫૦૦૦ ની બક્ષિસ આપી. મહારાજના મનનું વલણ વિલક્ષણ હતું. તે ઘણા ઉદાર મનના હતા તેથીજ આવડી મોટી રકમ એકદમ આપી હશે. આ વાત પછી શાસ્ત્રીએ બંધું મળી આશરે ૧૦ વર્ષ મહારાજની પાસે કાઢ્યાં હશે. મહારાજે તેમને પૂર્વ કાળની રીતિ પ્રમાણે પાલખી વગેરે પુષ્કળ પૈસા આપી તેમનું ઘણું સન્માન કર્યું હતું.

શાસ્ત્રીના ઘેર આવ્યાં પછી કેટલેક દિવસે તેમના પિતાનો સહકુટુંબ કાશીયાત્રાએ જવાનો વિચાર થયો. શાસ્ત્રી પોતાના કુટુંબનાં તથા બીજાં કેટલાંક માણસો લઈ પોતાના પિતા સાથે કાશીયાત્રાએ નીકળ્યા. તેમની સાથે ૧ પાલખી, ૨ ગાડીઓ, ૧૨ઘોડાં તથા ભાઈ, ચાકરો અને પોતાના કુટુંબનાં માણસો મળી ૬૦ માણસો હતાં. એ સર્વેને રસ્તે જતાં કાંઈ હરકત તથા નુકસાન ન થાય એટલા માટે મુંબઈના ગવર્નર સાહેબે પોતાની સહીનો પરવાનો અનંતશાસ્ત્રીને આપ્યો. અનંત શાસ્ત્રી કોણછે વગેરે વિષે તેમાં હકીકત લખી હતી તથા દેશી રાજા રજવાડાઓને તથા બીજા પ્રતિષ્ઠિત માણસોને તેમનું યોગ્ય સન્માન કરવા વિનંતી કરી હતી. આ પરવાનો લઈ તે કાશી તરફ ચાલ્યા. માર્ગમાં તેમની પહેલી વારની પત્ની નામે યમુનાબાઈ મરડો થયાથી મરી ગઈ. યમુનાબાઈને પેટે શાસ્ત્રીને ઘણાં સંતાન થયાં હતાં, પણ તેમાંથી એક છોકરી તથા એક છોકરોજ માત્ર જીવતાં રહ્યાં હતાં.

કાશી, ત્રિસ્થળી વગેરે તીર્થોની યાત્રા કરી શાસ્ત્રીએ પોતાના પિતાને ખટલા સહિત ઘર તરફ વિદાય કર્યા. પોતે ષટ્ શાસ્ત્ર નિપુણ પ્રસિદ્ધ પંડિત ભાઉ શાસ્ત્રી નિયોગી તથા પ્રખ્યાત નૈયાયિક ગણેશ શાસ્ત્રી દાતારની પાસે ચાર વર્ષ રહી મોટો શ્રમ લઈ દર્શનશાસ્ત્રોનું અધ્યયન કર્યું. આની પૂર્વે શાસ્ત્રી શૈવ મતના હતા તથા અદ્વૈત મત માનતા; પણ દર્શન તથા ન્યાયના અભ્યાસથી તેમનો અદ્વૈત મત સમૂળો નાશ પામ્યો. વૈષ્ણવ મતમાં ઈશ્વરનો અને પ્રાણીનો સેવ્ય સેવક ભાવ છે તેથી તે મત તેમને પસંદ પડ્યો અને તે-

મણે તે મતની દીક્ષા લીધી. ત્યાર પછી શાસ્ત્રી નેપાલ ગયા. નેપાલના અધિપતિએ શાસ્ત્રીનું ઘણું સન્માન કર્યું અને એક પાલખી, બે હાથીનાં બચ્ચાં તથા નાભિ સહિત એક કસ્તુરી મૃગ તેમને ભેટ દાખલ આપ્યા, અને નીકળતી વખતે પુષ્કળ દ્રવ્ય આપી વિદાય કર્યા. ઘેર આવતાં રસ્તામાં હાથીના બચ્ચાં એકાએક મરી ગયાં. નેપાલ જઈ આવ્યાનું સ્મરણ રહેવા માટે તેમના ઉપરની રેશમી તથા બનાતની ઝૂલ તથા કસ્તુરી મૃગનું શરીર પોતાની પાસે રાખ્યાં. નહાનપણામાં આ વસ્તુઓ મેં જોઈ હતી એવું મને સાંભરેછે.

ગૂજરાત દેશનું પર્યટન કરવાના ઈરાદાથી શાસ્ત્રી જતા હતા તેવામાં પેઠણ મુકામે તેમનું તથા મારા માતામહ માધવરાવ અભ્યંકરનું મળવું થયું. માધવરાવ કાશીયાત્રા કરવા નીકળ્યા હતા. તેમની સાથે તેમની કન્યા, મારાં માતુશ્રી, અંબાબાઈ, જેમની ઉમર તે વેળા નવ વર્ષની હતી, તે પણ હતાં. માધવરાવના પિતા ઘણા શ્રીમાન હતા પણ કાળક્રમે તે ઘણી ગરીબ અવસ્થામાં આવી પડ્યા હતા. સન ૧૮૧૮ ના રાજ્યના ફેરફારને સમયે તેમનું વાઈમાં ઘર હતું તે લૂટારૂ લોકોએ લૂટી લીધું. માધવરાવ પુને રહી અંગ્રેજ સરકારની નોકરી કરતા હતા. કેટલાક દિવસ પછી કાંઇક કારણથી ઉપરીની સાથે તેમને અણબનાવ થયો તેથી તેમણે નોકરી છોડી દીધી. નોકરી છોડ્યા પછી ઘર વેચી થોડા પૈસા ભેગા કરી સાષ્ટાંગ નમસ્કાર કરતાં કરતાં કાશીયાત્રાએ જવાનો નિશ્ચય કર્યો. આમ કરતાં કરતાં તે વાઇસુધી આવી પહોચ્યા. ત્યાં આવા અપૂર્વ શ્રમથી તેમનું શરીર સૂજી ગયું, અને ઘણા દિવસ સુધી ખાટલો ભોગવવો પડ્યો. પ્રકૃતિ તો સારી થઈ પણ આગળ જવાને તેમની પાસે પૂરતા પૈસા નહોતા. ફકત ૧૪ રૂપીઆ બચ્યા હતા. આવી સ્થિતિમાં તે હતા તેવામાં અનંત શાસ્ત્રીનો મેળાપ થયો. આ વખતે શાસ્ત્રીનું વય ૪૦ વર્ષનું હતું. પણ તે શરીરે બળવાન હતા. ચહેરો પણ ઘણો તેજસ્વી હતો. માધવરાવે તેમની સર્વ હકીકતથી વાકફ થઈ તેમની વિદ્વત્તા, રૂપ, ગંભીર સ્વભાવ તથા સંપત્તિ વગેરેને લીધે પોતાની વરવા યોગ્ય થયલી મોટી કન્યા શાસ્ત્રીને

આપી. પોતાની નહાની કન્યા વિવાહિત કન્યાને સોંપી પોતે કાશી તરફ રવાના થયા. આણીમેર અનંત શાસ્ત્રી પોતાની નવવિવાહિત વધૂને તથા તેની નહાની બહેનને સાથે લઈ માળહેરંજી ગયા. ઘેર પહોચતાં વારજ પુનામાં હતા ત્યારે ઘરની સ્ત્રીઓને સંસ્કૃત શીખવવાનું લીધેલું પણ સાર્થક કરવાનો આરંભ કર્યો. તેમણે પ્રવાસ કરી ઘણા દેશો જોઈ પુષ્કળ જ્ઞાન મેળવ્યું હતું તેથી તેમના ઘણા ખરા વેહેમો નાશ પામ્યા હતા. તેમણે પોતાના ઘરમાં પરાપૂર્વથી ચાલી આવેલી ભૂત, પિશાચ, વગેરેની પૂજા તથા બીજી વેહેમી ક્રિયાઓ એકદમ બંધ કરી.

હરિતાલિકા, ગણેશચતુર્થી વિગેરે મળીને હિંદુ લોકોનાં આશરે ૩૬ વ્રતછે. તેમાનું કોઈ પણ વ્રત તેઓ પોતાનાં ઘરનાં માણસોને કરવા દેતા નહિ. પોતે વૈષ્ણવ હતા તેથી માત્ર એકાદશી કરતા. તે સિવાય ભૂત, પ્રેત, પિશાચ, ગ્રહ, દેવ, રાક્ષસ વગેરેની પૂજા તેઓ કરતા નહિ, તથા તે ન કરવાથી ઉપદ્રવ થાયછે એમ પણ તે માનતા નહિ. મારી માતુશ્રીને સંસ્કૃત શીખવવા માંડ્યું તેથી, તથા પોતાનો પૂર્વનો મત છોડી બીજા મતનો સ્વીકાર કર્યો તેથી, તથા ભૂત, પ્રેત, પિશાચ, વગેરેને માનતા નહિ તેથી, જૂની ચાલના લોકો તેમના ઉપર બહુ બળવા લાગ્યા. પરંતુ લોકોથી ન ડરતાં પોતે પોતાનું કામ ધમધોકાર કર્યા ચાલ્યા. ત્યારે મધ્વાચાર્યના મુખ્ય સ્થાન ઉડુપી ગામમાં તેમના ધર્મ ગુરૂ પાસે જઈ શાસ્ત્રીના નાતીલાઓએ તેમની ચાડી ખાધી તથા તેમને નાત બહાર મુકવાનું સૂચવ્યું. આ ઉપરથી ગુરૂએ અનંત શાસ્ત્રીને પોતાના મઠમાં બોલાવ્યા અને તેમને નાત બહાર કાઢવાની ધમકી આપી. શાસ્ત્રીએ કાંઈ બીક ન રાખતાં પૂછ્યું "મારો શો અપરાધ છે." ગુરૂએ જવાબ આપ્યો કે "તમે તમારી સ્ત્રીને સંસ્કૃત શીખવો છો તે શાસ્ત્ર વિરૂદ્ધ છે ને એજ તમારો અપરાધ" શાસ્ત્રીએ કહ્યું "હું એ પ્રમાણે માનતો નથી; મારૂં આચરણ શાસ્ત્ર વિરૂદ્ધ છેજ નહિ, તથા સ્ત્રીને સંસ્કૃત શીખવવાનો કોઈ પણ શાસ્ત્રમાં નિષેધ નથી. સ્ત્રીઓને સંસ્કૃત શીખવવાથી નાત બહાર નીકળવા જેવું પાપ થાયછે એવું વચન કોઈ પુ-

ણ શાસ્ત્રમાં નથી; એમાં બિલકુલ પાપ નથી એવું સિદ્ધ કરવાને હું તૈયાર છું; માટે શાસ્ત્રીઓની સભા કરવી." આ ઉપરથી શિરૂર-સોદ નામે ગામમાં પંડિતોની એક મોહોટી સભા ભરાઈ. તે સભામાં કર્ણાટકથી ઘણા પ્રસિદ્ધ પંડિતો, વિદ્વાન આચાર્યો, શાસ્ત્રીઓ તથા પુરાણીઓ મળી આશરે ૪૦૦ માણસ ભેગું થયું હતું. તેઓ સર્વે અનંતશાસ્ત્રીનો મત ખોટો છે એવું સિદ્ધ કરવાને ઘણી ઉલટથી આવ્યા હતા, પણ શાસ્ત્રીએ લાગલાગટ બે મહિના સુધી તેમની સાથે વાદ કરી તેમનો પરાજય કર્યો. શાસ્ત્રીએ આ પ્રસંગને માટે મોહોટા ઉત્સાહથી તૈયારી કરી હતી. શ્રુતિ, સ્મૃતિ, પુરાણો, ઈતિહાસો (રામાયણ, મહાભારત, ઈ૦), વગેરેમાંથી ઉતારા કરી તેમાં સ્ત્રીઓને સંસ્કૃત શીખવાનો અધિકાર છે એવા ઉદ્દેશનાં ઘણાં પ્રમાણ વચનો એકઠાં કર્યાં અને તેનો એક ગ્રંથ બનાવ્યો. પંડિતોનો પરાભવ કરી શાસ્ત્રીનો મત તથા ગ્રંથ અમારે માન્ય છે એવું તેમની પાસે શાસ્ત્રીએ લખાવી લીધું, અને તેમનામાંના બે મુખ્ય પંડિતોની તે પત્ર ઉપર સહી લીધી. આ તેમનો લખેલો ગ્રંથ મેં જોયો છે. તે સમયે આ દેશમાં છાપવાની કળા નહોતી તેથી તે ગ્રંથ પ્રસિદ્ધ થયો નહિ. વળી વર્તમાનપત્રો પણ નહોતાં તેથી આ વાદવિવાદ તથા તેનું પરિણામ લોકોના જાણ્યામાં આવ્યું નહિ. પણ અનંત શાસ્ત્રીએ તે સભાની હકીકત તથા ગ્રંથ લખી રાખી સાચવી મુક્યાં હતાં તેથીજ તે જાણવાનો તથા વાંચવાનો મને યોગ મળી આવ્યો. આ સંબંધી અફસોસની વાત એ છે કે તે ગ્રંથ હાલ મારી પાસે નથી; હત તો તે મેં આપને આપ્યો હત, અથવા પ્રસંગ અનુકૂળ આવ્યે તે છપાવ્યો પણ હત. મારા પિતા સુમારે ૧૦ વર્ષ ઉપર પુનેથી કર્ણાટક જતા હતા ત્યારે પોતાનાં સઘળાં પુસ્તકો તેમના એક મિત્રને ત્યાં મુકી ગયા હતા. તેમાં આ ગ્રંથ પણ હતો. અનંતશાસ્ત્રી સ્વર્ગવાસી થયા અને તેમના કુટુંબમાં હુંજ માત્ર જીવતી છું માટે સદરહુ ગ્રંથ મને આપવો એવી મેં તે ગૃહસ્થને ઘણી વખત વિનંતી કરી હતી, પણ તે ગ્રંથ તે ગૃહસ્થ મને આપતા નથી. તે પુસ્તકોનો પોતે કાંઈ પણ ઉપયોગ કરતા નથી તે છતાં

પણ તે મને પાછાં આપતા નથી તેનું શું કારણ હશે તે માત્ર તે-મને તથા ઈશ્વરનેજ ખબર. ખેર!

વાદમાં આ પ્રમાણે જય થયો અને શાસ્ત્રી પોતાને ઘેર આ-વ્યા. આ વાત પછી લોકોએ શાસ્ત્રીને સારી રીતે ઓળખી રાખ્યા. શાસ્ત્રીએ કોઈની સાથે ખાવા પીવાનો વ્યવહાર રાખ્યો નહિ. તેમાં તેમનો હેતુ માત્ર એટલોજ હતો કે તેમના ઉપર જનસમૂહનો અ-ધિકાર ચાલી શકે નહિ. તેમણે લોક વિરૂદ્ધ કાંઈ કૃત્ય કર્યું અને તેમાં જો લોકો તેમની આડે આવ્યા તો શાસ્ત્રી તેમને સ્પષ્ટ કહેતા કે "હું તમારી સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખતો નથી. તમારે મારા કામમાં વિના કારણ વચમાં પડવું નહિ. કર્તવ્ય શું અને અ-કર્તવ્ય શું-એ હું સારી પેઠે સમજું છું. માત્ર ઈશ્વરની બીક રાખી હું ચાલીશ. જે કૃત્ય મને સારૂં લાગશે તે કરવામાં હું લોકથી બી-વાનો નથી તથા તેમને આધીન પણ થવાનો નથી. જેમની મરજી હોય તેમણે મારી સાથે સંબંધ રાખવો. જેમની મરજી ન હોય તે-મણે રાખવો નહિ."

કર્ણાટક દેશના લોકોની એવી સમજ છે કે સ્ત્રીઓને શાસ્ત્રનો અભ્યાસ કરવાનો અધિકાર નથી. તેમની આવી સમજને લીધે તેઓ સ્ત્રીઓને પુરાણ સાંભળવા પણ દેતા નથી. પહેલાંના લોકો ઘ-ણા દેવભોળા હોવાને લીધે પુરાણિકો, ભટો વગેરેનો નિર્વાહ પુરૂષવર્ગ તરફથીજ થતો. તેથી કરીને તે લોકો સ્ત્રીઓનો અનાદર કરતા. પરંતુ જેમ જેમ પશ્ચિમ તરફના જ્ઞાનનો પ્રચાર કર્ણાટકમાં વધતો ગયો તેમ તેમ પુરૂષવર્ગમાં પુરાણિકોનું માન ઓછું થતું ચાલ્યું. આમ થવાથી પુરાણિકો તથા ભટોની સ્વારી નિરૂપાય થઈ સ્ત્રીવર્ગ તરફ વળી. તેઓને સ્ત્રીઓ તરફથી પુષ્કળ દ્રવ્યપ્રાપ્તિ થવા લાગી. કોઈ પણ માણસ બીજાને ફોગટ પૈસા આપતું નથી. પુરાણ સાં-ભળ્યા સિવાય બાયડીઓ પુરાણિકોને કાંઈ પૈસા આપે નહિ; અને પુરાણિકો તો એમ કહેતા કે સ્ત્રીઓને પુરાણ સાંભળવાનો પણ અ-ધિકાર નથી. આ એક મોહોટી અડચણ આવી નડી. તેનો તોડ કાઢવો જોઇયે. પણ પુરાણિકોની જે તર્કશક્તિએ તેમને વંધ્યાક

આશાથી પ્રાપ્ત થનારા સૂચિમુખ નરકમાંથી અદ્ધર બચાવ્યા તે તર્કશક્તિને આનો તોડ કાઢવો તે કેમ કઠણ પડે. તે લોકોએ લાગલોજ એક તોડ શોધી કાઢ્યો. તેમાં એવી તો તેમણે ચતુરાઈ તથા ખુબી વાપરી કે "એક પંથ ઔર દો કાજ" થાય. સ્ત્રીઓને પુરાણ સાંભળવાનો અધિકાર નથી એ મત તો કાયમ રહે, તોપણ તેમને તે સંભળાવી તેમની પાસેથી પોતાને પૈસા પણ મળે એવો એક તોડ તેઓએ કાઢ્યો. તે તોડ એક પુરાણીબાવા પુરાણ કહેવા બેસે અને તેમની સામે સ્ત્રી શ્રોતૃવર્ગ બેસે એટલે તેમણે પોતાની તથા સ્ત્રીઓની વચમાં સાક્ષીભૂત એક ઘંટા મુકવી, અને તે ઘંટાને એમ કહેવું કે "હે! ઘંટા આ પુરાણ હું તનેજ સંભળાવુંછું; અનધિકારી સ્ત્રીઓને સંભળાવતો નથી"!! શી ઉત્તમ તર્કશક્તિ અને તોડ! આવીજ તર્કશક્તિથી હિંદુસ્તાન તર્યું; અને હજી પણ એ લોકો પોતાનો દુરાગ્રહ તજી સારે રસ્તે નહિ ચાલે તો તરશે. આવી આ આગ્રહી લોકોએ પોતાના આગ્રહથી સીમા કરી દીધી છે.

આ લોકોની અક્કલના આવા નમુનાના બીજા ઘણા દાખલાઓછે. તે મધ્યેથી એક એ હું તમને કહી બતાવુંછું. સુમારે ૧૮ વર્ષની વાત ઉપર મારા પિતા ફરીથી હિંદુસ્તાનમાં પ્રવાસ કરવા નીકળ્યા હતા, ત્યારે ઈંદોરમાં કેટલાક દિવસ મુકામ કર્યો હતો. તે વખતે ઇંદોરની ગાદીના અધિપતિ શ્રીમંત તુકોજીરાવ હોલકર હતા. તેમણે શાસ્ત્રીને (અનંતશાસ્ત્રીને) પોતાની સભામાં પધારવાનું નિમંત્રણ મોકલ્યું. મારા પિતાની સાથે મારાં માતુશ્રી, મારી મોહોટી બેન, મારા મોહોટાભાઈ તથા હું એટલાં જણ હતાં. તે વખતે હું ઘણી નહાની એટલે આશરે ૯ વર્ષની હતી, તેથી મારા પિતાની સાથેજ બેસતી. સભામાં તુકોજીરાવ મારી મોહોટી બેહેન તથા મારી માતુશ્રીના મુખથી ભાગવતનો કેટલોક ભાગ સાંભળી ઘણા ખુશી થયા હતા. પણ તે સભામાં કેટલાએક પંડિતોને સ્ત્રીઓએ વિદ્યાભ્યાસ કરવો તથા ભાગવત સરખું પુસ્તક તેમને મ્હોંએ આવડવું એ વાત બિલકુલ રૂચી નહિ; તેથી તેઓએ "સ્ત્રીઓને શાસ્ત્રનો અધિકાર નથી" એવો મારા પિતાની સાથે વાદ ચલાવ્યો. વાદ ચાલતો હતો તે

દરમ્યાન તુકોજીરાવ મહારાજે શાસ્ત્રીને થોડી વાર થોભવાનું કહી પોતાની સભાના પંડિતોને કહ્યું કે "શાસ્ત્રીઓ! તમે વાદ કરોછો તેમાં સત્ય કેટલુંછે તે મને બિલકુલ સમજાતું નથી "स्त्रीशूद्रब्रह्मबंधूनाम्" ઇત્યાદિ વાક્યો બોલી સ્ત્રીઓને શાસ્ત્રાધિકાર નથી એમ સિદ્ધ કરવા ઇચ્છો છો, અને મને પ્રત્યક્ષ પુરાણ ભાગવત, ભારત, વેદાદિ ગ્રંથો વાંચી સંભળાવો છો. ત્યારે કહો વારૂ! હું કઇ જાતનો છું? તમારા આ વાદ ઉપરથી બીજાનો ઉત્કર્ષ જોઈ તમને મત્સર ઉત્પન્ન થયા છે એમ મને સ્પષ્ટ સમજાયછે; માટે તમારે "ब्राह्मणो ब्राह्मणं दृष्ट्वा श्वानवद्‌घुर्घुरायते" (બ્રાહ્મણ બ્રાહ્મણને જોઈ કૂતરાની પેઠે ઘુરકે છે) એ કહેવત પ્રમાણે ન કરવું જોઇયે."

તુકોજીરાવ મહારાજનું આ ભાષણ સાંભળી સર્વ શાસ્ત્રી મંડળ નીચું મ્હોં ઘાલી મૂગું રહ્યું.

એ પ્રમાણેજ શ્રીમંત જયાજીરાવ શિંદેની પાસે વેદશાસ્ત્ર સંપન્ન ગોપાળાચાર્ય કન્હાકર નામે શાસ્ત્રી હતા. તેમણે પણ સ્ત્રીઓને તથા શૂદ્રોને શાસ્ત્રનો અભ્યાસ કરવાનો અધિકાર નથી એવો મત ધારણ કરી કેટલાંક વર્ષ ઉપર "ભાગવત ભૂષણ" નામનો ગ્રંથ લખ્યો હતો. પણ તેજ ગોપાળાચાર્યને મેં પંડે જયાજીરાવ શિંદેને ભાગવત દશમ સ્કંધ શીખવતાં જોયા છે. હશે. આ વાતના પ્રવાહે મને પ્રસ્તુત વિષયથી ઘણી દૂર ખેંચી આણીછે; માટે હવે આપણા પ્રસ્તુત વિષય તરફ વળુ છું.

અનંતશાસ્ત્રીને એકાંત વાસ ઘણોજ ગમતો. તે અહીંથી (વાઈથી) લગ્ન કરી ગયા પછી આશરે દશ વર્ષ પછી પોતાના ગામની નજદીક પશ્ચિમ ઘાટની ટોચ ઉપર આવેલા ગંગામૂળ નામના અરણ્યમાં પોતાની પત્ની સહિત રહેવા ગયા. તે અરણ્યનુ નામ ગંગામૂળ પડવાનું કારણ એકે એ ઠેકાણે પ્રસિદ્ધ તુંગા, ભદ્રા, અને નેત્રાવતી નદીઓનું મૂળ છે. તુંગા તથા ભદ્રા નદીઓ થોડે દૂર સુધી જુદી જુદી વહી પછીથી તેમનો સંગમ થયો છે. તે ઠેકાણે તેનું નામ તુંગભદ્રા પડ્યું છે. નેત્રાવતી પોતાના મૂળથી આશરે ૨૫ કોશ સુધી વહી પછીથી સમુદ્રને મળી છે.

ગંગામૂળ અરણ્યમાં તુંગભદ્રાનું મૂળ જોવાને યાત્રાળુઓ વખતે વખતે આવેછે. પણ તે ઠેકાણે કોઈની વસ્તી નથી. આસપાસ આશરે ૬ કોશ સુધી બલ્લગી નામના ઝાડની ઘટ ઝાડી છે. એ જંગલમાં વાઘ, રીંછ, જંગલી ડુક્કર, રોઝ, વરુ, કોલ્હાં વગેરે ક્રૂર શ્વાપદો ઘણાં છે.

તે ઠેકાણે વર્ષમાં આઠ મહિના સતત વરસાદ પડ્યાં કરેછે. યાત્રાળુ લોકો જાયછે કે ત્રણ દિવસથી વધારે દિવસ તે ઠેકાણે રહેતા નથી. તથા ત્યાં કોઈ એકલદોકલ પણ જતું નથી. લોકોની એવી સમજ છે કે તે ઠેકાણે ત્રણ રાતથી વધારે વખત સુધી મનુષ્ય રહે તો તે ત્યાં રહેનાર દેવોને તથા ઋષિઓને અપ્રિય થાયછે. મનુષ્ય તેમની આજ્ઞા ઉલ્લંઘન કરી ત્રણ રાત કર્તા વધારે વખત સુધી રહે તો દેવો તરફથી વાઘ, વગેરે હિંસક પ્રાણીઓ તેમને શાસન કરવા આવેછે; ચોતરફ દવ સળગેછે; ઇત્યાદિ ભૌતિકચેષ્ટાઓ પણ દેખાઈ આવે છે. તે અરણ્યમાં દેવ અથવા ઋષિ છે એની નિશાની શી એમ પૂછિયે તો તે લોકો કહેછે કે રાત્રીએ શંખ, ઘંટા, વગેરેનો નાદ તથા ઋષિઓ પાઠ કરતા હોય તો વેદધ્વનિ સંભળાય છે. તે ગમે તેમ હો. પણ અનંતશાસ્ત્રી આ સર્વે (એટલે ત્રણ દિવસ કર્તાં વધારે દિવસ તે અરણ્યમાં રહેવાની મનુષ્યોને દેવની પરવાનગી નથી વગેરે) વાતો તરફ લક્ષ ન આપતાં પોતાની પત્ની તથા ચાકર માણસો તેમની સાથે લઈ નિર્ભયચિત્તે ગંગામૂળમાં રહેવા ગયા. ત્યાં જઈ તેમણે ડુંગરની ટોચ ઉપર સપાટ જમીનમાંની સુમારે એક માઈલ ચોરસ જગામાનાં જંગલ કાપી જગા સ્વચ્છ કરાવી, ને તુંગાનદીને તીરે પોતાને રહેવા સારૂ ઘર બંધાવ્યું. તેમજ આવ્યા ગયા યાત્રાળુ લોકોને ઉતરવા સારૂ તથા ચાકર વગેરેને રહેવા સારૂ ઘરની આસપાસ બીજાં ઘર બંધાવ્યાં. ત્યાં તે હતા ત્યાં સુધી તે એક નહાનું સરખું ગામજ વસ્યું હતું એમ કહિયે તોપણ કાંઈ ચિંતા નહિ. ઘરમાં સુમારે ૧૦૦-૧૨૫ ઢોર, ૭-૮ ચાકર વગેરેનાં કુટુંબો, ઘરનાં ૨૦-૨૧ માણસ તથા બીજા વિદ્યાર્થીઓ, એવી રીતે ત્યાં મોહોટો ખટલો જામ્યો હતો. વાઘ વગેરે ક્રૂર પ્રાણીઓ રાત્રીને સમયે ઘરના આંગણા-

માં હીંડતાં હતાં. ત્યાં ઘરની આસપાસ મારી માતુશ્રીએ એક બાગ કર્યો હતો. તેમાં તેણે ચંપો, ગુલાબ, આંબો, ફણસ વગેરે ફુલ તથા ફળનાં ઝાડ રોપી દીધાં હતાં. તે હજુ સુધી ત્યાં હોઈ મારી જન્મભૂમિને શોભા આણી મારી માતુશ્રીના સદાચરણના તથા વડિલના ધૈર્યની સાક્ષી આપતાં હશે. તે અરણ્યમાં રહેતાં સંસારનું સર્વ કામ મારી માતુશ્રીના ઉપરજ આધાર રાખીને હતું. તોપણ આવડું મોહોટું ઘરનું કામ તે એકલી મોહોટી ચતુરાઈથી ચલાવતી. આમ છતાં પણ રાત દિવસ મહેનત લઈ તેણે સંસ્કૃત વ્યાકરણશાસ્ત્ર તથા ન્યાયશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો. મારા વડિલ કાંઈ વિશેષ કામ સારૂ બહાર ગામ જતા, ત્યારે શિષ્યમંડળીને પાઠ આપવાનું કામ મારી માતુશ્રીજ કરતી. આ પ્રકારે તે અરણ્યમાં સાડાબાર વર્ષ સુધી મારા વડિલ બેટલા સુદ્ધાં રહ્યા હતા. તેજ ઠેકાણે એને પેટે અમે ભાઈબેહેન મળી ૬ છોકરાં થયાં હતાં. તેમાંના બે સર્વથી મોહોટા તથા એક મારાથી મોહોટો એમ ત્રણ બંધુઓ નહાનપણમાં અકાળ મુવા. રહ્યામાનાં એક મોહોટી બેન નામે તુંગભદ્રા ઉર્ફે કૃષ્ણાબાઈ, ભાઈ શ્રીનિવાસ ઉર્ફે નારાયણ. તથા સર્વથી નહાની હું એમ અમે ત્રણ, માબાપ જીવતાં રહ્યાં ત્યાં લગણ કાયમ હતાં. મારો જન્મ શકે ૧૭૮૦ વૈશાખ શુક્લપક્ષ ૧૦ ને શુક્રવારે પ્રાતઃકાળે થયો.

મારી સર્વથી મોહોટી સાવકી બેહેનનું લગ્ન મારી માતુશ્રીના લગ્નની પૂર્વેજ થયું હતું. મારી માતુશ્રીની સાથે લગ્ન કરી તેને ઘેર લઈ આવ્યા પછી મારા વડિલે મારા સાવકા ભાઇનું પણ લગ્ન કરી દીધું. પછી મારી સગીબેહેન કૃષ્ણાબાઇનું લગ્ન તેનો વિદ્યાભ્યાસ પૂરો થયા પછી તેની ઉમર ૨૦-૨૧ વર્ષની થયા પછી કરવું એવો મારા વડિલનો નિશ્ચય હતો. પરંતુ મારી દાદી તેમના નિશ્ચયમાં ઘણાં વિઘ્ન કરવા લાગી અને છેવટે તેમણે પોતાની માના આગ્રહને લીધે નહાનપણમાંજ છોકરીનું લગ્ન કરી દેવાનું કબૂલ કર્યું. સ્ત્રીશિક્ષણ ઉપર લોકોની અનાસ્થા તથા છોકરી એક વખત સાસરે ગઈ એટલે તેનો વિદ્યાભ્યાસ કેટલે સુધી થશે તે, તે ઘણી સારી રીતે જાણતા હતા, માટે છોકરી લગ્ન થયા પછી સાસરે જાય નહિ તેની

તેમણે આગળથીજ તજવીજ કરી હતી. છોકરીના વરને ઘરજમાઈ કરી રાખ્યો. તેને તથા મારી બેનને સાથે વિદ્યાભ્યાસ કરાવવો શરૂ કર્યો. પરંતુ મારા બનેવીની વય નહાની હતી તથા તેને અનાડી લોકોની સોબત લાગ્યાને લીધે તેમનું મન વિદ્યાભ્યાસ તરફ લાગ્યું નહિ. તેમને લોકોનો છંદ લાગી તે નાશી ગયો. નહાનપણમાં અજ્ઞાન અવસ્થામાં લગ્ન કર્યાથી કેવાં અનર્થ થાયછે એનો મારા વડિલને આવો પ્રત્યક્ષ અનુભવ થયા પછી મારી બેહેનની સ્થિતિ સારૂ તથા પોતે સમજતાં છતાં તેનું લગ્ન નહાનપણમાં કરી દીધું તથા તેનો આખો ભવ બગાડ્યો તે સારૂ તેમને ઘણો પશ્ચાત્તાપ થયો, અને તેમણે પોતાની નહાની દીકરીનું (મારૂં) લગ્ન મારી અજ્ઞાન અવસ્થામાં અથવા મારી ખુશી ન હોય તો જીવતાં સુધી પોતે જાતે કરવાના નહિ એવી પ્રતિજ્ઞા કરી અને તે છેવટ સુધી પાળી.

ગંગામૂળમાં આવ્યા પછી સુમારે દશ વર્ષ સુધી સંસાર ઘણી સારી રીતે ચાલ્યો, આગળ મારા મોહોટા બનેવીના (સાવકી બેહેનના વરના) હાથમાં સઘળી જૂની વતનવાડીનો કારભાર સોંપ્યો હતો તેથી તે ઘણી ઉદ્ધત રીતે ચાલવા લાગ્યો અને તેણે ઉપજના પુષ્કળ પૈસા સ્વાહા કર્યા.

અંહી અતિથિ, કુટુંબનાં માણસો વગેરેનો ખરચ પણ અતિશય પડવા લાગ્યાથી વતનનું ઉત્પન્ન કાંઈજ આવે નહિ એવું થયું એટલે અર્થાતજ મારા વડિલના માથા ઉપર કરજનો ભાર થવા લાગ્યો. ગંગામૂળમાં પોતાનું ઘર બાંધવા સારૂ તેમણે પથ્થરના સ્તંભો વગેરે તૈયાર કરાવ્યા હતા તે અદ્યાપિ ત્યાં પડ્યા હશે. કરજના બોજાને લીધે તેમનો આ હેતુ પાર પડ્યો નહિ. પછીથી લોકોના કહેવાથી મારો સાવકોભાઈ વતનનો ભાગ માગવા લાગ્યો ત્યારે ઘણા દુઃખથી તેમણે પોતાના સંસારના ભાગ કરી અડધો ભાગ મોહોટા છોકરાને આપી તેમણે તેની પાસેથી ફારગતી લીધી. આ પ્રમાણે ઘરમાં ફાટફુટ થવાથી તેમનું મન મોહોટા છોકરા ઉપરથી ઉઠી ગયું. મારા જન્મની અગાઉજ આ સર્વ બીનાઓ બની હતી. પછી મારા બાપની મા મરી ગઈ. તેના મુવા પહેલાં આઠેક વર્ષની અ-

ગાઉ મારા દાદા મરી ગયા હતા. પોતાની માના મરણ પછી વત-નવાડી વેચી મારા પિતાએ કરજ ફેડ્યું. તે વખતે મ્હેસૂરના માજી મહારાજાએ તેમને ૧૨-૧૩ હજાર રૂપિઆ આપી ઘણી મદદ કરી હતી.

આ પ્રમાણે ઋણમુક્ત થયા પછી મારી માતુશ્રીને તથા અમને ત્રણ છોકરાંને લઇને મારા પિતા વિદેશ જવા નીકળ્યા. તે વખતે મારી ઉમર આશરે ૬ મહિનાની હતી એવું મેં સાંભળ્યું છે. મારી વય ૫-૬ વર્ષની થઈ ત્યાંસુધી મારા પિતાની સ્થિતિ ઘણી ખરાબ એટલે દરિદ્રતાની હતી. તોપણ તેમણે ધૈર્ય ન છોડતાં પોતાનો ઉદ્યોગ ચલાવ્યો હતો. પછી તે દેશાટણ કરવા નીકળ્યા તે લાગલાગટ ૭ વર્ષ સુધી દેશાટણ કર્યાજ કર્યું. તે વખતે તેમની વિદ્વત્તા તથા ચાતુર્ય જોઈ ઘણા શ્રીમંત લોકોએ તથા રાજાઓએ તેમને બહુ ધનની મદદ કરી. આમ છતાં પણ તેમણે પોતાનો ઉદ્યોગ છોડ્યો નહોતો. તે બાંગલોર, માંગલોર, મુંબઈ વગેરે મોહોટાં મોહોટાં શહેરોના બ્યાપારી લોકોની દુકાનમાં ભાગ વેચાતો રાખતા અને તેમાં તેમને ઘણો નફો થતો. હું સારી રીતે સમજણી થઈ ત્યાર પછી એક વખત વેપારમાં તેમને પોણાએ લાખ રૂપિઆનો નફો થયાનું મને સાંભરે છે. હશે. મારા ભાઈની ઉમર આશરે ૧૮ વર્ષની થઈ ત્યારે મારા પિતાએ પુનાના એક ગૃહસ્થની દીકરી સાથે તેમનું લગ્ન કર્યું. આ કામ મારા પિતાએ ઘણું અવિચારી કર્યું એમ કહેવું પડે છે. કારણ, આની અગાઉ મારી મોહોટી બેહેનનું નહાનપણમાં લગ્ન કર્યાથી કેવો પરિણામ થયો તે તેમને ખબર છતાં પોતાના મિત્રની (મારી ભોજાઈના બાપ મારા પિતાના મિત્ર હતા તેમણે મારી પુત્રી તમારા પુત્રને માટે અવશ્ય સ્વીકારવી એવી હઠ લીધાથીજ આ લગ્ન થયું) મરજી રાખવા માટે મારા ભાઈની વય અલ્પ છતાં અને વળી જે કન્યા મારા ભાઈની પત્ની થઈ તે તેને (મારા ભાઇને) પસંદ નહોતી તે છતાં તેમણે તેની સાથે તેનું લગ્ન કર્યું. આ લગ્નનો પણ પરિણામ સારો નીવડ્યો નહિ.

તેજ વખતે અને ત્યાર પછી મારા વડિલ જીવતા હતા ત્યાં-

સુધી ઘણા શ્રીમંત તથા વિદ્વાન લોકો તરફથી મારે માટે માગાં આવતાં, અને તે તે ઠેકાણે મારૂં લગ્ન કરી દેવું એવો ઘણા લોકોનો આગ્રહ હતો તોપણ તેમની પહેલાંની પ્રતિજ્ઞા (એટલે છોકરીને જ્ઞાન થયા સિવાય તથા તેની ખુશી વિના પોતાની મરજીથી તેનું લગ્ન ન કરવું એ) પ્રમાણે ચાલવામાં તે પાછા હઠ્યા નહિ. આ તેમના (છોકરી મોહોટી થઇ તે છતાં પણ તેને અવિવાહિત રાખીને) લોક વિરૂદ્ધ કૃત્યને માટે તેમને સગાં સંબંધી તરફથી તથા લોકો તરફથી ઘણી હેરાનગતિ સોસવી પડી. તોપણ તે નિસ્પૃહી હોવાથી તથા કોઇની સાથે કોઈ પણ પ્રકારનો વ્યવહારિક અથવા બીજી તરેહનો સંબંધ રાખતા નહોતા તેથી લોકોથી તેમનું કાંઈ પણ થઈ શક્યું નહિ. કોઈ કોઈ એવી કલ્પના કરેછે કે મારા તાથરૂપ જ્યોતિષ શાસ્ત્રમાં પ્રવીણ હતા તેમણે મારા જન્માક્ષરમાં વૈધવ્ય યોગ હતો માટે મારૂં લગ્ન મૂળેજ ન કરવાનો નિશ્ચય કર્યો અને પંઢરીના વિઠોબાના સાથે મારૂં લગ્ન કરો દીધું. આ કલ્પનામાં જરા પણ સત્યનો અંશ નથી, કારણ મારા વડિલ દેવ ભોળાપણાના તથા ભૂત પિશાચ, ગ્રહ વગેરેના ઉપદ્રવને માનતા નહોતા. ખુદ મારી માતુશ્રીની જન્મ પત્રિકામાં વૈધવ્ય યોગ હતો તોપણ તેમણે તેની સાથે લગ્ન કર્યું હતું. તેમાં મહારાષ્ટ્ર, કર્ણાટક તથા દ્રાવિડ દેશોમાં ભૂત, પિશાચ, ગ્રહ, દેવ, દેવી વગેરેને નામે છોકરાંને છોડી દેવાનો ચાલ છે તે શુદ્ધ ગાંડપણાની છે એવું તે કહેતા. એમ હોઈ તે પોતે તે કામ કરે એ કેટલું ખરૂં હોવું જોઇયે? વારૂ, જો તેમણે પોતાની પુત્રીને દેવનેજ અર્પણ કરી તો પછી તેને છોડી ન દેતાં પોતાને ઘેર શા માટે રાખી? પંઢરપુરમાં અથવા દ્વારિકામાં તેમને પોતાની પુત્રીને અર્પણ કરતાં કયા માણસે જોયા છે? જો તે દેહેરામાં દેવને તેમણે પોતાની પુત્રી એકાદ સ્થાવર મિલ્કતની પેઠે ભેટ કરી તો તેને પાછી લેવાનો તેમને શો અધિકાર હતો? અરે! ઉપર લખેલી લોકોની ન જોયલી ન સાંભળેલી કલ્પના મારે કાને પડેછે ત્યારે લોકોના માથામાં આવી વિલક્ષણ કલ્પનાઓ ઊઠે છે શી રીતે તેનો મને ઘણો ચમત્કાર લાગેછે. જે લોકો લોકોનાં મ્હોનાં ઊડતાં ગમે તેવાં ગપ્પાં-

એ સાંભળી મારે વિષે લોકોને માહિતી આપવા ઇચ્છે છે અથવા આવેછે તેમણે તેમ કરવું નહિ એવી તેમને મારી વિનયપૂર્વક સૂચના છે. કારણ, મારે વિષે પક્કી માહિતી પહેલેથી તે છેવટ સુધી જેને છે એવું મારા સિવાય બીજું માણસ આ જગત્‌માં મળવાનું નથી. જે વાતો મેં મારા વડિલ અથવા માતુશ્રીના મુખથી કદી સાંભળી નથી અને તેમને કરતાં પણ જોયાં નથી તેવી જો લોકો એ તેમણે જોઈ છે અથવા સાંભળીછે એવું કહે તો તેમને શું કહેવું?

મારી ઉમર સાડાપંદરે વરસની થતાં સુધી મારા વડિલની સ્થિતિ ઘણી સારી હતી. તેમને વેપારમાં પુષ્કળ ફાયદો થતો. આ વખતે પોતાનાં પુત્ર પુત્રીને મુંબઇમાં રાખી અમારી પાસે અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરાવવો એવું તેમના મનમાં હતું. પંરતુ આગળ દૈવયોગે વેપારમાં જબરૂં નુકશાન થયું અને અમારા ઉપર લૂંટારૂઓની પણ કૃપા થઈ તેથી જે કાંઈ હતું તે સઘળું ગયું. અને વેપારમાં નુકશાન લાગ્યાથી રૂ૨૪૦૦૦ નું કરજ થયું. તે અમારી કેટલીક વાડીઓ નવી ખરીદ કરેલી હતી તે ગીરો મૂકી ફેડવું પડ્યું. આથી તેમનો ઉપર કહેલો વિચાર સિદ્ધ થયો નહિ. ઉપર લખ્યા પ્રમાણે મારા વડિલ ઋણ મુક્ત થયા. પરંતુ આગળ અમને પૈસાની એટલી બધી તંગી પડવા માંડી કે તેનું વર્ણન સુદ્ધાં થઈ શકતું નથી. આજ વખતે સન ૧૮૭૪ ના જુલાઈ મહિનામાં મારા વડિલ અને તેમના પછી સુમારે દોઢ મહિને મારી માતુશ્રી કર્ણાટકમાં દેવલોક પામ્યાં. આગળ સુમારે આઠ મહિનાપછી મારી મોહોટી બેહેન કૃષ્ણાબાઈ મરણ પામી. પછી અમે ભાઈ બહેને ૬ વર્ષ ઘણાં કષ્ટ ભોગવી પ્રવાસમાં કાઢ્યાં. સદહૂ પ્રવાસ કઈ રીતે થયો અને તેથી અમને બંનેને શા ફાયદા તથા નુકશાન થયાં તેમનો ખુલાસો કરી જલદીજ એક જુદો ગ્રંથ લખવાને મારો વિચાર છે સબબ તે વાતનો ઇશારો માત્ર કર્યો છે, વિશેષ કાંઈ કહ્યું નથી. સદહુ પ્રવાસ કરતી વખતે ઘણા પ્રકારનાં દૃષ્ટાંતો ઉપરથી તથા અનુભવ ઉપરથી હાલમાં હિંદુ નામથી ચાલુ થયલા ધર્મ ઉપરથી મારાભાઇની તથા મારી આસ્થા ઉઠી ગઈ, અને અમે

બંને એકે ઇશ્વરનાં ઉપાસક થયાં. (મારા ભાઇના મરણના એક વરસ અગાઉ આ બનાવ બન્યો.)

આજથી સુમારે ચાર વર્ષ ઉપર અમે બંને બંગાળામાં હતાં, ત્યારે મારા ભાઇની પાસે મહારાષ્ટ્ર, હિંદુસ્તાન, મધ્યપ્રાંત તથા બંગાળા દેશો માંહેના મોહોટા મોહોટા વિદ્વાન તથા શ્રીમંત ગૃહસ્થો તરફથી મારા લગ્ન માટે માંગાં આવવાં માંડ્યાં. પરંતુ મારા ભાઈ જીવતાં છતાં મને મારે માટે કોઇપણ બાબતની ફીકર ચિંતા કરવી પડતી નહિ માટે લગ્ન કરવાનું કબૂલ કર્યું નહિ. પછી મારા ભાઇના મરણના એક વર્ષ અગાઉ સિલ્હર શહેરના લોકોના બોલાવવા ઉપરથી અમે બંને ત્યાં જઈ આશરે દશ મહિનાસુધી રહ્યાં. તે ઠેકાણાના રેઇશ મારા સ્વર્ગવાસી પ્રિય પતિ બાબુ બિપિન બિહારી, એમ. એ. બી. એલ. વિદ્વાન છતાં પણ નિરભિમાની તથા સુશીલ હતા તેથી મારા ભાઇની સાથે તેમની અતિશય પ્રીતિ બંધાઈ. તે સંબંધે તે વખતે તેમનો મારી સાથે પણ ઠીક સ્નેહ થયો. પછી કેટલેક દિવસે વખત જોઈ બીજા લોકોની પેઠે તેમણે પત્રદ્વારા મારી આગળ લગ્નની વાત કાઢી. ત્યારે પહેલાં તો મેં તેમને કાંઈ જવાબ આપ્યો નહિ. પછી ચાર પાંચ વખત તેમણે મને પૂછ્યા ઉપરથી આ બાબતમાં મારા ભાઇનો મત મળે થશે એવો મેં તેમને જવાબ આપ્યો. પછી ત્યાં કેટલાએક દિવસ રહી અમને ભાઈ બહેનને ઢાકા શહેરના લોકોએ બોલાવ્યાથી અમે ત્યાં જવા નીકળ્યાં. જતી-વખતે બાબુએ મારી પાસેથી મારા ભાઇની સંમતિ મળે હું બીજા કોઇની સાથે લગ્ન ન કરતાં તમારી સાથેજ કરીશ એવું વચન માગ્યાથી મેં તેમને તે આપ્યું. પછી અમે ઢાકા મુકામે આવ્યાં. ત્યાં મારા ભાઈ તાવના આજારથી ઈ૦ સ૦ ૧૮૮૦ ના મે મહિનાની ૮ મી તારીખે સ્વર્ગવાસી થયા. તે વખતે મને કેટલું દુઃખ થયું તે મારાથી કહી શકાતું નથી. હશે. પછી હું લોક સ્થિતિથી અજાણી તથા આ જગત્માં મારૂં પોતાનું એવું કહેવાનું કોઈ રહ્યું નહિ. ત્યારે મારા મનની સ્થિતિ કેવી થઈ હશે તે વાંચનારના મનમાં સહજ આવશે. તોપણ મારા ભાઇએ મરણ સમયે તારી સાથે ઇશ્વર છે તેથી

તારેવિષે મને કાંઈ ફીકર નથી તથા તારે પણ કાંઈ રાખવી નહિ એમ કહ્યું હતું તે ઉપર વિશ્વાસ રાખી મેં ધૈર્ય પકડ્યું. મારા ભાઈના મરણપછી ત્રણ મહિને બાબુબિપિન બિહારી મને મળવાને કલકત્તે આવ્યા. તે વખતે ત્યાંના મોહોટા મોહોટા લોકો મને લગ્ન કરવાની સલાહ આપવા લાગ્યા. મહારાષ્ટ્ર બ્રાહ્મણ જાતના એક વિદ્વાન તથા મોહોટા હોદ્દેદાર ગૃહસ્થ એક વર્ષ થયાં મારી સાથે લગ્ન કરવાની ખટપટમાં હતાં. કલકત્તામાંના ઘણુંકરીને સઘળા મોહોટા મોહોટા ગૃહસ્થો તે ગૃહસ્થની સાથે લગ્ન કરવાને મને આગ્રહ કરવા લાગ્યા. પરંતુ બાબુબિપિન બિહારીને મેં પૂર્વે વચન આપ્યું હતું તે પ્રમાણે બીજા લોકોનું કહેવું એક કોરે મૂકી મેં સન ૧૮૭૨ ના ૩ જા કાયદા પ્રમાણે બાંકીપુર મુકામે તે બાબુની સાથે લગ્ન કર્યું. મારા પતિ તરતનાજ વકીલના ધંધામાં પડ્યા હતા તોપણ તેમને પ્રાપ્તિ સારી હતી. પરંતુ તેમના વિદ્યાભ્યાસને સંબંધે તથા તેમણે એક નવું ઘર બાંધ્યું હતું તે સંબંધે તેમને કાંઈ કરજ થયું હતું તે ફેડ્યાના કારણથી તથા આગળ વધતા સંસારના વિશેષ ખરચને લીધે તેમની પાસે દ્રવ્ય સંચય કાંઈ થયો નહોતો.

ચાલતા હિંદુ ધર્મ પ્રમાણે જાત માનિયે તો આ બાબુની જાત શૂદ્ર અને મારી ચિત્ર પાવન બ્રાહ્મણની હતી. હવે મેં આવા પ્રકારનું અસવર્ણ લગ્ન કર્યું તે ઉપર હમણા અહીંના લોકોએ ૨૨ વર્ષ સુધી લગ્ન કર્યા વિના રહ્યાથી આ દેશના લોકો ન્યાતમાં લેવાના નહિ તથા સારે ઠેકાણે પોતાનું લગ્ન થવાનું નહિ તે અડચણને લીધે આ અસવર્ણ લગ્ન કર્યું તથા એકેશ્વરી મત સ્વીકાર્યો ઇત્યાદિ પુષ્કળ જેને જેમ ગમે તેવી ટીકાઓ ચલાવી છે. હવે લોકોના બોલવા ઉપર ઘણુંજ લક્ષ આપવું એ કામનું નથી તે હું પાકી રીતે જાણું છું, તથાપિ વચમાં વચમાં વિચિત્ર ગપ્પાં ઉડેલાં સાંભળુંછું એટલે એ લોકોના માથામાં ચરબીનો પ્રભાવ જોઈ મને અતિશય આશ્ચર્ય લાગે છે. લગ્ન થયા પછી હું મારા પતિના સાથે ૧૯ મહિના રહી. તે કાચાર ઉર્ફે સિલચર શહેરમાં વકીલનો ધંધો કરતા. તેમનો નહાનપણમાંજ તીર્થરૂપનો તથા માતુશ્રીનો વિયોગ

થયો હતો. આગળ તેમણે પોતાના ઉદ્યોગથી વિદ્યા સંપાદન કરી મોહોટી પદવી મેળવી હતી. તેમની ઉમર ૩૦ વર્ષની થઈ તેવામાં ગયા (સન ૧૮૮૨ના) ફેબ્રુઆરી મહિનાની ૪ થી તારીખે બપોરે તેમને કોગળીયું થયું. તેજ દિવસે રાતના સુમારે એક કલાકે તે ભયંકર રોગથી તેમના દેહનો અંત આવ્યો. હવે આ જગત્માં મારૂં પોતાનું કહેવાનું હાલમાં ૨ા વર્ષની ઉમરની એક કન્યા છે. હશે. આ પ્રમાણે દક્ષિણ, કર્ણાટક, મહારાષ્ટ્ર, બંગાળા તથા આસામ દેશોમાં મારા જેટલાં નિકટનાં સંબંધીઓ હતાં તે બધાં ઇશ્વરી ઇચ્છાએ નહિ જેવાં થયાં. મારા પતિના મરણપછી મને તે મૂલકમાં રહેવું ગમ્યું નહિ તેથી મદ્રાસ શહેરમાં રહી ઇંગ્રેજી ભાષા શીખવાનો મ ઇરાદો કર્યો, અને તે પ્રમાણે હું ત્યાં ગઈ. પરંતુ ત્યાં, જોયું તો સઘળા લોકો દ્રાવિડી બોલે છે, તે મારાથી સમજાય નહિ તેથી ફરીથી મારે મહારાષ્ટ્ર દેશમાં જવું પડ્યું. અને તે પ્રમાણે હું આ (પુના) શહેરમાં આવી. અહીં આવીને પણ મારી ખરાબ સ્થિતિને લીધે ગુપ્તપણે રહી કાંઈ ધંધો કરી ઇંગ્રેજી શીખવાનો મારો વિચાર હતો. પરંતુ અહીંના કેટલાક લોકોનો તથા મારો પરિચય થયાથી સદહુ મારો ઇરાદો પાર પડ્યો નહિ. અહીંના કેટલાક આગળ પડતા લોકોએ વળી મને સારો આશ્રય આપ્યો છે. એ વાસ્તે હું તેમની ઘણી આભારી થઇછું. અહીં કેટલાક દિવસ રહી આગળ વિદ્યાની તથા જ્ઞાનની વૃદ્ધિ કરવી તથા તેમનો સ્વદેશની સેવામાં ઉપયોગ કરવો એ હેતુથી હું ઇંગ્લાંડ દેશમાં પ્રવાસ કરનાર છું. આ કામ ઘણા ખરચનું ને હું તો ઘણી ગરીબ તેથી આ મનોરથ સિદ્ધ થવો કેવળ ઇશ્વરને આધીન છે. આ પ્રમાણે મે મારી સંક્ષિપ્ત હકીકત આપની સૂચના ઉપરથી આપને જણાવી છે. તેનો આપને જોઇયે તે રીતનો ઉપયોગ કરવામાં મારી તરફથી કાંઈ હરકત નથી.

# ગ્રંથકર્ત્રીની પ્રસ્તાવના.

સાંપ્રત કાળમાં આપણા આ હતભાગ્ય દેશની દશા કેટલી શોચનીય છે તે કહેતાં પાર આવે એમ નથી. આ વિષે વિચાર કરતાં પ્રત્યેક વિચારશીલ મનુષ્યનું હૃદય પીગળે એમાં કાંઈ નવાઈ નહિ. આ દેશમાં સ્ત્રીઓ છેક નિરાશ્રિત તથા જ્ઞાનશૂન્ય છે. તેમને પોતાનું હિત કેવી રીતે કરી લેવું તે પણ સમજાતું નથી; માટે જ્ઞાની લોકોએ તે તેમને કહી તેમની પાસેથી તેવું આચરણ કરાવવું જોઈયે. હાલમાં આ દેશમાં ઘણો સુધારો થતાં છતાં સ્ત્રીઓને જ્ઞાન થયાવિના દેશની થવી જોઇયે તેવી ઉન્નતિ થનાર નથી એ જ્ઞાની લોકોને ઠીક સમજાવા લાગ્યું છે અને તેઓ સ્ત્રીઓની ઉન્નતિવિષે પ્રયત્ન પણ કરે છે. આ વાત અત્યંત આનંદકારક છે.

નીતિનું જ્ઞાન તથા તે પ્રમાણેનું આચરણ મનુષ્યની ઉન્નતિનાં દ્વાર છે. સ્ત્રી જાતિમાં હાલમાં આ બંનેને અભાવ દીઠામાં આવે છે. શાસ્ત્રનું જ્ઞાન ન હોવું એજ એનું મુખ્ય કારણ છે. ભારતવર્ષમાંનાં ધર્મ, નીતિ, દર્શન ઇત્યાદિ શાસ્ત્રો અત્યંત કઠણ તથા હાલમાં પ્રચારમાં નહિ એવી સંસ્કૃત ભાષામાં લખાયલાં છે, તેથી અજ્ઞાન સ્ત્રીઓને તેમનું જ્ઞાન થવું એ આકાશપુષ્પના જેવું અસંભાવ્ય છે માટે દેશમાં પ્રચારમાં હોય એવી સહેલી ભાષામાં ધર્મનીતિ, આખ્યાનો, ઇતિહાસ આદિ લખી તે દ્વારે સ્ત્રીઓને જ્ઞાન કરાવવું એ પ્રત્યેક વિચારી મનુષ્યનું કર્તવ્ય કર્મજ છે. આમ સમજીને હમણાં મોહોટા મોહોટા વિદ્વાન વિચારી પુરૂષો દેશીભાષામાં ઉત્તમ ઉત્તમ ગ્રંથો રચી સ્ત્રી જાતિની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરે છે એ જોઈ ઘણો આનંદ થાય છે. તેમના આવા પ્રકારના ઉપકાર માટે સ્ત્રીજાતિ તેમની ઘણા વખત સુધી આભારી થઈ રહેશે.

મોહોટા ગ્રંથોમાં સ્ત્રીઓની નીતિ કહેલી છે. પરંતુ તે ગ્રંથો ઘણા મોહોટા તથા સમજી ન શકાય એવા હોવાને લીધે સ્ત્રીઓને તે

અગમ્ય છે એ ઉપર કહ્યુંજ છે. હાલમાં જો કે મોહોટા મોહોટા વિદ્વાનો સ્ત્રીઓને નીતિજ્ઞાન થાય એ હેતુથી સહેલી ભાષામાં સારાં સારાં પુસ્તકો લખેછે તોપણ તે અન્યોક્તિ, આખ્યાન વગેરેના રૂપમાં હોવાને લીધે કેટલેક અંશે ન સમજાય એવાંજ છે. તેમાં સાર શો છે તેનો વિચાર કરીને તે પ્રમાણે આચરણ કર્યાથી આપણી સ્થિતિ સુધરશે એ સમજવાની યોગ્યતા હજુસુધી સ્ત્રીઓની થઈ નથી. માટે તેમાં સાર શો છે તે ઉઘાડો કરી બતાવવાની ઘણીજ જરૂર છે, એમ સમજી એધા પ્રકારનો એકાદ ગ્રંથ હોય તો તેમને મળે એવા હેતુથી મેં ઘણી શોધ કરી, પરંતુ અદ્યાપિ મારા જોવામાં તેવો એક પણ ગ્રંથ આવ્યો નથી. આમ થવામાં કદાચિત્ મારૂં અલ્પજ્ઞપણું કારણ હશે કારણ, આવડા મોહોટા દેશમાં આ નહાની સરખી ખોટ હશે એવી કલ્પના પણ કરી શકાતી નથી. તે ગમે તેમ હોય પણ તે તરફ લક્ષ ન આપતાં મારી અલ્પ મતિની મદદથી મારે પોતે તેવો એક નાનો સરખો ગ્રંથ લખવો એવું મનમાં આવ્યા ઉપરથી આ "સ્ત્રી ધર્મ નીતિ" નામનો ગ્રંથ રચ્યો છે. હાલમાં મારૂં મન અસ્વસ્થ હોવાને લીધે તથા મારી અલ્પજ્ઞતાના કારણથી એમાં ઘણે ઠેકાણે વિસંગતતા, દ્વિરુક્તિ, તથા અસુદ્ધ લખાણ હશે, પરંતુ મરાઠી ભાષામાં મારો આ પ્રથમજ પ્રયત્ન છે એવું જાણી સુજ્ઞલોકો તે તરફ ઘણું લક્ષ આપશે નહિ. આ ઠેકાણે એટલું કહેવું તો યોગ્ય છે કે આમાંના ગુણદોષોનું વિવેચન પરીક્ષકોએ નિષ્પક્ષપાતપણે સ્પષ્ટરીતે કરવું કે જેથી આગળ ઉપર કદાચિત્ આવા પ્રકારનું પુસ્તક લખવાનો પ્રસંગ આવેથી યથાશક્તિ દોષો શોધવા તરફ લક્ષ પહોચાડાય.

આ ગ્રંથમાં ઘણું કરીને જાતનો અનુભવ તથા જ્ઞાની લોકોનાં ભાષણો તથા અનેક પ્રકારના નીતિવિષેના ગ્રંથોના વાંચન ઉપરથી જે કાંઈ સારૂં લાગ્યું તેજ લખ્યું છે. આ પુસ્તક છપાતાં અહીંની ફીમેલ ટ્રેનિંગ કાલેજના મરાઠી ભાષાના શિક્ષક રા.રા. ગણેશ દાજી ગદ્રેએ પહેલેથી તે છેવટસુધી પોતાનો અમૂલ્ય વખત ખરચી

પ્રુફો તપાસ્યાં છે. તેમના આ નિઃસ્વાર્થ ઉપકારમાટે હું તેમની જન્મ પર્યંત આભારી છું. આ મારો પ્રયત્ન મુખ્યત્વે કરીને સ્ત્રીઓ માટેજ છે. માટે તેમણે મહેરબાની કરીને થોડું પણ ધ્યાન આપવું. કલ્પિત વાતોના સમૂહમાં નાયક તથા નાયિકાનાં વર્ણન તથા રસભર્યાં આખ્યાનો માંહેનું કાંઈપણ આ ગ્રંથમાં ન હોવાને લીધે આ પુસ્તક રસિક જનોને બિલકુલ પસંદ પડવાનું નથી. પરંતુ કલ્પિત વાતોમાંના અતિશય મધુર રસનું પાન કરતાં કરતાં તેમના મ્હોમાં મીઠાશ બેશી જઈ સ્વાંદ નહિ જેવા થશે. તેમ ન થાય માટે તેમણે ચટનીની જગાએ આ ગ્રંથની યોજના કરવી એવી વિનય પૂર્વક તેમને મારી વિજ્ઞપ્તિ છે.

ગ્રંથકર્ત્રી.

## स्वर्गवासी

## प्रियतम भर्ता

બા બુ બિપિન બિહારી, એમ. એ. બી. એલ.

ના સ્મરણાર્થે તેમની શોકાકુલ પત્નીએ

આ નહાનું સરખું પુસ્તક રચીને

સ્વદેશ ભગિનીઓને પ્રીતિ-

પૂર્વક અર્પણ કર્યું છે.

# સ્ત્રીધર્મ નીતિ.

## પરિચ્છેદ ૧ લો.

### પાયો.

પાયો સારો દૃઢ બાંધ્યા સિવાય તેના ઉપર ઘર ચણ્યું તો તે ઘણા દિવસસૂધી ટકતું નથી એટલુંજ નહિ, પણ તેવું ઘર બાંધનાર બમણો ખર્ચ અને શ્રમનો ભાર વહી ઉલટો લોકોમાં હાંસી પામેછે. કાંઈ પણ કામ કરતી વખતે માણસે ઘણો પુખ્ત અને દૃઢ વિચાર કરી તે કામનો પાયો રચવો જોઇએ. તેમ ન કર્યાથી તે કામ ગમે તેટલું નાનું હોય તોપણ સિદ્ધ થતું નથી. ફાયદો માત્ર એટલોજ મળે કે લોકોમાં તેની હાંસી તથા હાલહવાલ થાય.

આપણી આ અજ્ઞાન સ્ત્રીજાતિની દુર્દશા કેવીછે તે સર્વને વિદિતજ છે. એની સુધારણા શું કર્યાથી થાય તથા તેનો પાયો કેવી રીતે ચણવો જોઇએ તેનો વિચાર કરિયે.

આ જગત્માં ઉન્નત થવાની ઈચ્છા દરેક માણસના હૃદયમાં સદાકાળ હોયછે અને તે હોવી સ્વભાવિકજ છે. બીજી બધી બાબતોમાં માણસે પોતાની અવસ્થાને અનુસરીને સંતોષથી રહેવું વખાણવા યોગ્ય છે, પણ જ્ઞાન અને આત્મઉન્નતિ એ બે બાબતોમાં "આપણું જેટલુંછે તેટલુંજ બસછે" એમ ધારી બેશી રહેવામાં ફાયદો નથી. ઈશ્વરે માણસોને જેજે વૃત્તિઓ આપીછે તે સર્વમાં આત્મઉન્નતિની ઈચ્છા ઘણી મોટી છે. માટે મનુષ્ય ગમે તેટલો મોહોટો થાય, તોપણ તેને વધારે મોહોટા થવાની ઈચ્છા હોયછે. આ ઈચ્છા પરમેશ્વરે મનુષ્યજાતિનું કલ્યાણ થવાને માટેજ તેને આપી છે એમ કહેવું જોઇયે. કારણ પ્રત્યેક માણસના હૃદયમાં આ વૃત્તિ જાગ્રત હોયતો તે તેવું થવાને યત્ન કરેછે. આપ્રમાણે સર્વે કરે તો આખો દેશનો દેશ ઘણી ઉન્નત અવસ્થામાં આવવાનો સંભવ છે.

ઉપર કહેલી વૃત્તિ માણસના બુદ્ધિ પ્રમાણે સારે રસ્તે પ્રવૃત્ત થઈ તો તે સર્વ સુખનું કારણ થઈ પડેછે, નહિતો તેથી મોહોટા મોહોટા અનર્થ થાયછે. માટે જેજે માણસની આ વૃત્તિ વધારે બળ-વાન થતી જાય તે તે માણસે પુખ્ત વિચાર કરી તેને સન્માર્ગે પ્રવૃત્ત કરવી એટલે તેમાં સર્વનું કલ્યાણ થશે. હવે સ્ત્રીજાતિમાં આ સારાં થવાની ઈચ્છા હોયછે, પરંતુ આપણા દેશમાંની સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનો માર્ગ છેક બંધ થયા સરખોછે, માટે તે ખુલ્લો કેવી રીતે થાય એ વિચાર કરવો અવશ્ય છે.

મૂળમાં તો સ્ત્રીઓ અજ્ઞાન તથા દુર્બળ, અને તેમાં વળી પરા-ધીન તથા તેઓ કઈ રીતિયે ચાલે તો ઉન્નત તથા જ્ઞાની થાય એ પણ તેમને ખબર નહિ; આવી સ્થિતિમાં તેમણે શું કરવું? આવી કલ્પનાઓ સહજ ઉઠેછે, પણ વિચાર કરી જોતાં ઉપલી કલ્પનાઓ નિરાધાર માલૂમ પડે છે.

ઈશ્વરે પશુ પક્ષી વગેરે મૂગાં તથા અજ્ઞાન પ્રાણીઓને પણ સ્વતંત્રપણાથી પોતાનું હિત કરી લેવાના શક્તિ આપી છે, તો સર્વથી શ્રેષ્ટ પ્રાણી મનુષ્યજાતિને આ શક્તિ આપી ન હોય એ ઘણું અસં-ભવિત કહેવું જોઇએ. સંસારમાં કોઈથી પણ બીજાની મદદ વિના રહી શકાતું નથી. આ સ્થિતિનું નામ પરાપેક્ષા. આ સ્થિતિ જેમ બીજાં પ્રાણીઓને લાગુછે તેમ સ્ત્રીઓને પણ છે. પણ આ સ્થિ-તિ સર્વ અંશે પરાધીનતા કહેવાય નહિ.

"મને મોટી થવાની ઈચ્છા છે, પણ તેવી થવાને પ્રયત્ન કરવા-ની મને તક નથી" એ પ્રમાણે ઘણીક સ્ત્રીઓ બોલેછે, કારણ કે તેમને ઘણું કરીને બીજા ઉપર (એટલે પુરૂષો ઉપર) આધાર રા-ખી રહેવું પડેછે. આ તેમનું બોલવું કાંઈક અંશે ખરૂં છે, પણ આત્મઉન્નતિનો આધાર પોતાના ઉપરજ છે. ઈશ્વરે જેમ મનુષ્યને મોહોટા થવાની ઈચ્છા આપીછે તેમજ તે આશા પૂર્ણ કરી લેવાની શક્તિ પણ આપી છે. મોહોટા અને સારા થવાના ઉપાયો સર્વ મ-નુષ્યને સાધ્ય છે. તે કરવામાં કોઇના ઉપર આધાર રાખીને કરવા પડતા નથી. માત્ર માણસે એકાગ્રચિત્ત થઈ આળસ તજી પ્રયત્ન

કરવા જોઇએ. તેમ કરેતો સ્ત્રીઓ પણ થોડાજ કાળમાં ઉન્નત સ્થિતિમાં આવે એમાં બિલકુલ સંદેહ નથી.

આપણને રસ્તો ખબર ન હોય તો બીજા લોકો કિયે રસ્તે જાયછે તે પૂછીને આપણે પણ તેજ રસ્તે જઇયે છીએ તેમજ ઉન્નત થવાનો ઉપાય આપણને ખબર નથી તો મહાન પુરૂષો કેવા ઉપાયો કામે લગાડી ઉન્નત થયા તથા થાયછે તે જોઈ તથા સાંભળી તેમનાં કૃત્યનું અનુકરણ કરવું. આ ઉન્નત થવાનો એક માર્ગ છે.

આત્માવલંબન એટલે પોતાના ઉપર આધાર રાખવો. આના જેવો ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરવાનો બીજો ઉપાય નથી. આ જગત્માં જેમનાં નામ મહાન્ તથા યશસ્વી તરીકે દશે દિશામાં ગાજે છે તે સઘળા પોતાના ઉપર આધાર રાખનારા હતા તેથીજ તેઓ મોટી પદ્વિ પામ્યા છે. પોતાના ઉપર આધાર રાખવાનો ગુણ જે માણસમાં હોયછે તેનામાં પરિશ્રમ, નિશ્ચય, ઉત્સાહ, સત્ય પ્રતિજ્ઞતા વગેરે ગુણો આપો આપ આવે છે. જેમ વિદ્યુલ્લતા મેઘથી દૂર હોતી નથી તેમ ઉન્નતિ પણ આ ગુણોથી દૂર હોતી નથી.

પોતે પોતાના ઉપર આધાર ન રાખતાં બીજાના મ્હો સામુ જોઈ બેશી રહેનાર માણસોમાં ઉપર વર્ણવેલા ગુણોનો હંમેશા અભાવ હોય છે તેથી તેમની ઉન્નતિ કદિ પણ થવાની નહિ.

"જે માણસ પોતે પોતાને મદદ કરે છે તેને ઇશ્વર પણ મદદ કરે છે" આ ઇંગ્રેજી કેહેવત સત્ય છે એમ સિદ્ધ કરિ આપનાર પ્રમાણો પૃથ્વીપર ઘણું કરીને સઘળે ઠેકાણે મળી આવે છે. પરમેશ્વરે મનુષ્યને બુદ્ધિ તથા વિચારશક્તિ આપી છે તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે ક્રમે કરીને તે બુદ્ધિ તથા વિચારશક્તિ પરિપકવ થવી જોઇએ. માટે મનુષ્યો જેમ જેમ પોતાના ઉપર આધાર રાખીને ચાલેછે તેમ તેમ તેમની ઉન્નતિ વધતી જાયછે.

હવે જનસમૂહમાં તેમજ પશુ પક્ષી વગેરે બીજા પ્રાણીઓમાં પણ પરાપેક્ષા છે. તે હોવી અવશ્ય હોઈ તે સર્વ અંશે પરાધાનતા છે. એમ કેહેવાય નહિ એ ઉપર કહ્યુંજ છે. એક માણસે શ્રમ કરી બીજાનું કામ કર્યું, અને તે બીજા માણસે તેના કામથી સંતુષ્ટ થઇ પૈસા આપી અગર બીજી રીતે તેને ખુશી કર્યા તો તેમાં

પરાધીન તે કોણ? લૌકિક સ્થિતિ અથવા સંસાર સારી રીતે ચલાવી પૃથ્વી ઉપર " મનુષ્ય " કહેવરાવી લઈ ચાલવું હોય તો સઘળાને એક બીજાની ગરજ પડેછેજ. અને સર્વનેજ યોગ્ય રીતે સઘળાના તાબામાં રહેવું અવશ્ય છે. તેમ ન થાય તો જનમંડળ આંધળા ઉન્મત ઘોડાની પેઠે વિશૃંખળ તથા વિચારશૂન્ય થઈ મરજી પ્રમાણે ચાલી અંતે વિપતિમાં પડે. આવી સ્થિતિને અમે સ્વાધીનતા નહિ પણ સ્વેચ્છાચારિતા કહીએ છીએ.

આપણે લોકોના ઉપર ઉપકાર કરી તેમની પાસેથી પ્રત્યુપકાર કરાવવામાં કદાપિ સ્વાધીનતાને ધક્કો લાગતો નથી. પોતાનું મન તથા બુદ્ધિ જે રસ્તો સારો લાગે તે રસ્તે લગાડી પોતાનું હિત કરી લેવાની દરેક મનુષ્યને છુટ છે. આ ઉપરથી એવું સિદ્ધ થાયછે કે સ્વાધીનતાએ પોતે પોતાના ઉપર આધાર રાખી પોતાની ઉન્નતિ કરી લેવાનું સર્વ મનુષ્યને સામર્થ્ય છે.

આત્માવલંબન ઉન્નતિનો અદ્વિતીય ઉપાયછે એ વિષે ઉપર સિદ્ધ કર્યુંજ છે. તે પ્રમાણે જ્યારે માણસ પોતે પોતાના ઉપર આધાર રાખી કાંઈ પણ કૃત્ય કરે છે ત્યારે તેનું ફળ નહાનું હોય તો પણ તે ફળ તે માણસને પૂર્ણ તથા સુખદાયક થાયછે. બીજાના ઉપર આધાર રાખી કરેલાં કામનું ફળ તેના કરતાં વધારે મોહોટું હોય તો પણ તેવું સુખાવહ થતું નથી. પોતે પોતાના ઉપર આધાર રાખી ચાલનારા માણસો દિવસે દિવસે જેમ ઉત્સાહી તથા સુખી થાય છે તેમજ બીજાના ઉપર આધાર રાખી ચાલનારાં માણસો પ્રતિદિન નિરૂત્સાહી, નિસ્તેજ, સુખહીન તથા દીન થતા જાય છે. જેટલે દરજ્જે બીજાની સાહાય્ય લેતા જઇએ તેટલે દરજ્જે દિવસે દિવસે આપણું બળ ઓછું થતું જઇ બુદ્ધિ નિસ્તેજ થાય છે અને છેવટે છેક દીન થઇ બીજાનાં મ્હો સામુ જોઈ બેશી રહેવું પડેછે. ત્યારે એવા માણસથી પોતે છેક આધાર વિનાનો થયાને લીધે પોતાના સુખની કોઈ પણ પ્રકારે આશા રાખી શકાતી નથી. કારણ તેનાથી પોતાની મેળે કાંઇ પણ કામ થઈ શકતું નથી. અને બીજાઓ પણ મદદ કરતા નથી, ત્યારે સુખની આશા તે કયાંથી! જેના હૃદયમાં આત્મા

વલંબનનો ગુણ હોતો નથી તેનામાં યોગ્ય સ્વાધીનતા પણ હોતી નથી. તે ન હોય તો મનુષ્યે "જીવતાં અન્નનો કાળ તથા ભૂમિને ભાર" થઈ રહેવા કરતાં જન્મ ન લેવો તે સારૂં! નહિતો જન્મ થતાંજ મરવું તે સારૂં!

સુખનું આ જે મુખ્ય સ્વરૂપ આત્માવલંબન તે હાલના સમયમાં સ્ત્રીજાતિમાં મુદ્દલ નથી. બે ચાર સ્ત્રીઓમાં કદાચિત્ તે હોય તો પણ તેમનાથી આખા સ્ત્રીસમાજનું કલ્યાણ થતું હશે અથવા થશે એવી કલ્પના કરે તે બુદ્ધિમાન નહિ.

હવે આવી ખેદકારક દશામાં આવી પડેલી સ્ત્રીજાતિના ઉત્કર્ષના જે ઉપાય તે ચણતરનો પાયો અથવા મૂળ ભીંત આત્માવલંબન છે. પ્રત્યેક સ્ત્રીએ એ જાણે પોતાની વહાલામાં વહાલી વસ્તુ હોય એમ તેનું ક્ષણે ક્ષણે પોષણ કરવું જોઇએ. પછી પોતાની ઉન્નતિને અડચણ શાથી છે, તે અડચણ શું કર્યાથી દૂર થશે, ઇત્યાદિ વિવેચન કરી હમેશાં પ્રયત્ન કરી સર્વે સ્ત્રીઓ આ કામમાં લાગે તો થોડાજ દિવસમાં લોકવ્યવહારમાં જેવું સારા પુરૂષોનું ઉપરીપણું છે તેવુંજ નહિ પણ તેથી પણ વધારે સ્ત્રીઓનું પણ થાય એમાં તલમાત્ર પણ સંદેહ નથી.

ઉદ્યોગીપણું આ ઈશ્વરનો આપેલો ગુણ એવો તો સુંદર તથા હિતકારી છે કે તેથી મનુષ્ય ન થઈ શકે એવાં કામ કરી તથા ન મળી શકે એવા લાભ મેળવી અનિર્વચનીય સુખ તથા સન્માન પ્રાપ્ત કરેછે. પૃથ્વી ઉપર જેટલાં મનુષ્યો આજે સત્કર્મો કરીને તથા અપૂર્વ સાધનો મેળવીને પોતાની અચળ કીર્તિ મૂકી ગયાછે, અને જાયછે તે સર્વ આ ઉદ્યોગનાજ બળે. એવાં છેક તાજાં તથા વિશ્વાસ રાખવા લાયક આ ઉદ્યોગના મહાત્મ્યનાં દૃષ્ટાંતો પોતાની નજર આગળ છતાં સ્ત્રીઓ ઉદ્યોગ કરે તો પણ તેમની ઉન્નતિ થવાની નહિ એવી કલ્પનાને સુદ્ધાં મનમાં ઠામ આપવો એ મૂર્ખાઈ નહિકે?

હવે કોઈ કોઈ સ્ત્રી એમ કહેશે કે "અમારી આખી જાત આ કામ તરફ પોતાનું લક્ષ લગાડતી નથી ત્યારે મારે એકલીએ તે શું કરવું?

તથા મારા ઉદ્યોગથી તે શું થવાનું છે?" આ બોલવું નિરર્થક છે; કારણ સર્વ સ્ત્રીઓની આજ કલ્પના હોઈ તેઓ એમજ બોલેછે. અને તેથીજ કોઈ પણ કાંઈ પણ ન કરતાં નિરાંતે રહીછે. પણ આથી ઉલટી કલ્પના કરી જો પ્રત્યેક સમજણી તથા સાધ્વીસ્ત્રી આ માહારા ચાર શબ્દો તરફ લક્ષ આપી એમ કહે કે "બીજી સઘળી જણીઓ કાંઈ પણ કરે અથવા ન કરે, પણ હું તો મારે મારાથી બનશે તેટલો મારી પોતાની તથા મારા પરિવારની બીજી સ્ત્રીઓની ઉન્નતિ માટે પ્રયત્ન કરતી રહીશ," તો આપણી આ પતિત જાતિની તથા દેશની કેટલી બધી ઉન્નતિ થવાની વારૂ? ચિ-ચોડા જેવડું બલકે તેથી પણ નહાનું બી જમીનમાં રોપ્યું હોય તો કાળે કરીને એમાંથી જેમ મોહોટાં મોહોટાં વૃક્ષ થાય છે તથા તેથી આખા દેશના મનુષ્યો ઉપર ઘણા ઉપકાર થાય છે, તે પ્રમાણેજ પ્રત્યેક સ્ત્રી જો પોતાના ઉદ્યોગ રૂપી નહાનું સરખું બી કાર્યજમીનમાં રોપે તો કાળક્રમે આપણી જાતિ ઉપર તેથી ઘણા ઉપકાર થાય.

પ્રત્યેક માણુસ થોડો થોડો ઉદ્યોગ કરે તો આખી જાતની કેવી ઉન્નતિ થાય, તેમજ પ્રત્યેક માણુસ બીજાનાં મ્હો સામું જોઈ આ-ળસુ થઈ "હું એકલું શું કરૂં" એમ બોલી બેશી રહે તો આખી જાતનો અધઃપાત (પડતી દશા) કેવો થાય, તેનો દાખલો મેળવવા આપણને દૂર જવું પડે એમ નથી. તે દૃષ્ટાંત આ દેશમાંજ મળી આવેછે. જુઓ યુરોપખંડના લોક જેઓ આપણા દેશ ઉપર રાજ સત્તા ચલાવેછે, આ આપણા દેશની ૨૯ કરોડ પ્રજાનું ધન, પ્રાણ તથા માન જેમની મૂઠીમાં છે, જેઓ આ ભારતવર્ષના રાજાથી તે રંક સૂધી સઘળા લોકોને લાકડાની પૂતળી પ્રમાણે પોતાની મરજી મુજબ આંગળી ઉપર નચાવે છે, તેઓ આપણા દેશમાંના લોકોની સંખ્યાના એક ચતુર્થાંશ જેટલા પણ ન છતાં તેમની જાતિની આ-વી અસંભાવનીય ઉન્નતિ શી રીતે થઈ? તેમની જાતિની અલૌકિક કલ્પનાઓ, તેમનાં સાહસ કામ, તથા પરાક્રમ જોઈ અજ્ઞાન તથા સુજ્ઞ, બાળક તથા વૃદ્ધ સર્વે આશ્ચર્યથી દિંગ બની જઈ મનમાં તેમને વિષે નાના પ્રકારનાં અનુમાનો કરેછે. તેમાં જેઓ અત્યંતમૂઢ છે તેઓ કહેછે કે તેઓ દેવાંશી છે;

તેમનામાં મંત્રતંત્રની અદ્ભુત શક્તિ છે; વૈતાળ પચીશીમાંના વૈતાળના ગણોના ગણો તે લોકોના તાબામાં છે તેથીજ તેઓ આવા દુર્ઘટ કામો કરી શકેછે.

વિચાર કરી જોતાં ખરેખરજ એવું જણાઈ આવશે કે યુરોપીઅન લોકો એક મોહોટી મંત્રસાધનાના જોરથી સઘળાં અઘરાં કામો થોડા વખતમાં તથા શ્રમથી પાર પાડી પોતાની જાતની ઉન્નતિ કરેછે. તે મંત્ર સાધન કયું? તો તે તેમની જાતિમાંના દરેક માણસનો સતત ઉદ્યોગ એજછે. તે જાતના લોકોનો સાધારણ સ્વભાવ એવો છે કે તેઓ: જે કામ હાથમાં લે તે પછી નહાનું હો કે મોહોટું; સારૂં હો કે ખરાબ; તે કામનો જ્યાંસુધી પાર આવ્યો નથી ત્યાંસુધી છોડતા નથી. આ ગુણ તેમની જાતમાં રાજાથી તે રંક સૂધીના દરેક માણસમાં એક સરખી રીતે છે, માટેજ તેમની સત્તા આટલી બધી પ્રબળ છે. તે લોકો માટીનું સોનું કરી શકે છે! તેઓમાં આળસ પેશી શકતું નથી, તેથી તેઓ ઐક્યના સુખના તથા તેથી થતા અલભ્ય લાભના અધિકારી છે. ઉપર અંગ્રેજ લોકોની ઉન્નતિ વિષે જે પ્રતિપાદન કર્યું છે તે તો કાંઈજ કર્યા જેવું નથી; કારણ તેમની ઉન્નતિનાં કારણો તથા કાર્યો વિગતવાર લખીએ તો વેદવ્યાસના મહાભારત સરખાં અનેક મહાભારતો બને. આ મારા લખવા ઉપરથી હું તેમની વ્યર્થ સ્તુતિ કરૂંછું એમ કોઈએ સમજવું નહિ. કારણ "ગામ ત્યાં ઢેડવાડો તો હોયજ" એ કહેવત પ્રમાણે અંગ્રેજ લોકોમાં કેટલાક મોહોટા મોહોટા દોષો છે તે હું સારી રીતે જાણુંછું. પણ તે લોકોની સ્વદેશપ્રીતિ, ઐક્ય, ઉદ્યોગીપણું, વગેરે અનેક ગુણો આગળ કાલિદાસ કવિના કહ્યાપ્રમાણે—ચંદ્રના શાંત અને કોમળ કિરણના સમૂહમાં જેમ ચંદ્રનું કલંક ઢંકાઈ જાય છે તેમ—તેમનાદોષો લપાઈ જાય છે. તે દોષોને બહાર પાડવાનો લાગ મળતો નથી.

હવે તેમની જાતિની આવી જે ઉન્નતિ થઇ છે, તે કાંઈ એક માણસના ઉદ્યોગથી અથવા સઘળા લોકોએજ મોહોટા મોહોટા ઉદ્યોગ કર્યાના કારણથી થઈ છે, એમ નથી. તેમની જાતમાંના પ્રત્યેક જણે

થોડો થોડો ઉદ્યોગ કર્યા. તથા કોઈ લોકોએ મોહોટા મોહોટા ઉદ્યોગ કર્યા, તે સઘળા ઉદ્યોગોનો સમૂહ થઈ આ મહાસાગરની ભરતીની માફક તેમની ઉન્નતિ થઈ છે.

હવે પશ્ચિમ દિશામાંથી પૂર્વ તરફ નજર ફેરવી જુઓ, શું દૃષ્ટિએ પડેછે તે. તે શું તો, ભારતવર્ષની ૨૯ કરોડ પ્રજા અને તે પ્રજાની અવસ્થા ! આ દેશમાં ઉદ્યોગ કેમ કરવો તથા તેમાંથી સારાં ફળ શી રીતે ઉપજાવવાં એ બાબતની કોઈને ખબરજ નથી એમ કહીએ તો કાંઈ અતિશયોક્તિ થવાનો સંભવ નથી. તેની સાબિતી દેશી લોકોની હાલની અવસ્થા. આ દેશના લોકોમાં સાહસ નથી, તેજ નથી, ઉત્સાહ નથી; સ્વાધીનતા નથી; અને કેટલું શું નથી ? કહું. વાસ્તવિક કહિયે તો સારૂં હોવું જોઈએ તેવું કાંઈજ નથી. "છે" શબ્દનો સમાવેશ કરવો હોય તો, ક્યાં કરવો ? તો સંગીત નાટક છે; પેટપૂર ન ખાતાં દુઃખ વેઠીને ભેગો કરી નાચરંગમાં ઉડાવવાને પૈસો છે. આપણામાંનું એકાદ માણસ સારૂં દેશહિતનું કા કરવા તૈયાર થયું તો તેની કોઈ પણ પ્રકારે નિંદા કરી તથા તેના પ્રતિ પક્ષીઓને ઉત્તેજન આપી તેનો ઉદ્યોગ કોઈ પણ રીતે પાર ન પડવા દેવાની બુદ્ધિ છે. બુદ્ધિની અસ્થિરતા છે! વગેરે; આવા પ્રકારના "છે" ને જગા હજારો મળે. આ આપણા દુર્ભાગ્યની ભરતી જે ચઢતી જાય છે તે છેજ, તેનો ઓટ કયારે થશે તે એકલા ઈશ્વરને ખબર !!

હશે. હવે આ આપણા દુર્ભાગ્યનું મુખ્ય કારણ શું તો દેશી લોકોનું આળસ અથવા ઉદ્યોગહીનતા એજ છે. મુદ્દલ ઉદ્યોગ નકરતાં આવી મોહોટી ૨૯ કરોડ પ્રજાના દિલમાંથી આ આળસ જાય તે કેમ? દિવસના ચોવીસે કલાક આળસમાં આળોટ્યાં કરનાર પ્રત્યેક માણસ જો એક કલાક પોતાનું આળસ છોડી તેટલા વખતમાં બને તેટલાં પોતપોતાની ઉન્નતિના કામમાં ઉપયોગી પડે એવાં કામ કરે, તો દરરોજ દેશની ઉન્નતિ સારૂ ૨૯ કરોડ કલાક કામ કર્યા જેવું થાય. દેશની પ્રજાની ઉન્નતિ થઈ એટલે તે દેશનીજ ઉન્નતિ કહેવાયછે, અને દરરોજ જો ઉપર કહ્યા પ્રમાણે થયું જાય તો આપણા આ દેશના

સૌભાગ્યનો ફરીને ઉદય નહિ થાય એમ કોણ કહેશે!

હવે આ દેશમાંના મનુષ્યો પૈકી પુરૂષજાતિમાંના માણસો તો દરરોજ કાંઈ નહિ તો કાંઈ પણ કામ કરેછે. કારણ તે તેમ, ન કરે તો તેમના કુટુંબોનો નિર્વાહજ ચાલે નહિ. ત્યારે સ્ત્રીજાતિ* તેની હાલની સ્થિતિ એવી છે કે "ગાગર" એટલે "પાણી રાખવાનું એક મોહોટું વાસણ" આ અર્થ જેવો એકદમ આપણા મનમાં આવેછે, તેમજ "સ્ત્રીજાતિ" આ શબ્દ સાંભળતાં વારજ "આળસુ, મૂર્ખ, હઠીલી" વગેરે દોષયુકત માણસો એ અર્થ એકદમ ધ્યાનમાં આવેછે. પુરૂષો સાથે વાત કરતાં તેઓ એવું સ્પષ્ટ બોલી બતાવે છે કે "તમારે શું! તમે નિરાંતે બેઠાછો; કામ કાજ કરવું નહિ; અમારા કાળગ્રહ થઈ દિવસમાં ત્રણ ચાર વખત સારૂં સારૂં બચકા બોલાવતાં ખાધા કરવું એજ તમારૂં કામ; તો બીજી વાતોની તમારે શી જરૂર!" વગેરે. મેં અહીં ટુંકાણમાં બે બોલ માત્ર લખ્યા છે. પણ એવાં હજારો વાક્યો પુરૂષોને મોઢે સ્ત્રીઓને મૂગા મૂગા સાંભળવાં પડેછે કે જેમનું સ્મરણ કરતાં એમ લાગેછે કે ધરતી માગ દે તો આજ ક્ષણે અંદર પેશી જઈએ કે આવું લાજ લગાડનારૂં મ્હો ફરીને કોઇને બતાવવું ન પડે."

આ આવડી મોહોટી વિટંબના શા માટે? સ્ત્રીજાતિ આળસુ તેથી, હું એમ કહેતી નથી કે પુરૂષો જેવાં મોહોટાં મોહોટાં કામો કરેછે તેવાંજ સ્ત્રીઓએ પણ કરવાં જોઇએ. પુરૂષોની પ્રકૃતિ, કઠોર, બળવાન અને પરિશ્રમ સહન કરી શકે તેવી છે; સ્ત્રીઓની કોમળ અને કાંઇક દુર્બળ છે. પુરૂષોએ પોતાની પ્રકૃતિને અનુરૂપ કામ કરવાં જોઇએ; તેઓ તેથી વિરૂદ્ધ આચરણ કરે તો લોકોમાં તેમની નિંદા થાય; તેમજ સ્ત્રીઓએ પોતાની કોમળ પ્રકૃતિને અનુરૂપ કામ કરવાં જોઇએ અને તેઓ તેમ ન કરે તો તેમની પણ લોકોમાં હાંસી થાય. કેટલીક બાઇઓ કહેશે કે "અમે અમારૂં કામ સગળું

---

* મારૂં એવું કહેવું નથી કે પુરૂષો તે બધાંજ કામ કરેછે અને સ્ત્રીઓ સર્વે નિરાંતે બેશી રહેછે. પણ એટલું તો ખરૂં કે રસોઈ વગેરે પેટને સારૂ જોઇએ તેટલા કામ સિવાય બીજાં ઉન્નતિનાં કામ કરે એવી સ્ત્રીઓ વિરલી.

કરીએ છીએ; વાસીદું, ચુલાઅબોટ, રસોઈ, પાણીછાણી વગેરે. ત્યારે હમારૂં કામ બાકી રહ્યું તે કયું!" તેનો ઉતર એટલોજ કે ઇશ્વરે તમને ફકત રસોઈ વગેરે કામ કરવા સારૂ ઉત્પન્ન કર્યાં નથી. તમે વિચાર કરી જોશો તો અગણિત કામો છે. આ વિશાળ સંસારરૂપી વિરાટ પુરૂષના ડાબો તથા જમણો એવા બે ભાગ છે. તેમાં ડાબો ભાગ સ્ત્રી, અને જમણો ભાગ પુરૂષ. આપણા શરીરના બંને ભાગો બરાબર કામ કરતા હોય તો જેમ આપણે સુખી હોઈએં તેમજ સંસારમાં પુરૂષ અને સ્ત્રી બંને સારી રીતે પોતપોતાનાં કામ બજાવે તો સંસાર ઘણો સુંદર અને સુખપ્રદ થાય. આપણા શરીરનો જમણો ભાગ જેમ કાંઈ અંશે વધારે બળવાન છે અને જેમ આપણે જમણા હાથથી ડાબા હાથ કરતા વધારે કામ કરી શકીએ છીએ તે પ્રમાણેજ સંસારનો જમણો ભાગ પુરૂષ, સ્ત્રીઓ કરતાં કાંઈ અંશે બળિષ્ઠ છે અને સ્ત્રીઓ કરતાં વધારે કામ પણ કરે છે. જો આપણા શરીરને પક્ષઘાત થયાથી ડાબું અંગ છેક નકામું થાય તો એક તરફના ફકત જમણા અંગથી આપણે જેમ કાંઈ પણ કામ સારી રીતે કરી શકતા નથી; તેમજ સ્ત્રીઓ કાંઈ ન કરતાં નવરી બેશી રહે તો પુરૂષ એકલો સંસારમાં કોઈ પણ કામ સારી રીતે કરી શકવાનો નહિ. જુઓ, લખવાનું કામ જમણા હાથનું છે; પણ કાગળ સારી રીતે ડાબે હાથે પકડી ન રહીએ તો જમણા હાથનું લખાણ કદી સારૂં દેખાવાનું નહિ. હવે કોઈ એવી કલ્પના કહાડશે કે ડાબે હાથે ન પકડીએ તોપણ લખાય. તે એવી રીતે કે ટેબલ ઉપર અથવા બીજા કશા ઉપર કાગળ મૂકી તેના ઉપર એકાદ ભારણ મૂકીએ તો કાગળ સરી નહિ જાય અને પછી નિરાંતે જમણે હાથે લખ્યા કરવું એટલે બસ. ખરૂં, પણ એવી રીતે "હબશીનો ડાબો કાન" કરવામાં જે વખત જવાનો તે વખતમાં જો ડાબા હાથની મદદ હોય તો જમણે હાથે બે લીટી વધારે લખાય અને બાકીના વખતમાં બીજું કાંઈ પણ સારૂં કામ કરી શકાય. તેમ ન કર્યાથી બમણો વખત જાય છે અને બીજુ કાંઈ પણ કામ થતું નથી.

તેવીજ રીતે સંસારના દરેક કામમાં પુરૂષોને સ્ત્રીઓની મદદ જોઇએ. હાલ ઘણાં કામો, જે કામો સ્ત્રીઓ સમજુ અને શીખેલી-ઓ હત તો તે પોતેજ કરી શકત, પુરૂષો કરે છે; તેથી તેમનો ઘણો વખત નકામો જાય છે. તેજ વખતમાં તેમને કરવા જોગાં બીજાં ઘણાં મહત્વનાં કામો હોય છે. પણ ન બની આવવાથી તે તેઓ કરતી નથી. વખત મળે છે તેટલામાં તેઓ ફક્ત પેટના પૂજાની તૈયારી કરે છે. આવી રીતે મ્હોટાં કામો કોઇએ કર્યાં નથી તો અર્થાત દેશની પણ ઉન્નતિ થતી નથી.

આ જગત્માં સઘળા ગુણો અથવા સઘળા પદાર્થો એકજો કાણે હોતા નથી. તેથીજ કાંઈ પણ વસ્તુ સર્વ પ્રકારે સંપૂર્ણ દીઠામા આવતી નથી. આમ છે તો, એક વસ્તુમાં કાંઈ ઊણાપણું હોય તે ઉ-ણાપણું બીજી વસ્તુએ પૂરૂં કરી આપવું જોઇએ. આને અપૂર્ણપૂરણ [ ઊણું પૂરૂં કરવું ] કહે છે. પરમેશ્વરના આ સુંદર સંસારમાં આ અપૂર્ણતા દોષ દેનારી છે એમ માત્ર સમજવું નહિ. પરમેશ્વર જ્ઞા નસ્વરૂપ હોઇ તેણે જ્યારે સર્વત્ર આવી અપૂર્ણતા જાણી જોઇને રાખી છે ત્યારે તે કાંઈ પણ કારણ સિવાય રાખી નથી. તે કારણ એ કે, જગત્માં પરમાણું જેવડાં નહાનાં પ્રાણીથી તે સર્વોત્તમ પ્રાણી જે મનુષ્ય તે સૂધી સઘળું ઈશ્વરે સરજ્યું છે; તો જેમ દશ બાર છોક-રાંનો બાપ પોતાનાં છોકરાંને એક બીજાની સાથે ન લડતાં પરસ્પર પ્રી-તિથી ચાલતાં જોવાને ઇચ્છે છે, અને તેમ હોય તો તેના આનંદનો અંત હોતો નથી; અને તેજ છોકરાંઓ માંહોમાંહે કજીઓ કરી એક બીજાની સાથે વિરૂદ્ધ ભાવે વર્તે તો તે બાપને ઘણું દુઃખ થાય છે; તેમજ ઇશ્વર આપણા આ જગત્રૂપી સંસારમાં સર્વ પ્રાણીઓને એક બીજાની સાથે સ્નેહથી વર્તતાં જોવાને ઇચ્છે છે. કોઈ પ્રાણી જો તેની ઇચ્છા વિરૂદ્ધ ચાલે તો તેનાથી જગત્માં નિભાવાનું નહિ. પ્રાણી માત્રનો એવો સ્વભાવ છે કે પોતાનો સ્વાર્થ ન હોય તો કોઈ કોઇની સામુ પણ જુએ નહિ. જેની સાથે જેનો કાંઈ પણ સ્વાર્થ છે ને તેનીજ પાસે જાય છે તથા દોસ્તી કરે છે. ત્યારે આવાં સ્વાર્થી પ્રાણી-

એમાં ઇશ્વરે જો ગુણોનું ઊણાપણું રાખ્યું ન હોત તથા બધાનેજ બીજા પાસે ન જતાં પોતાને ઠેકાણે બેશી સર્વ ઊણાપણું પૂરૂં કરી લેવાનું હત તો કોઇને કોઇની સામું જોવાની પણ જરૂર ન રહેત; અને તેવી સ્થિતિમાં સઘળાં પ્રાણીઓ જુદાં જુદાં રહી એક બીજા-ના સુખ દુઃખ માટે હર્ષ અથવા શોક ન કરતાં સ્વસ્થ બેશી રહેત. પછી આ સ્વર્ગસમ સુખની ખાણ પૃથ્વી પ્રાણીઓને નરક જેવી લાગત તથા આ સંસાર આવો સુંદર પણ દેખાત નહિ. આ ઉપરથી-સિદ્ધ થાય છે કે પોતપોતાનું ઊણાપણું પૂરૂં કરી લેવા સારૂ માણસોને પશુની, પશુઓને મનુષ્યની, તેલીને તંબોળીની, તંબોળીને વા-સુંદરીઆની, શ્રીમંતોને ગરીબની, તથા ગરીબોને શ્રીમંતની; ટૂંકામાં સઘળાને સઘળાની ગરજ હોય છે. અને એ ગરજ છે. તેથીજ સર્વે પરસ્પર સંબંધ રાખી એક બીજાનું હિત કરી સુખનો અનુભવ લઈ કાળ નિર્ગમે છે. આવી રીતે ઇશ્વરી નિયમ પ્રમાણે જ્યારે એક બીજાની મદદ સિવાય સુખ મળતું નથી એમ ઠર્યું, તો સ્ત્રીઓની મદદ સિવાય પુરૂષોને તથા તેમની મદદ સિવાય સ્ત્રીઓને સુખ થાય તે કેમ?

હવે તમે કહેશો કે "સુખ તો અમને છે ને પુરૂષોનેએ છે; તો વળી બીજું સુખ તે કયું?" મારી પ્રિય બહેનો, સુખ તે ખાવાપીવાનુંજ એવો માહરા કહેવાનો અર્થ નથી. સુખનું મુખ્ય સાધન કહીએ તો વિશુદ્ધ સ્વાધીનતા! એ જ્યારે તમારામાં નથી અને તમારા આળસને લીધે બીજાં કામો કરવાનો વખત ન મળનારા પુરૂષોમાં પણ નથી ત્યારે તમે શેને લીધે સુખી કહેવરાવો છો! એક કવિએ કહ્યું છે કે "सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम्" એટલે પરાધીન તેટલું સઘળું દુઃખ અને સ્વાધીન! તેટલું સઘળું સુખ. આપણા લોકોમાં સ્વાધીનતા ક્યાં છે? પ્રથમ સ્ત્રી જાતિમાં જુઓ. એટલી બધી પરાધીનતા છે કે કપડું ફાટયું તો બે ટાંકા કેમ મારવા; સો કેરીઓમાં મીઠું કેટલું જોઇએ; હોરા વગેરે પરચુરણ વેચનારાઓ પાસેથી કાંઈ લેવું હોય તો શી કીમતે શું લેવું; વગેરે નિર્જીવ બાબતો જાણવાને માટે પણ એક તો આપણને ઘેર ઘેર જઈ માહીતગાર લોકોને વિનવવા પડે છે,

નહિ તો બધી રીતે બગાડ કરી છાનામાનાં બેશી રહેવું પડે છે. ભાઇ સાહેબ બહાર ગયા છે, અને કોઈ માણસ બીજા ગૃહસ્થનો કાંઈ સંદેશો લઈ આવ્યોછે તેનો જવાબ તરતજ ન મળ્યો તો કામ બગડે તેમ છે, પણ અહીં બાઇસાહેબ એવાં તો હોશિયાર કે તેમને તે માણસને બરોબર સમજણ પાડી પાછો વિદાય કરવાનું તો વેગળું રહ્યું, પણ ઘરમાં ભાઈસાહેબ પાછા આવે ત્યારે કોણ ક્યાંથી આવ્યું હતું તે કહેવાનું પણ યાદ રહેતું નથી, અથવા તો બુદ્ધિ હોતી નથી. સ્મરણ રહેવા માટે લખી રાખવું હોય તો તેમના કપાળમાં છઠ્ઠીને દિવસે વિધાતાએ જે બે ચાર અક્ષર સારા અથવા નરતા લખી રાખ્યા હોય તેજ, બાકી અક્ષર કાળા હોય છે કે ધોળા તેની સુદ્ધાં તેમને બરાબર ખબર હોતી નથી, તો પછી વખતસર ન સમજાયાથી સઘળા કામનો બગાડ એની મેળેજ થયો. આવીરીતના હજારો દાખલા રોજ બનેછે. આ બધી ખટપટ સંભાળી વખત મળે તેમાં ચાકરી કરી પેટ ભરનારા પુરૂષોને પોતાના ઘરનાં સર્વ કામ પોતાથી બની શકે એવાં છતાં તેમને નિરૂપાય થઈ પોતાને જોઇએ તે સઘળા પદાર્થો પારકા દેશના લોકો પાસેથી લેવા પડે છે. આ કારણથી આપણા દેશમાંથી કરોડાવધિ રૂપિઆ જઈ આપણો દેશ ભીખારી થાય છે. આ ભીખારીપણાએ આખા દેશમાં પોતાનો પગ પેસારો કર્યોછે તેથીજ વારંવાર દુકાળો પડી સઘળાનાં શરીર નિર્બળ થયાં છે. દુર્બળ માણસો તે કેટલાંક કામ કરી શકે! બિચારા દિવસે દિવસે થાકી જઈ અંતે છેક નકામાં થઈ જવાનાજ. તેથીજ અર્થાત્ આપણા હાથ પગ ચાલે નહિ ત્યારે બીજાનું ટેકણ ન હોય તો આપણી ડોકી પણ ઉંચી રહી શકે નહિ. આવે વખતે જેના આશ્રયથી આપણું કામ થાય છે તે જે કહે તે સાંભળી આપણે ચૂપ ચૂપ તેના કહેવા પ્રમાણે કરવું પડે છે. વારૂ આટલેથીજ આપણો છૂટકો થયો શું? ના. ઉલટું તે લોકો આપણે કાંઈ પણ કરી શકતા નથી તથા દરેક નિર્જીવ વાતમાં પણ દીન થઈ તેમનું મ્હોં જોયાં કરિયે છિયે તેથી આપણી મશ્કરી કરેછે, આપણને ઓઢવે છે અને વખત આવે આપણને લાત મારવામાં આગળ પાછળ જોતા નથી.

આ લખાણ મારે ટૂંકામાં પતાવવું છે માટે હું કાંઇ વધારે લખતી નથી. આ મારા સંક્ષેપ લખાણ ઉપરથી આપણા દેશની સ્ત્રીઓ તથા પુરૂષો કેટલાં પરાધીન છે તે તમે સમજી લ્યો. આ પરાધીનતા જ્યારે આપણામાં અક્ષય છે ત્યારે આપણને સુખ નથી એ સિદ્ધજ થયું. આ દુઃખનું મૂળ કારણ સ્ત્રીઓમાં આળસ અતિશય હોઈ તેઓ પુરૂષોને જોઇયે તેટલી મદદ કરતી નથી તે છે. તો જેમનાથી પોતાના સ્વાર્થની કાંઇ પણ આશા નથી તેવી સ્ત્રીઓને પુરૂષો પાછળ લખ્યાંછે તેવાં લજ્જાદાયક અને કઠોર વચનો કેમ બોલી ન બતાવે? આપણી જાતમાં જો આવા દુર્ગુણો છે તો પુરૂષો વધારે બોલે અથવા અપમાન કરે તેમાં તેમનો અપરાધ માનવો એ સારૂં નહિ! કેમકે આ અપમાનનું કારણ આપણેજ છિયે. આપણામાં જ્ઞાન, ઉદ્યોગ વગેરે મહત્વ લાવનારા ગુણો કાંઇજ નથી. તથા તે ન હોવાથી પુરૂષોમાં આપણું વજન પણ નથી; અને તે નથી તેથીજ આપણે તેમની સામે ઊભાં હોઇયે છિયે તોપણ તેઓ પોતાના મરજી મુજબ કરેછે અને આપણું કહેવું સાંભળતા નથી. એ બધું તો ખરૂં, પણ આવું અસહ્ય અપમાન સહન કરવું એ માણસને સોભતું નથી. આપણે ઇશ્વરની નિર્મેલી સૃષ્ટિમાં મનુષ્યજન્મ લીધો છે તો તે પ્રમાણે આચરણ પણ આપણે કરવું જોઇએ.

માટે હવે મારી પ્રિય બહેનો, આવો આપણે સઘળાં મળી આપણા શરીરમાં અજ્ઞાનને લીધે પશુત્વ રૂપી જે ભૂત ભરાયું છે તેને ઉદ્યોગ રૂપી મહામંત્રે દૂર કરવાનો પ્રયત્ન કરિયે. અને જ્ઞાન મેળવ્યાથી જે દૈવી ગુણો આવે છે તે આપણામાં આણવાસારૂ શ્રમ કરિયે. તેથી થોડા દિવસમાં આ આપણી દુર્દશા જઈ સુદશા થશે. તમને સઘળાંને આવી દુર્દશામાં રહેવામાં લાજ લાગતી નથી શું! આ અતિશય દુઃખ તમારા આવા સુંદર અને કોમળ હૃદયથી કેમ સહેવાતું હશે વારૂ!!!! પશુ પણ કૂવામાં પડ્યું તો પોતાના રક્ષણને સારૂ હાથ પગ હલાવે છે. તો તમે મનુષ્ય છતાં પણ આ

અજ્ઞાનના ઘોર અંધારા કૂવામાં પડ્યાં છો ત્યારે તમે તમારા પોતાના ઉદ્ધારને માટે ઉદ્યોગ શા માટે કરતાં નથી?

આવો, સઘળાં એકમત થઈ વખત છે તેટલામાં ઉદ્યોગ કરવા માંડો. ઉદ્યોગી મનુષ્યને કાંઈ પણ અસાધ્ય નથી. "ઉદ્યોગ કરો" "ઉદ્યોગ કરો" એજ હું તમને વારંવાર કહું છું. તમારા શરીરમાં જે લોહી છે તે તમારા મનના ઉત્સાહથી ઉનું થઈ તમારી પ્રત્યેક નસમાં મોહોટા વેગથી વહેવાં દ્યો. તમારૂં સજીવતત્વ લોકોને સમજવા દ્યો. તમારી જાતિનો ઉદ્યોગ, જ્ઞાન, તેજસ્વિતા, સત્યઇશ્વર ઉપર નિષ્ટા, સતીધર્મ ઇત્યાદિ ગુણો સર્વ મનુષ્યની દૃષ્ટિયે પાડી તેમના મન સ્તબ્ધ કરી નાંખો. આપણા આ ભારતવર્ષની પૂર્વ કાળની સાધ્વી સ્ત્રીઓનો મહિમા ફરીને સજીવ કરો. તમારે કાંઇ લડાઇની જગાએ જઈ યુદ્ધ કરવું પડવાનું નથી. તમે તમારા આળસ શત્રુના સાથે હઠથી યુદ્ધ કરી તેને જીતો એટલે તમે ત્રિલોક જીત્યું. આ તમારૂં મહા પરાક્રમ સર્વ જગતની નજરે પડો અને તે તમારી વાહ વાહ કરો! ઉઠો બ્હેનો. હવે જાગો. હવે આ ઉંઘવાનો સમય નથી. તમારી દુઃખ રાત્રી પૂરી થઈ સુખરૂપી દિવસનું પ્રભાત થવા માંડ્યું છે. આંખો ઉઘાડી કે પ્રકાશ તમારી દૃષ્ટિએ પડશે. તો ફોકટ આંખો મીચી દઈ આંધળાં શા માટે થાઓ છો?

ચલો, આવો, આપણે સઘળા ભેગા થઇયે અને આપણા સુખરૂપી ઘરનો પાયો જ્ઞાન રૂપી ઉંચા પર્વતના શિખર ઉપર એવો મજબૂત બાંધીએ કે કાંઈ કરતાં પણ તે ડોલે નહિ, અને આપણું સુખરૂપી ઘર પડી જઈ તેનો નાશ થાય નહિ. આ પાયાનું નામ આત્માવલંબન અથવા પોતે પોતાના ઉપર આધાર રાખીને રહેવું તે. હવે આપણે પોતાની ઉન્નતિ કરવામાં બીજાનાં મ્હોં સામું જોઈ બેશી રહેવું ન જોઇએ. પ્રત્યેક સ્ત્રીએ પોત પોતાની ઉન્નતિ થવાસાર પોતાથી બની શકે તેટલો પોતાના ઉપર આધાર રાખી મોહોટા ધૈર્યથી ઉદ્યોગ કરવો જોઇએ. આ કૃત્યમાં આપણને યશ આપનાર શ્રીજગદીશ્વર આપણો સહાય છે.

# પરિચ્છેદ ૨ જો.

## વિદ્યા.

કોઈ પણ માણસ તેની પાસે ધન ન હોય તો સુખી થતું નથી. વધારે તો શું, પૈસા જો કોઈની પાસે ન હોયતો એક દિવસ પણ તેનો ગુજારો થવો કઠણ પડેછે. આ કારણથી વિદ્વાન લોકોએ ધનને "बहिःप्राण" એટલે બહારનો પ્રાણ એવું નામ આપ્યું છે. જે મનુષ્યની પાસે ધન નથી તે જીવતો મુવા જેવો દેખાયછે. તેને સભ્ય તથા ભવ્ય લોકોને મળવા જતાં શરમ લાગે છે. તેનું શરીર તથા વસ્ત્રો મેલથી તથા મન નાના પ્રકારની ચિંતાથી મલીન, અને મુખ તેજ વિનાનું હોય છે. લોકો તેની વારંવાર હાંસી તથા ધિક્કાર કરે છે, તેથી કરીને તેને પોતાનો પોતાનેજ કંટાળો આવેછે; અને આ જગતમાં જીવતાં રહેવું તે નરકનું દુઃખ ભોગવવુંજછે એવું તેને લાગેછે. સારાંશ ધનહીન મનુષ્યને સંસારમાં સુખ નથી. એટલા માટે મનુષ્યમાત્રે પોતાની યોગ્યતા પ્રમાણે સંસારમાં સુખથી તથા આબરૂથી રહેવું હોય તો થોડું ઘણું ધન મેળવી પોતાની પાસે સાચવી રાખવું જોઇએ.

ધન અનેક પ્રકારનું હોયછે; જમીન, ધાન્ય, ઢોર, સોનું, રૂપું, મોતી, હીરા, વગેરે સ્થાવર જંગમ વસ્તુઓને લોકો ધન કહે છે. હવે આ ધન મનુષ્યની પાસે હોયછે તો તેને અનેક પ્રકારનું સુખ તથા લાભ મળેછે ખરા, પણ તે ચિરસ્થાયી એટલે લાંબા વખત સુધી ટકી રહે એવા હોતા નથી; કારણ પૃથ્વી ઉપર જેટલા પદાર્થોછે તે સઘળા નાશવંતછે, અને તે પદાર્થોથી ઉત્પન્ન થતું સુખ પણ ક્ષણ ભંગુર, માટે બુદ્ધિશાલી તથા વિચારી મનુષ્યોએ જે ધનનો નાશ થતો નથી તથા જેનાથી ઉત્પન્ન થતું સુખ અનંત એટલે જેનો અંત નથી એવું છે તે ધન મેળવવાનો ઉદ્યોગ કરવો જોઇએ. ત્યારે આ જગત્માં એવું કયું વારૂ ધનછે કે જેનો નાશ નથી? તેનો ઉત્તર સાંભળો.

વિદ્યા અક્ષય ધન છે. આ ધન જેની પાસે છે તે જગત્માં સર્વથી સુખી. અજ્ઞાનનાં ઘોર અંધકારમાં ડુબી દુઃખ પામનાર મનુષ્યને વિદ્યા સૂર્ય પ્રમાણે પ્રકાશ આપે છે. તમે કહેશો "અમને

આંખો છે; દહાડે સૂર્યના તથા રાતે ચંદ્ર, દીવા વગેરેના પ્રકાશથી અમને દેખાય છે." પણ હું તો એમ કહું છું કે, તમે વિદ્યા શિખ્યાં નહિ હોય તો તમને હજાર આંખો હોય તોપણ તમે આંધળા છો. આ તમારી આગળની ભીંતની આણીમેર જે પદાર્થો છે તે તમારાથી કદાચીત્ દેખાતા હશે; પણ તેની પેલીમેર અથવા ઘણે દૂર શું શું છે તેની તમને કાંઈ પણ ખબર નથી; કારણ, તમને માત્ર બહારની આંખો છે; અંદરની નથી. વિદ્યા હોય તો અંદરનાં ચક્ષુ નિર્મળ થાય છે; અને તેના નિર્મળ જ્યોતિવડે કોઈ પણ પદાર્થ ગમે તેટલો દૂર હોય તોપણ તે આપણાથી દેખી શકાય છે. જે મનુષ્યને વિદ્યા છે તેઓ જન્મથી આંધળા હોય તોપણ તેઓ પોતાનાં અંતર્ચક્ષુથી [અંદરની આંખોથી] સર્વ જગત્ જોઈ ઘણા આનંદથી રહે છે.

સઘળી ઈંદ્રીયોમાં ચક્ષુરિન્દ્રિય શ્રેષ્ઠ છે. શરીર ગમે તેટલું સુંદર હોય પણ આંખો ન હોય તો તે શોભતું નથી.

જે બહારની આંખોથી નજર આગળના પદાર્થોજ માત્ર દેખાય છે, તે કોઈની પાસે ન હોતાં તે મેળવવાની જો કાંઈ યુક્તિ હોત, તો તેટલા સારૂ પોતાનું સર્વ કાંઈ છોડી મનુષ્ય યત્ન કરેત. પરંતુ મૂળથીજ આંખો ન હોય તો તે મેળવવાનો ઉપાય હજુ સૂધી જગત્માં કોઈને પણ ખબર નથી. પણ જે આંખોથી મોટાં મોટાં ઘણે છેટે-ચર્મચક્ષુથી ન દેખાતા પદાર્થો જોઈ શકાય છે, તેવી આંખો શ્રમ લઈ વિદ્યાભ્યાસ કરિયે તો મળી શકે છે. તો આવા અમુલ્ય લાભ મેળવવા સારૂ તમારે પ્રયત્ન શા માટે કરવો નહિ!

ઉપર કહેલાં અંતર્ચક્ષુને જ્ઞાન કહે છે. વિદ્યા જ્ઞાનની મા છે. જેમ મા વિના છોકરૂં થતું નથી, તેમજ વિદ્યા વિના જ્ઞાન પણ પ્રાપ્ત થતું નથી.

જો તમારે જ્ઞાન મેળવવું હોય તો વિદ્યાનો અભ્યાસ કરો. તે અભ્યાસના કેટલાક નિયમો હું અહીં કહું છું.

જેમ નહાનપણમાં બાળક, મોહોટું માણસ જેમ બોલતાં શીખવે તેમ બોલે છે; અને તે માણસ તે છોકરાને કાંઈ શીખવે નહિતો તેને બોલતાં અથવા કાંઈ પણ કામ કરતાં આવડતું નથી;

તેમજ કોઈ પણ શીખવનાર ન હોય તો આપોઆપ વિદ્યા આવડવાનો સંભવ નથી.

કોઈ તિરાહીત મુસાફર અજાણ્યા શહેરમાં કોઈને પણ પૂછ્યાવિના મરજી પ્રમાણે જવા માંડે તો તેને ઘણું દુઃખ ભોગવવું પડે છે. માટે તેને કોઈ જાણીતા આસામીને રસ્તો પૂછીને જાણી લેવો જોઇયે, તેમ વિદ્યાભ્યાસ કરનારને પણ તેની રીત પૂછી લેવી જોઇયે. વિદ્યાનો રસ્તો દેખાડનારને એટલે કે શીખવનારને ગુરૂ અથવા ઉપદેશક કહે છે.

નાંહાનાં છોકરાને, વિશેષે કરીને છોકરીઓને અથવા ઉમરે આવેલી સ્ત્રીઓને વિદ્યા શીખવવા સારૂં તેમની સંભાળ રાખનારાઓએ જે ગુરૂ પાસે તેમને વિદ્યા શીખવાવવી હોય તેની સારીરીતે પરીક્ષા કરી તેને ગુરૂ તરીકે રાખવો. કારણ કે મનુષ્યને જેવા સહવાસમાં રાખિયે તેવો તેનો સ્વભાવ તથા ગુણો થાય છે.

જેમ પાણી દુધમાં નાંખિયે તો પાણી દુધના (ઊજળાસ વગેરે) ગુણો પકડી લે છે અને તેજ પાણી કાદવમાં નાખિયે તો તેનામાં કાદવના ગુણો આવે છે, તેમજ મનુષ્ય સારા અથવા નરતા સહવાસના યોગથી સારા અથવા નરતા ગુણો સંપાદન કરેછે. વિશેષે કરીને છોકરાંનું તથા સ્ત્રીઓનું મન સફેદ કપડાંના જેવું સ્વચ્છ તથા કુમળા વાસના દાંડા જેવું કોમળ હોય છે. આવી સ્થિતિમાં તેના ઉપર જેવા રંગ ચહડાવવા ચાહિયે તેવો ચહડે છે, તથા તેને જેમ વાળવા ઇચ્છિયે તેમ તે વળે છે. પછીથી ઘણે વખતે તેના ઉપર બીજો રંગ ચહડાવવો અથવા તેને બીજી તરફ વાળવું ઘણું કઠણ પડે છે. ઘણું કરીને તેમને પહેલેથી જે સારી અથવા ખરાબ ટેવ પડે છે તે જન્મસૂધી જતી નથી.

૧. વિદ્યાભ્યાસ કરનારાઓએ પોતાના શિક્ષકનું ઘણું માન રાખવું જોઇયે. શિક્ષક આગળ નિરર્થક અથવા વધારે હસવું નહિ. તેની પ્રત્યક્ષ અથવા પાછળ મશ્કરી કરવી નહિ. તેની આગળ અસભ્યરીતે અથવા ઊંચે સ્વરે બોલવું નહિ. પગ લાંબા કરી બેસવું નહિ. તેની આગળ અથવા તેની સન્મુખ થૂંકવું નહિ. તેને ચીડવ-

વો નહિ. મ્હોંએ આવે તે ઉતર આપવો નહિ. "તું, તારૂં વગેરે" તુંકાર કરવો નહિ. શિક્ષક સાથે બોલતાં ઘણી નમ્રતાથી તથા પ્રસન્ન મુખ રાખી મધુર સ્વરે બોલવું. કર્કશ અસત્ય, અસભ્ય અથવા ડગનારી વાણી તેની સમક્ષ મ્હોં બહાર નીકળવા દેવી નહિ. પૂછ્યા શિવાય બોલવું નહિ; પણ કુશળ પ્રશ્ન અથવા આદરસત્કાર કરતી વખતે આપણે બોલવું જોઇએ. આપણે કોઈ ઠેકાણે કાંઇ સંશય હોય તો તે દુર કરી લેવા, તથા કાંઈ કામ અડી રહેતું હોય તો વખત જોઈ બોલવું જોઇયે. કવખતે મનમાં આવે તેમ બડબડવું નહિ.

શિક્ષકની સમક્ષ મસ્તી કરવી નહિ. આપણે કાંઈ અપરાધ કર્યો માટે તેણે આપણને માર્યા અથવા આપણો તિરસ્કાર કર્યો તો આપણે ઉલટા ગુસ્સે થવું નહિ. જે માણસો પોતાના દોષ સુધારનાર શિક્ષકનો તિરસ્કાર પામ્યા છતાં તેના ઉપર ગુસ્સે ન થતાં પોતાના દોષ દુર કરવાનો પ્રયત્ન કરે છે તેઓને સઘળા લોકો તરફથી માન મળેછે. પણ જે તેમ ન કરતાં ઉલટું આચરણ કરે છે તેઓ પ્રતિષ્ઠા મેળવતાં નથી.

કોઇની નિંદા કરવી નહિ, અથવા ચાડી ખાવી નહિ, આપણો અપરાધ ન છતાં શિક્ષકે આપણો તિરસ્કાર કર્યો તો શાંત રહી નમ્રભાવે તેને પોતાનું નિરપરાધી પણું જણાવવું, ઉદ્ધતપણું અથવા ગુસ્સો કદી બતાવવો નહિ. ખોટાં ખોટાં બહાનાં કહાડી પોતાનું નિરપરાધીપણું બતાવવું નહિ. આપણો દોષ બીજાને માથે ચહડાવવો નહિ. શિક્ષક બોલે તે મન દઈ સાંભળવું; વચમાં ગરબડ કરવી નહિ. ન સમજાય તો ફરીથી પૂછી લેવું, કારણ જ્ઞાનીલોકોનું બોલવું પણ ઉત્તમ ઉપદેશથી ભરપૂર હોય છે.

વિદ્યાભ્યાસ કરતી વખતે મન બીજે કોઈ પણ ઠેકાણે જવા દેવું નહિ. બરાબર ધ્યાન રાખી પોતાનો પાઠ શીખવો; તેથી કરીને ઘણો શ્રમ કર્યા વિના તે જલદી આવડી જશે. અભ્યાસ કરવામાં આળસ કરવું નહિ; જેમને અભ્યાસ કરવાની ટેવ નથી તેમને એકાગ્ર ચિત્ત રાખી આળસ ન આણતાં અભ્યાસ કરવામાં શરૂઆતમાં તો થોડા દિવસ સૂધી ઘણો શ્રમ પડે છે; પણ એકવાર ટેવ

પડી એટલે પોતાના અભ્યાસનું કામ કર્યા સિવાય જીવને ચેન પડતું નથી એમ થાયછે. આવી રીતે મન એકાગ્ર રાખી અભ્યાસ કરવો. હમણા કરવાનો પાઠ જરા રહીને અથવા કાલે કરીશ એવો વિચાર કરીને અળસાવવું નહિ, કારણ, ગયો વખત પાછો આવતો નથી. તે તો ગયોજ. આળસ કરી કામ આગળપર નાખ્યું એટલે એમ આગળનું આગળજ જતું જાયછે. પછીથી તે થતું નથી.

બાલ્યાવસ્થામાં મનુષ્યોને સંસારિક અથવા બીજા કોઈ પણ પ્રકારની ઉપાધિ હોતી નથી, તથા તે વખતે તેમનાં મન શાંત તથા એકાગ્ર હોયછે. તેમને જે બાબતમાં ગૂંથિયે તેમાં તે છેક ગરક થઈ જાય છે. માટે આવો આ અમૂલ્ય તથા મોહોટપણે દુર્લભ વખત બાળકોએ નકામો ગુમાવવો નહિ. જેમ બને તેમ જલદીથી જ્ઞાનધન મેળવી લેવું, તેથી જન્મસૂધી કોઈ પણ દુઃખ ભોગવવું પડશે નહિ. તેમ ન કર્યું તો એક વખત આ વખત ગયો તે પાછો આવવાનો નથી. પછી નાના પ્રકારના સંસારિક વ્યાધિ આવી મનને નડ્યા એટલે વિદ્યા કેવી ને જ્ઞાન પણ કેવું? પછી ફોકટ પશ્ચાત્તાપ માત્ર થવાનો. આવી રીતે પોતાના નાહાનપણના આળસને લીધે હજારો લોકોનું ખરાબ થાયછે, અને પછી તેમને મરણપર્યંત ઘણાં ઘણાં દુઃખો તથા સંકટો ભોગવવાં પડેછે.

તમે કહેશો કે જેમને જ્ઞાન છે તેમને પણ દુઃખ છૂટ્યાં નથી; તો ફોગટ સુખનો જીવ વ્યર્થ વિદ્યાભ્યાસ કરવાના દુઃખમાં નાંખવાથી ફળ શું?

વિદ્વાન લોકોને દુઃખ છૂટ્યાં નથી એ વાત તો ખરી, પણ તે લોકો દુઃખની વખતે અજ્ઞાની લોકોની પેઠે ગબરાઈ જઈ નિરાશ અથવા નિરાધાર થતા નથી. તેમના મનમાં ઘણું ધૈર્ય હોયછે. સંકટમાંથી કેમ પાર પડવું એ તેમને વખતસર સૂઝેછે. વિદ્વાન લોકોનું મન જ્ઞાનને યોગે હમેશા શાંત હોયછે, તેથીજ તેઓ સુખી હોઈ તેમના-ઉપર કાંઈ દુઃખ આવી પડે તોપણ તે દુઃખનો અમલ ઘણો તેમના ઉપર ચાલતો નથી. વાસ્તવિક વિચાર કરી જોઈયે તો જેનું મન સ્વસ્થ છે તેજ જગત્મા સુખી. મનમાં સ્વસ્થતા ન છતાં બહારના હજારો

સુખ હોય તોપણ સુખ થવાનું નહિ. પગમાં જોડો હોય અને આપણે કાંટાઉપર ચાલિયે તોપણ આપણને કાંઈ ઇજા થવાની નહિ; પણ તેજ આપણા પગમાં કાંઈ સરાક વાગી હોય ને આપણે મખમલના ગાલીચા ઉપર ચાલિયે તોપણ આપણને ઇજા થવાનીજ.

મન સુખી થવાનું જ્ઞાનના જેવું બીજું સાધન જગત્માં નથી. વિદ્યા એ અક્ષય ધન છે. તેનો સારી રીતે ઉપયોગ કર્યો તો તેનો કદી પણ નાશ થવાનો નહિ. અને આ ધનથી જે લાભ કરી લઇશિકાય છે તે બીજા ધનવડે કરી લેવાતા નથી. તે લાભ એકે વિદ્યાનો સારો અભ્યાસ કર્યાથી જ્ઞાન થાય છે, અને તેજ જગત્પિતા દીનબંધુ જે પરમેશ્વર તેને ઓળખાવે છે. ઇશ્વરપ્રેમના આનંદ આગળ બીજાં સઘળાં સુખ તુચ્છ છે. મોહોટા મોહોટા જ્ઞાની અને સાધુ પુરૂષોએ પોતાનાં ઐહિક સર્વ સુખને લાત મારી ઘણી નમ્રતાથી ઇશ્વરપ્રેમ રૂપી આનંદમાં નિમગ્ન થઇ શ્મશાન સરખી ઉદાસ તથા ભયંકર જગામાં રહ્યામાં પણ સુખ માની લીધું. આવાં આવાં હજારો દૃષ્ટાંતો મળી આવશે. જો ઇશ્વરપ્રેમમાં ઘણું સુખ ન હોતતો ઉપર કહ્યા પ્રમાણે તે લોકો પોતાનાં સઘળાં સુખનો ત્યાગ કરી તેવી દુર્દશામાં રહેવામાં ગાંડાઈ કરતા કે શું? નહિ. તેઓ સઘળા કરતાં વધારે જ્ઞાની તેથીજ તેઓએ નાહાનું છોડી મોહોટાનો સ્વીકાર કર્યો. તમારા મ્હો આગળ જો કોઈ એક ટોપલીમાં બોર તથા બીજીમાં મોતી ભરીને મૂકે અને તે બેમાંથી એક ટોપલી પસંદ કરવાનું તમને કહે તો તમને બોર ગમતાં હશે તોપણ તમે તે રહેવા દઈ મોતીજ ઊંચકી લેશો એમાં કાંઈ પણ સંદેહ નથી, કારણ કે બોરનાં કરતાં મોતીની કીમત વધારે છે એની તમને પક્કી રીતે ખબર છે. તેમજ, તમને જ્ઞાન થયું એટલે હાલના આ ક્ષણભંગુર સુખનાં કરતાં ઇશ્વરના પ્રેમનું સુખ વધારે સારૂં છે એમ તમને સમજાશે. પછી તમે અહીંના કોઈ પણ સુખની આશા રાખશો નહિ અને તે અનંત અને અનિર્વચનીય સુખ તરફ તમારૂં ચિત્ત લાગશે; અને તે વખતે જગતનું ગમે તેવું દુઃખ તમારા ઉપર આવી પડે તોપણ તેની તમને ખબર સુદ્ધાં પડશે નહિ.

અજ્ઞાની લોકોને આ સુખનું ભાન હોતું નથી,તેથીતેઓ જગત્ના ક્ષણભંગુર સુખની આશાથી રાત દહાડો ભટક્યાં કરે છે. અને તે મેળવવામાં નિરાશ થયા એટલે તેઓ છેક મુવા સરખા થઈ જાય છે. છેક નહાના સરખા દુઃખનો પણ તેમને મોહોટો જબરો ધોક્કો બેસે છે. પછી સંસારમાં તેમનાં દુઃખનો તથા દુર્દશાનો અંત રહેતો નથી. આટલાસારૂ જ્ઞાની થવા માટે હમેશાં પ્રયત્ન કરવો.

વિદ્યાધન તમારી પાસે હોય તો તમારે બીજા ધનની ગરજ પડતી નથી. દિવસ સઘળાના કાંઈ સરખા જતા નથી. તમે જો ગરીબ અવસ્થામાં હો તો તમારે પક્કું યાદ રાખવું કે તમારી પાસે સુખનું સાધન ધન નથી માટે આગળ ઉપર તે મેળવી સુખી થવાને માટે વિદ્યા ધન મેળવવું જોઇએ. જો તમારી અવસ્થા ઇશ્વર કૃપાથી સારી હોય તો એમ સમજો કે આ અવસ્થા ચિરસ્થાયી નથી.આગળ તમારા ઉપર કાંઈ દુઃખ આવી પડ્યું તો તમને દિલાસો મળવાની આશા સુદ્ધાં રહેવાની નથી. માટે અત્યારથી હુશિઆર થાઓ અને વિદ્યા મેળવવાનો પ્રયત્ન દૃઢ નિશ્ચયથી કરો!

તમે શિક્ષકની પાસે જે પાઠ લ્યો તે સારી રીતે સમજવાનો પ્રયત્ન કરો; પોપટની પેઠે મ્હોએજ કરી નિશ્ચિંત બેસતાં નહિ. જે પાઠ કરો તેનો અર્થ તથા ભાવ બરાબર સમજાયા સિવાય મન બીજી તરફ જવા દેતાં નહિ. જે વાંચ્યું તેનો અર્થ ન સમજાયો તો તે વાંચવાનો ઉપયોગ શો થવાનો? ફક્ત મ્હોએ કરવાનો શ્રમ માત્ર થયો. આવી રીતે એક ઓરડી ભરીને પુસ્તકો મ્હોએ કર્યાં હોય તોપણ તે કાંઈ ઉપયોગમાં આવવાનાં નહિ.નિરર્થક શ્રમ તો કરશો. બળદની પીઠ ઉપર સાકર લાદી તોપણ તે બળદને સાકરની મીઠાશ જણાતી નથી. ફક્ત તે બળદ ભાર વહી વહીને કંટાળી જાય છે. તેમ અર્થ ન સમજાયાથી તમને વિદ્યા ઉપર કંટાળો આવે નહિ માટે તમે જે શીખો તેનો મર્મ શો છે તે વિચાર કરીને સમજજો. જેમ જેમ તમે વધારે વિચાર કરશો તેમ તેમ તમને વધારે ફાયદો થશે. સમુદ્ર કાંઠે બેશી ઉપર ઉપરથી જોઇયે તો મોતી કાંઈ પાણી ઉપર તરંગ થઇને આવતાં નથી. પાણી ઉપર તો કચરો, ઘાસ, ફીણ વગેરેજ વહે છે એમ માલુમ પડે છે.

પણ તેટલા ઉપરથીજ સમુદ્રમાં મોતી નથી એવું અનુમાન ન કરતાં. ડૂબકી મારનારા ઘણા ઊંડા પાણીમાં ડૂબકી મારી ધુંડી જુવે છે ત્યારેજ તેમને મોતી માલૂમ પડેછે. તેમજ હીરા, રત્ન વગેરે અમૂલ્ય ચીજો જમીન ઉપર કાંઈ રખડતી માલૂમ પડતી નથી. ખાણમાં ઉતરી જોઇએ તો પહેલાંતો ઉપર માટી, કોયલા, પથરા વગેરે પદાર્થોજ માલૂમ પડેછે. પણ સારી રીતે શોધ કરી જમીન ઊંડી ખોદી શોધિયે ત્યારેજ રત્ન મળેછે. આ પ્રમાણે તમે જો ઉપરચોટીઓ અભ્યાસ કરી જ્ઞાનરત્ન મેળવવા ઇચ્છતા હોતો તે તમને કદાપિ મળવાનું નથી. ઉલટો કચરો તો તમારા હાથમાં આવશે અને તેથી તમારો નાશ થશે. બીજું કાંઈ પણ પરિણામ થવાનું નહિ. આવો કચરો હાથ લાગે તે કરતાં તો કાંઈ પણ ન મળેતે સારૂં. અજ્ઞાન લોકોના કરતાં અલ્પજ્ઞાનીઓને ઘણી ઘણી વિપત્તિઓ ભોગવવી પડેછે, કારણ અલ્પજ્ઞાની માણસો અવિચારી હોયછે. તેઓ એમ સમજે છેકે અમે સઘળું જાણિયે છિયે. આવા અહંકારને લીધે તેઓ કાંઈ પણ કામ કરવા માંડતી વખતે બીજા જ્ઞાની લોકોની સલાહ મુદ્દલ લેતા નથી. સારૂં નરતું સમજ્યા સિવાય પોતાની મરજી પ્રમાણેજ કરે છે. આમ કરતાં કરતાં કોઈ વખતે ફૂલનો હાર સમજી ઝેરી સાપ હાથમાં પકડ્યા પ્રમાણે થઈ સારૂં સમજી નઠારૂં કામ કરવા મંડી જાયછે. તેમજ તેમના સુખનો તથા આશાનો નાશ થઈ તેમને જન્મસૂધી દુઃખી રહેવું પડે છે. જ્ઞાની હોય તો તે જાતે ઘણો વિચારી હોઈ બીજા લોકોના કહેવાનો પણ અનાદર કરતો નથી. તે અહંકારી હોતો નથી તે સર્વેને ગમે છે. તેના ઉપર દુઃખ આવી પડવાનો પ્રસંગ ઘણો જવલ્લે આવેછે. માટે તમે પશુ જેવાં મૂર્ખ રહેતા નહિ; તથા અડધાં વિદ્વાન થઈ દુઃખનાં દ્વાર ધક્કો મારી ઉઘાડતાં પણ નહિ. સારાં વિદ્વાન થવાનો પ્રયત્ન કરશો તોજ ઠીક; નહિતો તમારી દુર્દશાનો પાર આવશે નહિ.

કેટલાંક માણસોનું એવું કહેવું હોય છે કે ઘણાં પુસ્તકો વાંચ્યાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. વારૂ, જો ગાડું ભરીને પુસ્તકો વાંચ્યાથીજ જ્ઞાન થતું હોત તો આ ઉપાય ઘણો સહેલો છે. તો પુસ્તકથી ભરે-

ની પેટીઓ, ઘરો પણ ન્હાની હોવા જોઇએ. ઘણાં પુસ્તકો વાંચ્યાથી કાંઇ જ્ઞાન થાય છે એમ નથી. ચિત્ત એકાગ્ર રાખી થોડાં પુસ્તકો વાંચ્યાં હોય તોપણ જ્ઞાન મળે છે. આહારના નિયમ સિવાય જેમ પુષ્ટિ થતી નથી, તેમ માત્ર પાઠથી ચિત્ત એકાગ્રતા વિના જ્ઞાન પણ થતું નથી. ચિત્ત એકાગ્ર કરવાનાં કેટલાક ઉપાયો છે તે આ પ્રમાણેઃ—

શિક્ષકે જે પાઠ કરવા આપ્યો હોય તેમાંના જે શબ્દોનો અર્થ આપણે જાણતાં ન હોઇયે તે શબ્દોનો ફક્ત અર્થ પૂછી લઇને પાઠ આપણે પોતાની મેળેજ વાંચવો. બીજાને તે ગોખાવવાની મહેનત કરાવવી નહિ. તેનું તાત્પર્ય સમજવા સારૂ આપણે પોતાની મેળેજ વારંવાર વિચાર કરવો, એટલે થોડા દિવસ સૂધી પરિશ્રમ કર્યાથી એની મેળે સઘળો અર્થ સમજાવા લાગે છે અને મ્હોડે કરવાનું કામ ઘણું સહેલું થઈ પડે છે. ગણિત વગેરેના પ્રશ્નના ઉત્તર ઘ-ણી મહેનત પડે તોપણ પોતાની મેળેજ લાવવાનો પ્રયત્ન કરવો. બીજાની આજીજી કરી પૂછવા જતાં બહુ લજવાવું જોઇએ. કોઈ-પણ પાઠ કઠણ હોય તોપણ તે પોતાને આવડશે નહિ એવું કદી સ્વપ્નામાં પણ લાવવું નહિ. બીજા માણસો કામ કરે છે તે આપ-ણાથી શા માટે ન થાય? પ્રયત્ન કર્યા તો થશે ને થશેજ એવો મનમાં દૃઢ નિશ્ચય કરવો જોઇએ. કેટલાક માણસો આળસુ થઈ થોડે સમે પોતાથી થઇ શકે એવાં કામ પણ કરતાં નથી. અને કોઇએ મોહો-ટાં મોહોટાં અચાટ કામો કરેલાં જોઇ એક તો તેનો ઇર્ષાને લીધે દ્વેષ કરે છે, અથવા તો તેને ઇશ્વરી બક્ષિશ છે અથવા તો તે કોઇ અવતારી માણસ હોવો જોઇયે માટે તેનાથી આવાં કામ થઈ શકે છે; અમારા કપાળમાં એવાં કામ કરવાનું લખ્યું નથી એમ બોલી માથે હાથ દઈ શોક કરે છે; પણ એવું તેમના મનમાં પણ આવતું નથી કે કપાળ કાંઈ દૈવત છે એમ નથી. તે તો તેને આપણે જેવું ઘડિયે તેવું થાય છે. આપણે આળસથી માણસનું ચિત્ર કહાડતાં વાંદરો કહાડ્યો તો તેમાં દોષ ચિત્રનો કે શું? આ જ-ગતમાં જેમનાં નામ હજારો વર્ષ સૂધી ગાજે છે તેવા જે મોહોટ

મોહોટા જ્ઞાની લોકો થઈ ગયા તેઓને જે અલૌકિક જ્ઞાન પ્રાપ્ત થયું હતું તે કાંઈ બીજા કારણથી નહિ; તેમણે પોતાનું ચિત્ત બીજે કોઈ પણ ઠેકાણે ન લગાડતાં એક તત્પર થઈ જ્ઞાન મેળવવા ઉપરજ લગાડ્યું ત્યારેજ તે તેમને મળ્યું. સાંપ્રતકાળના ઘણા આળસુ લોકો ઉપર કહેલા મનુષ્યોને દેવ, દેવી, ભૂત પ્રેત, વૈતાળ, ઇત્યાદિઓના મંત્ર તંત્રની ખબર હોઇને તેના અનુષ્ઠાનથી તેમને સિદ્ધિ મળી એવી તરેહવાર ગપ્પો મારે છે; પણ તેમાં સત્ય કેટલું છે તે સમજુ લોકોને ઘણુંજ જલદીથી જણાય છે. મુર્ખ લોકોજ તેવી ગપ્પો ઉપર વિશ્વાસ રાખી નાના પ્રકારનાં દુઃખ ભોગવે છે. આના ઉદાહરણ તરીકે મેં જાતે જોયલી એક વાત અહીં કહું છું.

દક્ષિણમાં ત્રિપતિ નામના ડુંગરા આગળ ઘટીચ કાળ નામનો એક બીજો ડુંગરે છે. તેની બંને બાજુએ બે શિખર ઉપર એક નૃસિંહનું તથા બીજું હનુમાનનું એમ બે મંદિર છે. ત્યાં આગળ હજારો ભોળા, ભાવિક અથવા ઉદ્યમ ન કરતાં નસીબ ઉપર આધાર રાખનારાઓ, ભૂતોનાં ગપ્પાં ઉપર વિશ્વાસ રાખી મનમાં ને મનમાં મોહોટી મોહોટી સિદ્ધિઓ કરી લઈ રાત દહાડો સ્વપ્નમાં મનોરાજ્ય ભોગવવાની લહેરોમાં ને લહેરોમાં નિમગ્ન થયલા લોકો, તરેહવાર ઇચ્છાઓ કરી, કેટલાએક તે મંદિરની આસપાસ હમેશા હજાર હજાર પ્રદક્ષિણા કરે છે; કેટલાક રાત દહાડો ભૂખ્યા રહી ઇષ્ટમંત્રનું અનુષ્ઠાન કરે છે; તથા કોઈ હોમ હવન કરે છે; આવી રીતના ઘણા લોકો છે. તે લોકો ઉપર કહ્યા મુજબ પોતાના અમુલ્ય વખતનો, પૈસાનો અને જીવનો નાશ કરી લોકોની હાંસી તથા વિપત્તિ સિવાય બીજું કાંઈ પણ મેળવતા નથી એ કહેવું જરૂરનું નથીજ. આવા લોકો માંહેનોજ એક તરૂણ પુરૂષ હતો તેની ઉમર આશરે ૨૦ વર્ષની હતી તથા તેની પાસે આશરે ચાર પાંચ હજારનો જીવ પણ હતો. આવી સ્થિતિમાં શ્રમ કરી વિદ્યાભ્યાસ ન કરતાં તેના માથામાં જે મંત્રસિદ્ધિ કરવાની ગાંડાઈ ભરાઈ હતી તેમાંજ તે નિમગ્ન થયો, અને થોડાજ દિવસમાં તેના હાથમાં પૈસા હતા તે ખરચાઈ ગયા. કારણ મંત્ર સિદ્ધિ કરવામાં પુરોહિત આ-

દિ આપમતલબી ઠગ લોકોના કહેવા ઉપરથી તેને ઉપરાછાપરી બ્રાહ્મણ ભોજન, ઇષ્ટ, ઉદ્યાપન, વગેરે કરવાં પડતાં. તો આવી રીતે પાણીની પેઠે વાપરતાં પૈસા રહે તે શી રીતે? તે પુરૂષ જાતે એકવીસ એકવીસ નિર્જલ અપવાસ કરતો. આથી ઇશ્વરની આપેલી શરીર સંપત્તિનો પણ તેણે નાશ કર્યો. છેવટ દેવ પ્રસન્ન થયા નહિ એ કહેવાની તો કાંઈ જરૂર નથી. પણ કહેતાં ઘણું દુઃખ લાગે છે કે તે તરૂણે પોતાની ગાંડાઈને લીધે આળસુ લોકોનાં ગપ્પાં ઉપર વિશ્વાસ રાખી પોતાના વિદ્યાભ્યાસમાં તથા ઉન્નતિમાં કામ આવનારૂ પૈસા તથા દુર્લભ વખત ફોકટ ગુમાવ્યો. અંતે તેના નશીબમાં તો ધૂળની ધૂળ. પછી વિદ્યાભ્યાસ કરવાને તેની પાસે પૈસા નહોતા, તથા સામર્થ્ય પણ રહ્યું ન હોતું. આમ થયાથી તે વારંવાર ફોકટ શોક કરતો. તે સાંભળતાં સર્વેનાં મન શોકાર્ત થતાં. આવાં માણસની બુદ્ધિને તે શું કહેવું? તેનો વિચાર તમેજ કરી જુવો. સારાંશ, જ્ઞાન, વિદ્યા, સંપત્તિ વગેરે મેળવવાં તે મંત્ર, તંત્ર, વૈતાળ, ભૂત વગેરેની કલ્પિત શક્તિઓ ઉપર આધાર રાખતાં નથી. તે તો પોતાના જાતના પ્રયત્નથીજ મેળવાય છે.

જગત્‌ની એવી રીત છે કે જે વસ્તુ ઉપર આપણે અતિશય પ્રિતિ રાખીએ છિયે તે વસ્તુ તરફજ આપણું નિરંતર ધ્યાન લાગેલું રહે છે; અને જે વસ્તુ આપણને પ્રિય લાગે છે તેને આપણે પણ પ્રિય લાગિયે છિયે. માટે તમારે જો જ્ઞાન જોઇતું હોય તો વિદ્યા ઉપર સર્વ કરતાં વધારે પ્રેમ રાખો. તેથી કરીને હમેશ તમારૂં મન તેના તરફ દોડ્યાં કરશે, અને ત્યારેજ તમને તે પ્રાપ્ત થશે, નહિ તો તે થવાનીજ નહિ. તમારૂં મન વિદ્યા છોડી બીજા વિષય ઉપર ચોંટે એવો વખત ન આવે તેટલા સારૂ ઘણી સાવધગીરી રાખજો. ખાવા પીવાનું નિયમસર રાખજો. ખેલવામાં રમવા વગેરેમાં તમારૂં લક્ષ લગાડતાં નહિ. તમારો પોશાક પણ ઘણો સાદો રાખજો. ખાવા પીવામાં નિયમ ન રહ્યો તથા લૂગડાંલત્તાંની ટાપટીપ કરવા વગેરેમાં મન ગૂથાયું કે વિદ્યા ત્યાં ઉભી રહેશે નહિ. આવા પરિણામ થાય ત્યારે છોકરાં છેક નિરૂપયોગી જેવાં થઈ જાય છે. બીજાં માણસો

સારાં સારાં કપડાં પહેરેછે; શરીર ઉપર કીમતી ઘરેણાં ઘાલે છે; પોતાની મરજી પ્રમાણે ચાલે છે; માટે તમે પણ તેમજ કરવા જતાં નહિ. જે માણસો તમારા જેટલી વયમાં વિદ્યાભ્યાસ કરવો છોડી દઈ સારાં સારાં વસ્ત્ર પહેરવામાં, ઘરેણાં ઘાલવા વગેરે નઠારી વાતોમાં પોતાનું મન લગાડેછે તેનું પરિણામ સારૂં થતું નથી. ઘરેણાં ગાંઠાનો, સારાં સારાં વસ્ત્રનો તથા જે સૌંદર્યનો તેઓ ફાંકો રાખે છે તેનો વૈભવ છેવટ સુધી એવોજ રહેશે શું? અલબત, કદી નહિ. તમે ઘરેણાં પહેરી આખા ગામમાં ફરશો તોપણ જો તમારામાં કાંઈ ગુણ નહિ હોય તો કોઈ પણ મનુષ્ય તમારી તરફ નજર કરશે નહિ. જો તમારામાં ગુણ હશે તો તમે ખુણામાં કાં ન પડ્યાં હોય તોપણ સગળાં માણસો તમારા ઉપર પ્રીતિ કરશે. આકાદોરડીનાં ફૂલ દેખાવમાં ઘણાં સુંદર છે તોપણ તેને કદી કોઇએ સુગન્ધિદાર કલગીમાં મૂકેલાં તમે જોયાં છે વારૂ? ના, તો શા માટે વારૂ તે આવાં સુંદર રંગના છતાં તેમની આવી અપ્રતિષ્ઠા? કારણ, તેમનામાં સુગન્ધ નથી. બકુલનાં ફુલ ઘણાં નહાનાં તથા દેખાવમાં કાંઈ ઘણાં સુંદર પણ હોતાં નથી તોપણ તેમનામાં સુગન્ધનો ગુણ છે, માટે તે સુકાઈ કરમાઈ ગયાં હોય છે તોપણ લોકોનો તેમના ઉપર ભાવ હોય છે. ઘરેણાં ઘાલી સુંદર વસ્ત્રો પહેરવાથી તમે ઘણાં શોભશો એવું કદાચિત તમારા મનમાં હશે, પણ એ તમારી ભુલ છે. તમારૂં રૂપ તથા ગુણ સારાં હશે તોજ તમને ઘરેણાં શોભશે જો તે સારાં નહિ હોય તો શોભા આવવી તો એક કોરે રહી, ઉલટી ઘરેણાંની સ્વભાવિક શોભા પણ તમારા સહવાસથી નાશ પામશે. આવી રીતે વેશ કહાડવા જેવું કરી તમે પોતાને સુશોભિત કરવા માગશો તો લોકોમાં તમારી હાંસી થશે, બીજું કાંઈ પણ ફલ પ્રાપ્ત થવાનું નથી. વાંદરાને સારાં સારાં કપડાં પહેરાવી તથા ઘરેણાં ઘાલી શણગાર્યાથી તેમનું સ્વભાવિક રૂપ સુંદર થયું એવું કદી તમારા દીઠામાં અથવા સાંભળવામાં આવ્યું છે વારૂ?

મનુષ્યને ઘરેણાં ઘાલ્યાથી થોડી એક શોભા આવે છે ખરી. પણ તે તો જ્યાં લગણ તરૂણ વય છે ત્યાં લગણજ. ઘડપણમાં

જ્યારે શરીરનું સૌંદર્ય રહેતુ નથી, ત્યારે સોનાનાં અથવા મોતીનાં ઘરેણાં ઘાલ્યાથી કાંઈ શોભા આવતી નથી; અને યૌવન એ કાંઈ સદાકાળ રહેનાર પદાર્થ નથી. તેમજ જે ધન હોવાથી ઘરેણાં કરાવી શકાય તે ધન પણ હમેશા સર્વ મનુષ્યની પાસે રહેતું નથી. માટે તમે ચિરંસ્થાઈ અને .અક્ષય વિદ્યાધન મેળવી સદ્‌ગુણરૂપી ઘરેણાં તમારા શરીર ઉપર ઘાલો. આ ઘરેણાં તથા તેથી આવતી શોભા તમે કુરૂપ હો, દરિદ્રી અથવા ઘરડાં થાઓ તોપણ કાંઈ પણ અંશે ઓછી થતી નથી.

વિદ્યાભ્યાસમાં વિઘ્ન કરનારી ઘણી બાબતો છે. તેમાં મુખ્ય આળસ છે તે બિલકુલ છોડી દેવું જોઇએ. "આજનું કામ કાલે કરીશ" એમ કામ લંબાવવું નહિ, એમ પાછળ કહેલુંજ છે. આળસ કાઢી નાખવાની એક યુક્તિ એવી છે કે આપણને જેજે કામ કરવાનાં હોય તે સઘળાંનો વખત નીમી રાખવો. જે વખતે જે કામ કરવાનો નિશ્ચય કરી મૂક્યો હોય તે વખતે તે કામ નિશ્ચય કરવું, તે વખત પહેલાં અથવા તે પછી તે કામ કરવું નહિ; તથા તે જે વખતમાં કરવાનું હોય તે વખત પણ નકામો જવા દેવો નહિ રોજ રાતે નવ વાગતે સૂઈ સવારમાં ચાર વાગતે ઊઠવું. સાત કલાક કરતાં વધારે ઊંઘ લેવી નહિ. આના કરતાં ઊંઘ ઓછી લીધી તો શરીર સ્વસ્થ રહેતું નથી. નિયમસર સાત કલાકની ઊંઘ લેવાનો અભ્યાસ રાખ્યાથી શરીર સ્વસ્થ રહી રોગ થવાનો પણ ઘણો સંભવ રહેતો નથી. કેટલાક લોકો રાતે ઘણા વખત સુધી જાગરણ કરીને કામ કરે છે. પણ એમ કરવું યોગ્ય નથી. કારણ સર્વ કાંઇ સુખ કહો, જ્ઞાન કહો, પણ શરીરનું રક્ષણ થઇને મળ્યાં હોય તોજ સારાં. જો શરીર સારૂં ન હોય તો તેનો શો ઉપયોગ? બરોબર વખતે ઊંઘ આવવી તથા જાગવું એ આપણા હાથમાં નથી એ ખરૂં, પણ થોડા દિવસ સૂધી હોંશિયારીથી નીમેલ વખતે સૂઈ વખતસર ઉઠવાનો પ્રયત્ન કરતાં તેમ કરવાની ટેવ પડી જાયછે. આ વાતનો મને જાતનો અનુભવ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જગત્‌માં જેટલાં કામ છે તેમાંથી મનુષ્ય કરી શકે નહિ એવું કાંઇજ નથી

પછી તે ગમે તેટલા શ્રમનું હોય તોપણ તે કરતાં કરતાં તે કરવાની ટેવ પડી ગઇ એટલે તે દોહેલું છે એમ લાગતું નથી, આ વાત તમે પાક્કી રીતે ધ્યાનમાં રાખજો એટલે એ બધે ઠેકાણે તમને ઉપયોગી થઈ પડશે.

તમે ઊંઘમાંથી જાગો કે તરતજ પથારીમાંથી બહાર નીકળજો, કારણ, જાગ્યા પછી, "હમણા ઉઠુંછું, જરા રહીને ઊઠીશ" એમ કરી આળોટ્યાં કર્યું તો ઘણું આળસ આવી ઘીમાસથી ઊંઘ એવી આવે છે કે આપણને ખબર પણ પડતી નથી. હવે આણીમેર સૂર્યોદયસૂધી ઊંઘયા કર્યાથી શરીરમાં અતિશય આળસ ભરાય છે. તથા જોઇયે તેના કરતાં વધારે ઊંઘ લેવાથી અજીરણ થઈ પ્રકૃતિ બગડેછે. તમે સઘળાંએ ઘણું કરીને ઘડીયાળ તો જોઇજ હશે. સઘળી ઘડિયાળોને એક નહાનો તથા એક મ્હોટો એમ બે કાંટા હોય છે. તેમની અંદરની બાજુએ કેટલાંક ચક્કરો હોય છે તથા તેમાં વીંટાળેલી એક ઝીણી પટ્ટી હોય છે તેને કમાન કહે છે. ઘડિયાળની કૂચી બંદોબસ્તથી ફેરવ્યાથી કમાનને જોર પહોચે છે, ને તેના યોગથી ઘડિયાળ બરાબર ચાલેછે. વખતસર કૂંચી અપાય નહિ તો ઘડિયાળ બંધ પડે છે, તથા કૂંચી વધારે જોરથી જોઇયે તે કરતાં વધારે અપાઇ તો કમાન તૂટી જાયછે. કમાન તૂટી ગઈ એટલે ઘડિયાળ છેક નિરૂપયોગી થઈ પડેછે.

આપણું શરીર પણ ઘડિયાળના જેવુંજ છે. બુદ્ધિ, ક્રોધ, લોભ, વિવેક, દયા, દાક્ષિણ્ય ઇત્યાદિ સગળી વૃત્તિયો ઘડિયાળ માંહેનાં ચક્કરો છે, તથા તેમને ફેરવનારી કમાન ઉદ્યોગ છે. આ ઉદ્યોગરૂપી કમાનને વખતસર તથા નિયમસર ગતિ આપી તો આ સગળાં વૃતિરૂપી ચક્કરો ફરી શરીરરૂપી ઘડિયાળ યથાસ્થિત ચાલે છે. તે વૃતિયોનું પરિચાલન ન કર્યું તો તે ઘડિયાળ બંધ પડેછે, તથા જો વધારે જોરથી તેમનું પરિચલન કર્યું તો શરીર ઘડિયાળ છેકજ નિરૂપયોગી થઈ જાયછે. સાધારણ ઘડિયાળનું એકાદ ચક્કર ભાંગે તો તેને દુરસ્ત કરી ફરીને તેની જગાએ બેસાડી શકાય છે, પણ શરીર રૂપી ઘડિયાળમાં તેમ થતું નથી. એમાંનું એકાદ ચક્કર

તૂટ્યુ તો તેને દુરસ્ત કરીને યોગ્યસ્થાને બેસાડી શકે એવો હુશિયાર કારીગર હજી સુધી કોઈ થયો નથી. એટલા માટે શરીરની ઘણી સંભાળ લેવી જોઇએ. તેમાંની સર્વ વૃત્તિયો સારી રીતે રહે એવા નિયમથી ચાલવું એ પ્રત્યેક મનુષ્યનું અવશ્યનું કર્તવ્યકર્મ છે.

કામ કરવાનો જે વખ્ત મુકરર કરો તેજ વખતમાં તે કામ કરતાં રહો. આમ કર્યાથી દરરોજ થોડું થોડું તે કામ કર્યું તોપણ તે ઘણું થાયછે, તથા એકદમ કરવાની ઉતાવળ ન થતાં સારી રીતે થાયછે. બાકી આપણા લોકોની રીતપ્રમાણે "તે કામ પછીથી કરીશું" એમ કરશો તો તે કામ કરવાનો વખ્ત આવી પોહોચ્યો એટલે તે કામ કરવાની એકદમ ઉતાવળ થાયછે. પછી અણીના વખતે તે કામ કરવાનો અવકાશ મળતો નથી. આમ થયે ઘણું જરૂરનું કામ હોયછે તોપણ તે રહી જાય છે; કદાચિત્ ઉતાવળથી કરી નાંખ્યું તો તે જોઇયે તેવું સારૂં થતું નથી. ઘણું જરૂરીનું તેથી કર્યા સિવાય તો ઉપાય નહિ તેથી અતિશય શ્રમ લઇને તે કરવું પડેછે. આમ થયેથી પ્રકૃતિ બગડેછે. આમાંથી ઘણા ઘણા અનર્થો થાયછે એવું ઘણીવાર આપણા સાંભળ્યામાં આવેછે.

શિક્ષક ઉપર સારી ભક્તિ રાખજો; એટલે તે તમારા ઉપર પ્રેમ રાખશે અને ઘણી સેહેલી રીતે અંદરનો મર્મ સમજાવી તમને શીખવશે, અને તેથી તમને તેનું જલદી જ્ઞાન થશે. તેની સાથે ઉદ્ધતપણે વર્તશો તો તે તમને શીખવવાના કામમાં બેપરવાઈ કરશે. તમે વિદ્યા શીખી ગમે તેટલાં ડાહ્યાં થાઓ તોપણ શિક્ષકના કરતાં અમે વધારે સમજીએ છીએ એવું તમારા મનમાં આણતાં નહિ, તથા લોકોને પણ તેમ બતાવતાં નહિ. તમે કોઈ બાબત સારી રીતે સમજ્યાં હો, અને તમારી સાથે ભણનારને અથવા બીજા કોઇને તે વિષે સારી માહિતી ન હોય તો તમે ચાર લોકમાં અથવા એકાંતમાં પણ તમારૂં ડહાપણ વખાણી તેમનું અપમાન કરતાં નહિ. કારણ, આ જગતમાં કોઈ પણ મનુષ્ય સર્વજ્ઞ નથી. બૃહસ્પતિ જેવા મોહોટા મોહોટા વિદ્વાનોને પણ ખબર નહિ હોય એવા ઘણા વિષયો છે. અને તે જો એકાદ અભણ ગામડીયાને ખબર હોય તો તે વિદ્વાનના કરતાં વધા-

રે ડાહ્યો છે, એવું તે ઉપરથી સિદ્ધ થતું નથી. તમે પોતાની વિદ્યાનો અહંકાર બિલકુલ કરતાં નહિ. જગત્માં એક કરતાં એક એમ સર્વને માથે છેજ. તેથી કરીને "હું મોહોટો" એમ સમજી અભિમાન કરવું સારૂં નથી.

જગત્માં ધન મેળવવું સહેલ છે; પણ તેનો સારી રીતે ઉપયોગ કરી સંભાળી રાખવું ઘણું દોહિલું છે. જે માણસ ધન મેળવી તેનો સારો ઉપયોગ કરી સંભાળી રાખતો નથી, તેને તે ધનથી સુખ મળવાનું નહિ એટલુંજ નહિ; પરંતુ તે ધન ઉલટું તેના નાશનું કારણ થઈ પડે છે. કારણ, તે ધનનો ખોટો ઉપયોગ કર્યાથી તેનો પરિશ્રમ ફોગટ જાય છે તથા તે માણસ લોક નિંદાનો ભાગીદાર થાય છે. ધન હોય એટલે સુખ મળેછે. પણ તેને ઘણી તરેહની બીક રહે છે:—ચોરોની, લુચ્ચાઓની વગેરે, ધનના મદથી માણસ જો ઉન્મત્ત થયું તો નાના પ્રકારનાં દુષ્કર્મોમાં તેને તે ખરચવાનું મન થાયછે; અને તે જો આવી ખરાબ રીતે ચાલ્યાં કરે તો તેનો નાશ કેમ ન થાય? પણ તે ધન જો અવિચારી મનુષ્યના હાથમાં હોય તોજ તેની આવી ખરાબ દશા થાય છે. તેજ ધન જો વિચારશીલ માણસ પાસે હોયતો તેની તે ધણી સંભાળ રાખે છે. તે તેને સારાં કામમાં ખરચે છે; પાત્ર જોઈ દાન કરે છે; વેપાર તથા ઉદ્યમ કરી તેને વધારેછે; ચોરોથી તેનું તે ધણી સાવધગીરીથી રક્ષણ કરે છે, તથા પોતાથી બનતો પરોપકાર કરી જગત્માં યશ તથા ઇશ્વરનો પ્રેમ મેળવે છે. હવે અવિચારી તથા વિચારી માણસના હાથમાં આ ધન આવ્યાથી બે જુદી જુદી રીતનાં તેનાં ફળ કેવાં થાય છે એ તમે સાંભળ્યું. આવીજ રીતે પાત્રભેદને લીધે વિદ્યાધનનાં પણ પરિણામ થાય છે. ખરાબ માણસની પાસે વિદ્યા હોય તો પ્રથમ તો આળસ, દુર્વ્યસન વગેરેને લીધે તે રહેવી કઠણ; તેમાંથી જો રહી તો તે બીજાં માણસોનું અહિત કરવાનું કારણ થાય છે. વિદ્યા ઘણું મોહોટું બળ છે. જે પ્રમાણમાં માણસનામાં વિદ્યા હોય છે તે પ્રમાણમાં તેને સારૂં અથવા ખરાબ કરવાનું સામર્થ્ય હોય છે. દુષ્ટ લોકોનું સામર્થ્ય બીજાને ઉપદ્રવ કરવાનુંજ કારણ થાય છે. તેથી તે બીજાનીજ

હાની કરે છે એટલુંજ નહિ, પણ તેઓ પોતાનું પણ અનિષ્ટ કરી લે છે. બીજાને ઉપદ્રવ કરતી વખતે તેઓ એમ સમજે છે કે, તેઓ માત્ર બીજાનુંજ ખરાબ કરી અટક્યા છે, તથા પોતાનું કલ્યાણ કરે છે. પણ એ તેમની ભ્રાન્તિ છે. કારણ, જગત્માં જે માણસ બીજાનું નુકશાન કરવા ધારે છે તેનું કદી સારૂં થયું છે એવું દીઠામાં આવ્યું નથી. તેમ હોત તો સઘળાં માણસોએ બીજાનું અહિત કરી પોતાનું હિત કરી લીધું હોત. પોતાનું હિત કરવું કોને ગમતું નથી? આવી રીતે સઘળા લોકો એક બીજાનું અનિષ્ટ કરતાં કરતાં નાશ પામ્યા હોત. આજપર્યંત જગત્માં તેમ થયું હોત તો મનુષ્ય જાતિનું નામ પણ રહ્યું નહોત. માટે તમે વિદ્યાનું ઉપાર્જન કરવા લાગો તેની સાથે તમારો સ્વભાવ પણ સારો કરવાનો પ્રયત્ન કરતાં રહેજો તથા તમારૂં સઘળું સામર્થ બીજા લોકોનું હિત કરવામાં ઉપયોગી પડે એમ થવા દેજો. મૂર્ખ તથા દુષ્ટ લોકોથી બીજાનું હિત થવાની આશા નથી. શિક્ષિત તથા સારાં માણસોથી લોકો પુષ્કળ અલભ્ય લાભ મેળવવાની આશા રાખે છે માટે શિક્ષિત લોકો જો દુરાચરણ કરે તો તેમને ઘણું ખોટું કહેવાય. જ્ઞાનધન તમે મેળવ્યું તેથી તેનો ગમે તેવો ખોટો ઉપયોગ કરવાનો અધિકાર તમને મળ્યો નથી. કારણ, જેના અનુગ્રહથી તમને તે ધન મળ્યું તેને જવાબ આપવાનો વારો તમારો આવ્યા વિના રહેવાનો નથી. તે વખતે તમો શું કરશો? ઇશ્વર આગળ કાંઈ ગડબડ ચાલી શકતી નથી માટે તમે અત્યારથી સાવધ થઈ વિદ્યાધનની સંભાળ રાખો. તમારા શરીરમાં કામ; ક્રોધ, લોભ, ઈર્ષા ઇત્યાદિ ચોરો છે, તેઓ તે ધન ઉપર તમને ન કળતાં એકાદ વખત છાપો મારશે. પણ તમે પોતાના બુદ્ધિ રૂપી ખજાનામાં તેને એવા બંદોબસ્તથી રાખજો કે તેને જરા પણ આંચ આવે નહિ. તમે પોતાનું જ્ઞાનધન ગાંઠ બાંધી પોતાનાજ પેટમાં રાખશો તો તેની કદી વૃદ્ધિ થશે નહિ. ઉલટો ક્ષયજ થશે. માટે તે ધનને તમે કોઈ સારા માણસને ત્યાં વ્યાજે મૂકો. તમારા શિક્ષકે પણ તમને આપ્યું તે તેણે તમારે ત્યાં વ્યાજે મૂક્યું છે એમ સમજજો. આ ધનનું વ્યાજ જેમ તમે વધારશો તેમ તે વધતું જઈ તેનાથી લોકોનું અતિશય

કલ્યાણ થશે તથા તમારૂં પણ ઘણું હિત થશે. તમે જ્ઞાની થાઓ, અને પ્રતિદિન તમારૂં જ્ઞાન વધારવાનો પ્રયત્ન કરો. તમે એમ ન સમજતાં કે તમે જેટલું મેળવ્યું છે તેટલુંજ જ્ઞાન છે, તેથી વધારે નથી. જ્ઞાન સમુદ્રની પેઠે અનંત છે. તેનો છેડો ભલભલાને લાગ્યો નથી, તો તમારી તે શી ગણત્રી?

તમે વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી સંસારી વ્યવહારમાં ગુંથાઓ ત્યારે મેળવેલી વિદ્યા તરફ દુર્લક્ષ કરી સઘળુ વીસરી જતાં નહિ. થોડી મહેનતે મળેલી વસ્તુ પણ ખોવાઈ જાય નહિ એટલા માટે તમે તેની કેટલી બધી સંભાળ રાખોછો વારૂ! તો વિદ્યા જેવી ઘણી મેહેનતે પ્રાપ્ત થયેલી વસ્તુ તમારી પાસેથી જતી રહે એ દુઃખદાયક તથા લજાવનાર વાત નહિશું?

તમે ગમે તેટલી મોહોટી પદવીએ ચઢ્યાં હો અને તમારો શિક્ષક હલકી પદવીએ હોય તો પણ તમારે તેનો અનાદર કરવો નહિ. કારણ, આજે તમારી જે આટલી બધી યોગ્યતા થઈ તથા તમને યશ મળ્યો તે સઘળું તમારા શિક્ષકનાજ અનુગ્રહથી થયું છે એમ સમજજો. જેણે તમારા ઉપર ઉપકાર કર્યો તેના તમે કૃતઘ્ની થાઓ તો તે વાત તમને ઘણી લજાવનાર છે. આ જગત્માં ઉપકાર કરનાર ઘણા છે, પણ શિક્ષક જેવો કોઈ નથી. કારણ તમે અજ્ઞાની રહ્યાં હોત તો તમારા ઉપર મોહોટા મોહોટા અનર્થોના ઢગલાને ઢગલા પડ્યા હોત પણ શિક્ષકની પાસેથી તમે જ્ઞાન મેળવ્યું તેથી દુઃખ આવી પડવાના ઘણાક પ્રસંગો ટળી ગયા. તો આવા અનર્થમાંથી જેમણે તમને બચાવ્યાં તેની યોગ્યતા મોહોટી નહિ શું?

પાછળ, વિદ્યાભ્યાસ કરતી વખતે વળી એક ધ્યાનમાં રાખવા જોગ વાત કહેતાં વીસરી ગઈ છું તે અહીં કહું છું. પ્રત્યેક દિવસે તમે જેટલો અભ્યાસ કરો તે તથા જે વાત બની હોય તે સઘળું યાદ રાખી એક ચોપડીમાં લખી રાખી જ્યારે તમને બીજુ કામ ન હોય ત્યારે તે જોતાં રહેજો. આમ કરવાથી લખવાનો મહાવરો પડેછે એ ઉઘાડુંજ છે; પણ વળી બે મોહોટા લાભ થાયછે તે એ કે, જે વિષય આપણે લખિયે છિયે તે મ્હોડે કર્યા જેવા આપણા

મનમાં ઠસે છે; તથા રોજ જે થાય તે લખી રાખ્યાથી આપણે કઈ વેળાએ શું કર્યું તથા પરિણામે તેનું ફળ શું થયું તેનું સારી પેઠે સ્મરણ રહે છે. પછી, આપણે ખરાબ કામ કર્યું હતું તેનું ખરાબ, તથા સારૂ કર્યું હતું તેનું સારૂ પરિણામ થયું એમ કોઇના ઉપદેશવિના આપણને સારી પેઠે સમજાય છે; તેમાં આપણને કોઈ પણ પ્રકારનો સંશય રહેતો નથી. આવી રીતે નિરંતર પોતાને પોતાનોજ ઉપદેશ થયાથી આપણે ખરાબ રસ્તો છોડી સારે માર્ગેજ પ્રવર્તિયે છિયે. અને આટલો બધો રાત દિવસ શ્રમ લઈ વિદ્યા મેળવવી તે, સારૂં નરતું સમજી આપણે સારે રસ્તે લાગિયે તથા આપણું કલ્યાણ થાય એટલા માટેજ.

હવે તમારે કોની પાસેથી તથા શું શું શીખવું જોઇયે તે ટૂંકામાં કહું છું.

કોઈ પણ વિદ્યા શીખવી તે સારા બુદ્ધિવાન દૂરદર્શી માણસ પાસેથી શીખવી જોઇયે. નહિતો જે પોતે જાણતો નથી તે બીજાને શું શીખવવાનો?

૧. લખતાં વાંચતાં સારૂં શુદ્ધ આવડવાસારૂ તમારે જે ભાષા શીખવી હોય તે ભાષાના વ્યાકરણનો અભ્યાસ કરવો જોઇયે. વ્યાકરણ શીખ્યા વિના તમારી ભાષા, તમારા ઉચ્ચાર વગેરે સ્પષ્ટ તથા શુદ્ધ થવાના નહિ.

૨. લોકોમાંની પ્રાચીન તથા અર્વાચીન રીતિ, નીતિ, તેમજ સર્વ દેશની સ્થિતિ, ક્યો દેશ અથવા માણસ ક્યારે, શું કર્યાથી કેવી રીતે સારી અથવા માઠી અવસ્થામાં આવ્યો, તથા તેનું પરિણામ શું થયું, એ સઘળું જાણવામાટે તમારે મન દઈ ઇતિહાસનું અધ્યયન કરવું જોઇયે. ઇતિહાસનું અધ્યયન ન કર્યાથી તમારામાં જ્ઞાન, સાચે માર્ગે જવું, પાપનો કંટાળો વગેરે ગુણ આવવાના નહિ.

૩. પાપ, પુણ્ય, ઇશ્વર, જગત્‌નું પરિણામ, તથા સત્યસુખ એમા ઇત્યાદિ સમજવા સારૂ સર્વ પ્રકારનાં ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવો જોઇએ. નહિતો સારાસાર વિચાર, વિનય, દયા, દાક્ષિણ્ય,

ઇશ્વર પ્રેમ ઇત્યાદિથી જે અનિર્વચનીય સુખની પ્રાપ્તિ થાય છે તે તમને થવી ઘણી દોહેલી થઈ પડશે.

૪. આ અનંત ઈશ્વર સૃષ્ટિમાં સૂર્ય, નક્ષત્ર, તથા પૃથ્વી વગેરેની સ્થિતિ કેવી છે, ચમત્કારિક પદાર્થો ક્યાં અને કેવા છે, અમુક પદાર્થો કેવા છે, કિયાં કારણોથી અમુક અમુક પદાર્થો કેવી કેવી રીતે ઉત્પન્ન થાયછે, અમુક દેશ ક્યાં અને કેવો છે, ત્યાંના લોકોનો ધર્મ, કર્મ, વિદ્યા, ઉન્નતિ કેવાં છે, ઇત્યાદિ સમજવા સારૂ પદાર્થવિજ્ઞાન તથા ભૂગોળવિદ્યા શીખવી જોઇયે. નહિતો કુવામાંના દેડકા પ્રમાણે ઘરમાં ગોંધાઇ બેશી રહેનારને ઇશ્વરી સૃષ્ટિ કેવડી મોહોટી છે, તે કિયા નિયમોથી ચાલે છે, તથા સૃષ્ટિ કર્તાનો મહિમા કેવડો છે વગેરે સમજવાનું નહિ.

૫. અમુક વખતે અમુક ઠેકાણે કેવી રીતે ચાલવું, તથા થોડા (પૈસા)માં કેવી રીતે ચાલી સુખી થવું, એની માહિતી થવા સારૂ અર્થશાસ્ત્ર તથા નીતિશાસ્ત્ર શીખવાં જોઇયે. નહિતો સંસારમાં આબરૂથી રહેવું કઠણ થશે.

૬. આપણા પોતાના શરીરનું, છૈયાં છોકરાંનું, તથા બીજા માણસોનું આરોગ્ય શાથી રહે, શી રીતે રહ્યાથી પ્રકૃતિ વિકાર પામવાની નહિ, વગેરે સમજવા સારૂ થોડુંક વૈદક તથા દરદીઓનું તથા નહાનાં છોકરાઓનું જતન કરવાની સઘળી તજવીજો શીખવી જોઇયે. નહિતો આપણે હાથે ઘણા ઘણા અનર્થો થવાનો સંભવ છે.

૭. ઘરની અથવા બહારની સદાચરણી તથા સુઘડ બાઇઓ પાસેથી પાકશાસ્ત્રનું અધ્યયન કરી રસોઇ કરતાં તથા બને ત્યારે શીવવું, ભરવું, ગાવું વગેરે તે તે કળા જાણનાર લોકો પાસેથી શીખવું જોઇયે. તેમ ન કર્યાથી અણીને વખતે બીજા માણસોની આજીજી કરવી પડે છે. આપણી જાતિમાં આ ગુણો અવશ્ય હોવા જોઇયે. ન હોય તો ઘણી શરમની વાત છે.

૮. ઘરમાં આવક કેટલી તથા ખરચ કેટલો, અમુક માલની અમુક ભાવે કીમત કેટલી વગેરે જાણવાસારૂ ગણિતશાસ્ત્ર અવશ્ય શીખવું જોઇયે. નહિતો ઘણી અડચણો પડશે.

સારાંશ, કોઈ પણ કામ તમને આવડતું નથી, એવું કદીપણ તમે થવા દેતાં નહિ. થોડામાં ઘણું સમજવાનો પ્રયત્ન કરો, તથા મોહોટા લોકો શી રીતે ચાલે છે, તમારા દેશનો, કુળનો, તથા બીજાઓનો આચાર તથા વ્યવહાર કેવો છે, એ તમે સારી રીતે સમજી લ્યો. એકાદ નીચ માણસમાં સારો ગુણ હોય તો તેની બેપરવાઈ ન કરતાં તેની પાસે તે ગુણ આસ્થાથી શીખી લ્યો. શીખવાની તમારી ઇચ્છા હશે તો, માંખી, કીડી એવા એવા છેક નહાના સરખા જંતુઓ પાસેથી પણ તમને મનુષ્યજન્મમાં દૈવત્વ લાવનારા ગુણો મળી શકશે.

## પરિચ્છેદ ૩ જો.

### મર્યાદા.

તમે સઘળાં જાણતાં તો હશો કે લોકો સમુદ્રની ઘણી પ્રશંસા કરે છે. મોહોટા માણસને ઉત્તમ ઉપમા આપવી હોય તો સમુદ્રની આપે છે. આમ કેમ વારૂ? ઉપર ઉપરથી જોતાં સમુદ્રમાં કાંઈ ગુણ હોવા જોઇયે એવું આપણને દેખાઈ આવતું નથી. સમુદ્રનું રૂપ ઘણું ભયંકર છે. તેની અંદર મગર, તમરાં, કાચબા, જળસર્પ વગેરે માણસને ઉપદ્રવ કરનારાં પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, વારૂ કોઇને તરસ લાગી તો તેનું પાણી પીધાથી પણ કાંઈ તૃપ્તિ થશે શું? તે પણ થતી નથી. લોકોની તરસ છીપાવનાર એકાદ મીઠા પાણીના નહાના સરખા વહેળીયામાં જે મહત્વ છે તે સુદ્ધાં સમુદ્ર આવડો મોહોટો છતાં પણ તેમાં નથી. આમ છે તો સમુદ્રની પ્રશંસા કરનાર લોકો ગાંડાં છે એવું તમને ખચીત લાગશે. પણ તેમ નથી.

સમુદ્રમાં બે ઘણા મોહોટા તથા સુંદર ગુણ છે. તેમાના એકનું નામ ગાંભીર્ય તથા બીજાનું નામ મર્યાદા પાલન. આ બે ગુણ તેનામાં છે તેથીજ તેને જગત્‌માં સર્વથી મોહોટો માન્યોછે તથા તે સર્વેની મોટી પ્રશંસાને યોગ્ય છે. તે ગુણનું રૂપ એ છે કે સમુદ્રના પેટમાં શું છે, કેટલું છે, અને ક્યાં છે, તે કોઇથી

કહી શકાતું નથી. તેનું પેટ ઘણું વિશાળ છે. તેના પેટમાં અમૂલ્ય રત્નો અસંખ્ય છે, તોપણ તે માણસની પેઠે મારામાં ફલાણાફલાણા ગુણ છે એમ મોહોડેથી ગર્જના કરી કહી બતાવતો નથી. તેની અવસ્થાના પ્રમાણમાં તેનું રહેવું ઘણું સારું છે. તે મોંણસની પેઠે પોતાના મહત્વનો ફાંકો રાખતો નથી. બીજો ગુણ એ કે તે પોતાની મર્યાદાની બહાર કદી જતો નથી. પૃથ્વી ડૂબી તણાઈ જાય એટલો બધો વરસાદ પડે તોપણ તેનું પાણી નિયમ કરતાં વધારે ઊછળી બહાર જતું નથી. તથા બાર વર્ષસૂધી પર્જન્ય ન પડે તોપણ તેમાંનું પાણી કમતી થતું નથી. પરંતુ તમારી તરસ છીપાવનાર વહેલીઆમાં તે પ્રકાર નજરે પડતો નથી. તેની અંદર કેટલા પથ્થર, માટી, કચરો વગેરે છે એ સર્વને દેખાય છે. થોડો સરખો પણ વરસાદ પડ્યો કે પોતે ફૂલી જઈ ઘણા આવેશમાં આવી ગર્જના કરતો કરતો પોતાની મરજી પ્રમાણે રસ્તો ખોળી લઈ વાંકો ચૂંકો તોફાન કરતો કરતો જાય છે તથા પોતાની ઉદ્ધતાઈ દાખવેછે. તે વખતે તે કોઇને પણ ગણકારતો નથી. તેમજ બે દિવસ વરસાદ ન પડ્યો કે તેની દુર્દશાનો અંત રહેતો નથી. બાપડો તરતજ સૂકાઈ જઈ તેની મીટ્ટી દાણાદાણ થાયછે. હવે તમે વિચાર કરી કહો વારુ, સમુદ્રમાં પ્રશંસા કરવાજોગ ગુણો છે કે વહેલીઆમાં?

ઉપર જે સમુદ્રનું તથા વહેલીઆનું દૃષ્ટાંત આપ્યું તેનો અભિપ્રાય તો તમે સમજ્યાંજ હશો. સારાંશ એટલોજ કે માણસમાં હજારો ગુણ હોય પણ તેનામાં ગાંભીર્ય તથા મર્યાદા ન હોય તો તેની કોઈ પણ ઠેકાણે પ્રતિષ્ઠા થતી નથી. આવા માણસના બીજા સર્વ ગુણ તેની શોભા વધારનારા ન થતાં ઉલટા તેને નિન્દાસ્પદજ કરેછે. મનુષ્યે જન્મીને ચાર લોકમાં પ્રતિષ્ઠા ન મેળવી તો આવા શ્રેષ્ઠ જન્મનો ઉપયોગ તે શો થયો? ઈશ્વરે બીજાં સર્વ પ્રાણીઓ કરતાં મનુષ્યને જે શ્રેષ્ઠત્વ આપ્યું છે તે કાંઈ ફરીને આના કરતાં નીચ થવા માટે નહિ. કોઈ ચાકર સારી નોકરી કરે તો શેઠ ખુશી થઈ તેનો પગાર વધારે છે તે કાંઈ પહેલાં કરતાં ઓછું અથવા ખરાબ કામ કરવાને નહિ, પણ તે પહેલાં કરતાં વધારે સારી નોકરી કરી હજુ પણ વધારે યોગ્યતાએ પ-

હોયે એવોજ તેનો તેમાં હેતુ હોય છે. માટે એ તો સિદ્ધ થયું કે પ્રત્યેક મનુષ્યે પોતે જે સ્થિતિમાં હોય તે સ્થિતિને યોગ્ય બલકે તેના કરતાં વધારે સારાપણું રાખી પોતાની યોગ્યતા વધારવામાં તત્પર રહેવું જોઇએ. આ ઇશ્વરી નિયમજ છે. માટે આ નિયમને અનુસરીને ચાલિયે તોજ કલ્યાણ થાય છે. નહિતો ઇશ્વરી નિયમનું ઉલ્લંઘન થવા જેવું થઇ તે પાપનાં ફળ સ્વરૂપ સંસારમાં મનુષ્યને અનેક કષ્ટો ભોગવવાં પડે છે.

ઉપર કહેલો નિયમ પાળવો હોય, તો માણસે પોતાની મર્યાદાની ઘણી હોશિયારીથી સંભાળ રાખવી જોઇયે. જગત્‌માં વિદ્યા, ધન, માન ઇત્યાદિ મેળવવા ઘણાં સહેલ છે, પણ તેમનું મર્યાદા રાખ્યા સિવાય રક્ષણ કરવું કઠણ છે. માણસો માનના ઉંચા શિખર ઉપર જલદીથી પહોચી શકે છે, પણ તે જો વજનદાર, મર્યાદશીળ તથા ગંભીર હોય તોજ ત્યાં ટકી રહે; નહિતો દુર્વ્યસન પવનના જોરથી ઊડી કયાંના કયાં જઇ એવા એકાદ અગાધ દુર્દશારૂપી સમુદ્રમાં ડુબે છે કે, છેવટે તેમનો પત્તો સરખો લાગતો નથી. મનુષ્યે મોહોટી યોગ્યતાએ પહોચવું તે, તથા નીચથી નીચ થવું એ બંને તેનાં પોતાનાં કૃત્ય ઉપર આધાર રાખે છે. માટે તમે જો પોતાના મનમાં જગત્‌માં પ્રતિષ્ઠા મેળવવાની ઇચ્છા રાખતાં હો તો તે ઇચ્છાજ ફક્ત તમારા મનમાં છે એટલે તમને તે મળશે નહિ તે મેળવવાના જે ઉપાયો હોય તે કરો; એટલે પોતાનું આચરણ સારૂં રાખો, મન ગંભીર રાખો, તથા મર્યાદાની બહાર તમારૂં પગલું સુદ્ધાં પડવા દ્યો નહિ. આમ કરવાની શકિત તથા દૃઢ નિશ્ચય જો તમારામાં હોય તોજ તમે મોહોટાં તથા પ્રસિદ્ધ થવાની આશા રાખજો, નહિતો "મહાદેવ નાચ્યા માટે પોઠીઓ પણ નાચ્યો" તો જેવી અવસ્થા થાય છે તેવી બલકે તે કરતાં પણ વધારે નઠારી તમારી અવસ્થા થશે.

મોહોટું થયું નહિ તો નહિ, પણ માણસને પોતે જે સ્થિતિમાં હોય તેમાંજ પણ આબરૂસર રહેવું અવશ્યનું છે; અને તે આબરૂ રાખવી તેમાં મર્યાદાનું કામ છેજ. જેને મનુષ્યપણું રાખવું હોય તેને આબરૂ તથા મર્યાદ: પણ હોવાંજ જોઇએ. હશે, હવે તમને જન્મપર્યંત સુખી રાખવાનો ઉપાય કિયો તેનો વિચાર કરીયે.

સંસારમાં જ્યાં જઈશું ત્યાં તથા જે સ્થિતિમાં રહીશું ત્યાં ડગલે ડગલે દુઃખ હોય છે; માટે મનુષ્ય જ્યાં થોડું પણ સુખ થવાનો સંભવ છે એમ સમજે છે ત્યાંજ આગળપાછળ જોયા વિના ધાયા કરે છે. દુઃખનું નિવારણ કરવાની તથા સુખની પ્રાપ્તિ કરવાની ઇચ્છા સ્વભાવસિદ્ધજ છે. જે કર્યાથી દુઃખ હલકું પડી ઉદ્વેગ ઓછો થશે તથા આનન્દ થવાનો સંભવ હશે તે કરવાને મન ઉત્કંઠિત થાય છે. આ નિયમ આપણા દરેક કાર્યમાં દૃષ્ટિગોચર છે. મનુષ્યો હમેશા સુખી થવાના ઉપાયો યોજી કાઢવામાં ઉત્કંઠિત રહે છે, એ કાંઈ દૂષણીય નથી; પરન્તુ જે ઉપાય સૂઝે તે કર્યાથી અંતે તેનું ફળ શું નીપજશે એનો વિચાર કરી ન જોવો એજ મનુષ્યમાં સર્વથી મોહોટો દોષ છે. પરિણામે શું થશે તેનો વિચાર ન કરતાં કોઈ પણ કામમાં પ્રવૃત્ત થવાથી એક તો મનુષ્યના સર્વ પ્રયત્ન નિષ્ફળ થાય છે; અને બીજું કોઈ કોઈ ઠેકાણે એવું બની આવે છે કે જે કામનું પરિણામ ખરાબ નીપજ્યું તો આપણે કરેલા કામનું ફળ ખરાબ નીપજ્યું એટલે જન્મપર્યંત દુઃખ ભોગવવું પડે છે. જગત્માં એવો એક મોહોટો ખરાબ રસ્તો છે કે તે અવિચારી મનુષ્યોને ઉપર ઉપરથી ઘણો સુંદર દેખાય છે; પણ એક વખત તેણે તે માર્ગ ઉપર પગ મૂક્યો કે તેનાથી પાછું ફરીશકાતું નથી, તથા આગળ વધવાની જરૂર પડ્યાથી ડગલે ડગલે તેના ઉપર મોહોટાં મોહોટાં દુઃખના ઢગલાને ઢગલા આવી પડે છે. અવિચારી માણસ જ્યારે કાંઈ કામ કરવા લાગે ત્યારે તે કર્યાથી તે સુખી થશેજ થશે એવો તેનો દૃઢ નિશ્ચય હોય છે, પણ તેજ કામ છેવટ તેના દુઃખનો ભંડાર થઈ નીવડે છે. માટે કોઈ પણ ઠેકાણે ઉપરથી સુખની છાયા માત્ર દેખી એજ નક્કી સુખ એમ સમજવું નહિ. કોઈ કોઈ વખતે કુમળા લીલાગાર ઘાસવાળી મનોહર જમીન જોઈ તે ઉપર બેસતાં કાંટા, સાપ, વીંછી વગેરેથી પરિપૂર્ણ અંધારા કૂવામાં આપણે પડિયે છિયે. જગત્માં કેટલીક ચીજો એવી છે કે જે ઉપરથી ઘણી સુંદર દેખાય છે, પણ અંદરથી તે એવી તો ખરાબ હોય છે કે તેના જેવી ખરાબ બીજી કોઈ

પણ નહિ હોય એમ સમજાઈ આવે છે. કેટલીક એવી છે કે તે ઉપરથી ઘણી કડવી લાગે છે પણ તેનો પરિણામ મીઠો હોય છે.

કેટલાક લોકો મનમાં એમ સમજે છે કે, ધર્મ તથા નીતિ સુખમાં વિઘ્ન કર્તા છે; કારણ, તેઓ આપણને જેમાં સુખ લાગેછે તેવું આચરણ કરવાનો નિષેધ કરે છે. તે શાસ્ત્રોને અનુસરીને ચાલનારા લોકો પણ તેવાજ. તેઓ પોતે જાતે સુખી થતા નથી, તથા લોકોને પણ સુખી થવા દેતા નથી. તેઓ અમારી દરેક બાબતમાં અડચણ આણ્યાં કરે છે. પણ વાસ્તવિક વિચાર કરતાં સમજાઈ આવશે કે આ તેમનું સમજવું કેવળ ભૂલ ભરેલું છે. નીતિ તથા ધર્મ શાસ્ત્રો, તથા તે પ્રમાણે ચાલનારાં માણસો સંસારી સુખને યોગ્ય સીમામાં રાખવા ઇચ્છે છે; કારણ, ગમે તે વિષય હોય તોપણ તે તેની નિર્દિષ્ટ સીમામાં રહે તોજ સુખ દાયક થાય છે; તેજ સીમા ઓળંગીને બહાર ગયો એટલે અનિવાર્ય દુઃખનું કારણ થાય છે; એમ તેઓ પાકી રીતે સમજે. જે માણસો નીતિશાસ્ત્રને અનુસરી સર્વ બાબતોમાં મિતાચરણ રાખે છે, તેઓજ તેનો મર્મ જાણે છે. તે મર્મ બીજાને મુદ્દલ સમજાતો નથી. મિતાચરણ રાખ્યાથી પૃથ્વી ઉપરે જેટલા સુખના સાધનીભૂત પદાર્થો છે તે સઘળા સારવાન રહેછે તથા માણસની ઉપભોગશક્તિ પણ અધિક વધી રસનો સ્વાદ લેવાને સમર્થ થાય છે. માટે અમિતાચરણ તથા યથેચ્છાચારને રોકનાર શાસ્ત્રોને સુખનાં વિઘ્નો કહેવાય નહિ. શાસ્ત્રોને અનુસરીને ચાલનારા લોકોની પાસે જે સુખનાં સાધનો હોય છે તે થોડાં હોય તોપણ તેમનામાં સંપૂર્ણ સુખ આપવાનું સામર્થ્ય હોય છે. જે લોકો મિતાચરણને સુખનું વિઘ્ન માને છે, તથા સીમા ઓળંગીને અમિતાચરણે ગમે તેવો સુખોપભોગ કરવો એજ મનુષ્યજન્મનો હેતુ સમજે છે, તે લોકોના સ્વેચ્છાચારનેજ શાસ્ત્ર અટકાવે છે.

સંસારમાં સુખ છેક ક્ષણભંગુર હોઈ પદે પદે વિપત્તિ આવી પડવાનો સંભવ છે. મિતાચરણ, આત્મસંયમ તથા સાવધપણું આ ગુણો હોય તો માણસનું આયુષ્ય મોહોટા સુખનો ભંડાર થાય છે.

માટે જેમણે સંસારનાં કામમાં પહેલવહેલોજ પ્રવેશ કર્યો છે, તથા સંસારના સારાનરતા વિષયનું જેમને ગ્નાન નથી તેવા મનુષ્યોમાં ઉપર કહેલા ગુણો અવશ્ય હોવા જોઇયે. પરંતુ ખેદકારક વાત એ છે કે, સંસારમાં પ્રવેશ કરનારાં નવાં માણસો આ ગુણોનો ઝાઝો આદર કરતા નથી. તરૂણ અવસ્થામાં જ્યારે પ્રથમજ સંસારબજારમાં માણસો ફરવા નીકળેછે ત્યારે તેમની આંખોમાં એવી તો કાંઈ ખુમારી હોયછે કે તેઓ જે જુવેછે તેજ તેમને ઘણું મનોહર દેખાય છે. અતિશય ખરાબ વસ્તુઓ પણ તેઓ તેમની ખુમારીને લીધે ઘણી સુંદર સમજે છે. સુખની આશારૂપી પિશાચી તેમની બુદ્ધિને છેક મોહાંધ કરી નાંખેછે. ભોગવાસનાના અતિશયપણાથી તેમનાં મન નિરંતર વ્યગ્ર અને ઉત્કંઠિત રહેછે.

યૌવનના મદથી અંધ થયલાં મનુષ્યોને આગળ પાછળ કશું દીસતું નથી. તેઓ ધોળે દિવસે આંખોથી બરોબર દેખતાં છતાં પણ મોહરૂપી ખાડામાં કૂદી પડેછે. આવા ભયંકર યૌવનમદને લીધે તેમની બુદ્ધિ એવી તો સાંકડી તથા ઉદ્ધત થઈ જાયછે કે તેઓ કોઈ પણ બાબતની બીક મનમાં રાખતાં નથી. કોઇની પણ ખરી યોગ્યતા સમજ્યાસિવાય આગળ પાછળ ન જોતાં તેના ઉપર વિશ્વાસ રાખેછે. ખરી યોગ્યતા સમજી કાંઈ પણ કામ કરવાની તેમને ધીરજ રહેતી નથી. તેઓ છેક ઉતાવળા થાયછે. તરૂણજન સહજમાં બીજાઓના વિશ્વાસ કરેછે; કારણ, તેમનામાં બહુદર્શિતા હોતી નથી. તેઓ ઘણા ઉદ્ધત હોવાનું કારણ, તેમને વિપત્તિનો અનુભવ હોતો નથી. તેઓએ સંસારમાં નિરાશા વગેરેનો અનુભવ લીધેલો હોતો નથી તેથી તેમને જે વસ્તુનો છંદ પડેછે તે તેઓ છોડતા નથી. આવી આ ભયંકર યૌવનાવસ્થામાં મિતાચરણ ન હોઈ જો આળસ, અસાવધાનતા તથા ઇન્દ્રિયાધીનતાએ તેમનામાં પ્રવેશ કર્યો તો તેમની પડતી થશે નહિ એમ કોણ કહેશે? તરૂણીઓ! તમે સંસારબજારમાં આ પ્રથમજ પ્રવેશ કરોછો. સંભાળો, અહીં ઘણા લુચ્ચા, ચોર, દગલબાજ, તથા ઠગ લોકો છે તેઓ તમને આડે માર્ગે દોરી તમારૂં સર્વસ્વ લૂંટી લેશે. અહીં બે રસ્તા છે. એક સારો ને બીજો ખરા-

બ. સારે રસ્તે ચઢશો તો તમારૂં કલ્યાણ થશે તથા ખરાબ રસ્તે જશો તો શું થશે તે તો ઉઘાડુંજ છે. સારો રસ્તો સરળ, સુખદાયક તથા પ્રશસ્ત છે. ખરાબ રસ્તો વાંકોચૂંકો, દુઃખદાયક તથા અપ્રશસ્તછે, હવે તમે રસ્તો પકડ્યા પહેલાં જુવો. તમારી આગળ જે મનુષ્યો સારે રસ્તે ચઢ્યા તેઓ ધન તથા સુખથી તૃપ્ત થઇ જગત્માં પોતાના નામની કીર્તિ ગજાવી મૂકે છે. તદ્વિરૂદ્ધ ચાલ ચાલનારાઓ પોતાનું સર્વસ્વ ખોઈ જીવતા મુવા સરખા થઈ રહ્યા છે. હવે આ પ્રવાસ તમારે કરવાનો છે. માટે આગળ પાછળનો ખૂબ વિચાર કરો. એ તમારા મનમાં પક્કું સમજી રાખો કે ભવિષ્ય કાળમાં તમને મળવાનું માન, અપમાન, સુખ, દુઃખ, યશ, અપયશ, ઇત્યાદિ સર્વે તમારા હાલના આચરણ ઉપર અવલંબીને છે. તમે હાલ જેવું આચરણ કરશો તેવી આગળ તમારી સ્થિતિ થશે. આ વખતે તમે જેવું બી રોપશો તેવુંજ આગળ તેનું ફળ તમને પ્રાપ્ત થશે. કોઈ ઝેરી ઝાડનું બી રોપી તમે કેરી મળવાની આશા રાખશો તો તે કદી પણ પરિપૂર્ણ થવાની નહિ. માટે તમે તમારી બુદ્ધિમાં પરિણામદર્શિતા આણવાનો પ્રયત્ન કરો. વૃદ્ધની સેવા કરો એટલે તેમની પાસેથી તમને પુષ્કળ ઉપદેશ મળશે. અહીં વૃદ્ધ એટલે જેમના વાળ ધોળા થયા તેજ એમ સમજવું નહિ. ફકત કેશજ ધોળા થવાથી વૃદ્ધ થયો હોય અને તેને જ્ઞાન ન હોય તો તેવા મનુષ્યને વૃદ્ધ કહ્યાથી "વૃદ્ધ"ની પદવીનું અપમાન કર્યા જેવું થાયછે. એવાને તો વય ઘરડો કહેવો જોઇયે. ખરા વૃદ્ધ તો તેજ કે જેઓ પરિણામદર્શી, બહુદર્શી તથા સદાચરણી હોય. શાસ્ત્રોમાં જેઓએ વૃદ્ધની સેવા કરી નથી ( એટલે જ્ઞાની લોકો પાસે રહી તેમનો ઉપદેશ લીધો નથી તથા લૌકિક તથા ધાર્મિક નીતિ શીખી લીધી નથી) તેવા માણસને, તેણે ઘણી વિદ્યાઓ ઉપસ્થિત કરી હોય તોપણ, જ્ઞાની કહ્યા નથી. તમને સર્વેને તેવા જ્ઞાની વૃદ્ધ પુરૂષોના પાસે રહી તેમના સેવા કરવાનું કદાચિત્ બનાવ આવવાનો સંભવ ન હોય તો, તમે તેમણે લખેલા ગ્રંથોમાંથી ઉપદેશ વાંચી તે પ્રમાણે ચાલો એટલે બસ. તમે ઘણાં પુસ્તકો વાંચ્યાં હોય તોપણ, જો તેમાંથી સારો ઉપદેશ તમારા મનમાં ઠશી તે પ્રમાણે તમારૂં આચરણ ન થયું તો

તેવાં લાખો પુસ્તકો વાંચ્યાથી પણ કાંઈ ઉપયોગ થવાનો નથી.

તરૂણ મનુષ્યોના મનમાં લોભ ઘણો ભયંકર શત્રુ હોયછે. તેઓ હલકા પદાર્થના લોભને લીધે પોતાના સુખથી તથા પ્રાણથી વિખૂટા થાયછે, એવાં હજારો દૃષ્ટાંત આપણને મળી આવશે. માટે દેખાવમાં મધુર પણ પરિણામે ભયંકર એવા સુખનો લોભ કરવો નહિ. તમારૂં ચરિત્ર અતિશય પવિત્ર રાખવા તરફ તમારૂં લક્ષ લગાડો. આ જગત્માં પવિત્ર ચરિત્ર સરખું મોહોટું ધન બીજું કાંઈ નથી. તે મનુષ્ય માત્રોએ ઘણા સાવધ રહી સંભાળવું જોઇએ. જેમ એકાદ ફૂલ ઝાડ ઉપર હોય છે ત્યાં લગણજ તેની શોભા, તે નીચે જમીન ઉપર પડ્યું કે તરતજ તે કરમાઈ જાય છે; પછી તે ગમે તેટલું સુગંધવાળું હોય તોપણ તે પગતળે ચગદાઈ જાય છે. તેવી અવસ્થામાં કોઈ તેની સામું પણ જોતું નથી. તેજ પ્રમાણે મનુષ્ય ગમે તેટલો ગુણિયલ હોય તોપણ તેનું ચરિત્ર પવિત્ર હોય ત્યાં લગણજ તેની મર્યાદા રહેછે. એક વખત તે કલંકિત થયું કે તેને કોઈ પૂછતું પણ નથી. અને પછી તે મનુષ્યથી લાજને લીધે પોતાનું માથું ઊંચું કરી શકાતું નથી. મનુષ્યનું માન એક વખત કોઈ પણ કારણથી ગયું એટલે તે ફરીથી પાછું મળતું નથી; તેમાં વિશેષે કરીને જેમના ચરિત્રને કલંક લાગ્યું છે તેમનું તો નહિજ. કદાચ બીજા લોકો મળી તેમને મોહોટી પદવી ઉપર ચઢાવે તોપણ તેઓ દિવસે દિવસે છેક નિસ્તેજ થતા જાયછે. કારણ કે, પોતાનાં દુષ્ટ કર્મોથી થતો પશ્ચાત્તાપ તેમને રાતદિવસ બાળ્યાં કરેછે. તેમને ઉપર ઉપરથી રાજાના જેટલું સુખ હોય તોપણ તેમના મનમાં તે બિલકુલ હોતું નથી. આમ થતાં થતાં તેઓ છેક નીચ થઈ જાયછે. કારણ કે એક વખતે જે ખરાબ ટેવ તેમને પડી તે તેમનાથી છોડાતી નથી. આવી રીતે પોતાના ચરિત્રદોષથી પોતાને મળેલી ઊંચી પદ્વિ ખોઈ પછીથી તેઓ તે પાછી મેળવવાનો પ્રયત્ન કરે તોપણ તે મળવાની નહિ. એકાદ સુગન્ધિ ફૂલ સારૂં હોય તોપણ તે એક વખત દીંટીમાંથી તૂટી નીચે પડ્યું એટલે તેનાથી ફરીને પોતાની આગળની જગા ઉપર બેશી શકાતું નથી. મનુષ્ય નીચ કુળમાં ઉત્પન્ન થયો હોય તોપણ તેનું ચરિત્ર સારૂં હોય તો સઘળા

લોકો તેને માન આપેછે. માટે પવિત્ર ચરિત્રના જેવી યોગ્યતા જગત્‌માં બીજા કોઈપણ પદાર્થને નથી એવું સિદ્ધ થયું. પોતાનું ચરિત્ર પવિત્ર રાખવાને માણસને કાંઈ ઘણો શ્રમ કરવો પડેછે અથવા પુષ્કળ પૈસો આપી વેચાતું લેવું પડેછે એમ નથી. ધર્મને અનુસરીને મર્યાદાથી ચાલ્યાં તો તે આપણી પાસે રહી શકે એવું છે. પરંતુ જે મનુષ્યો ઉપર કહેલી રીતિયે ચાલે નહિ તેઓ આખી પૃથ્વીમાં જેટલું ધન છે તે સઘળું આપતાં પણ પવિત્ર ચરિત્ર વેચાતું લેવા જાય તો તે તેમને મળવાનું નહિ. માટે આવું દુર્લભ ધન જાળવી રાખવાનું આપણા હાથમાંજ છે તો તમારે તેમાટે બેદરકાર થવું નહિ. અને તમે જો તમારી મૂર્ખાઇને લીધે એ પ્રમાણે નહિ કરો તો તમને અંતે ઘણાં ઘણાં કષ્ટો ભોગવવાં પડશે.

તમે આ વખતે તારૂણ્યમદની ખુમારીમાં છો. તમે સમજતાં હશો કે અમારા આ દિવસ, આ મનોહર રૂપ, સુંદર તારૂણ્ય, મનનો ઉલ્લાસ, ધન વગેરે છે તે તેવાનાં તેવાંજ રહેશે. પરંતુ આ તમારો ભ્રમ છે. તમે સાક્ષાત જુવો છો કે કોઈના દિવસ સરખા રેહેતા નથી. બાલ્યાદિ અવસ્થા, અને સર્વ પદાર્થો એવાજ ક્ષણભંગુર છે. આ તમારૂં તારૂણ્ય, જેના મદથી તમે મત્ત થયાં છો અને ખરા ખોટાનો વિચાર ન કરતાં રસ્તો દેખાય ત્યાં મદોન્મત્ત હાથીની મ.ફક જાઓછો, તે કેટલું બધું ચંચળ છે તે તમને ખબર છે વારૂ! જેમ વર્ષાઋતુમાં પુષ્કળ વરસાદ પડ્યાથી એકાદ નહાના સરખા વેહેળીઆમાં બેહદ પૂર આવેછે ત્યારે તે ઘણું સુંદર દેખાયછે તથા તેનામાં બળ એટલું બધું હોય છે કે તેના જોરથી હાથી સરખાં મોહોટાં મોહોટાં પ્રાણીઓ તથા મજબૂત પૂલો પણ પડી જાયછે; પણ તે સરસું તેનું પાણી પણ જે આગળ વધેછે તે કદી પાછું હઠી શકતું નથી; એટલુંજ નહિ, પણ તેની તે પહેલાંની મનોરંજક શોભા, હાથી, પૂલ વગેરેને ઘસડી લઈ જનારૂં તેનું બળ, ગર્વિષ્ટપણાનો તેનો ઘોઘો નાદ એમાંનું કાંઈ રહેતું નથી. રહેછે માત્ર કાદવ કીચડ. આ પ્રમાણે તમારી તારૂણ્યની વાત છે. તમારા શરીરરૂપી પ્રવાહમાં આવનાર યૌવનમદરૂપી પાણી ધર્મરૂપી પૂલને ઘસડી લઈ જવાને સમર્થ

થાય નહિ એવી તમે તજવીજ રાખો. તમે તમારા આયુષ્ય સરોવરમાં અક્ષય સચ્ચરિત્રરૂપી પાણી ભરી રાખવા માટે તે સરોવરની આસપાસ મિતાચરણ રૂપી પાળ બાંધો. આથી સદ્ગુણરૂપી સુંદર સુંદર કમળો તે સરોવરમાં ફૂલશે અને તેમાં અવર્ણનીય શોભા આવશે; અને તમે જો મિતાચરણથી તમારા આયુષ્ય સરોવરની પાળ નહિ બાંધો તો તેમાંથી પાણી સઘળું સૂકાઈ જઈ તેમાં છેવટે દુર્ગુણરૂપી કાદવ માત્ર રહેશે. પછી થોડાજ દિવસમાં તેમાંથી દુર્ગંધ છૂટશે. તે વખતે તમારે છાંયડે પણ કોઈ ઊભું રહેશે નહિ. તમે સમુદ્રના જેવાં ગંભીર થાઓ. મિતાચરણથી તમારૂં ચરિત્ર પવિત્ર રાખવું એજ એનો ઉપાય છે. હવે કઈ રીતિયે ચાલ્યાથી આમ થવું શકય છે એ હું તમને સંક્ષેપમાં કહું છું.

૧. તમે કોઈ પણ વખતે નકામાં બેશી રહેતાં નહિ. કાંઈ નહિતો કાંઈ એકાદ સારૂં કામ કરતાંજ રહો. આમ કરવાથી તમારા મનને બીજા વિષય ઉપર દોડવાનો અવકાશ મળશે નહિ. ઘણુંકરીને જે માણસો નવરાં બેશી રહી આળસમાં દિવસ ગુમાવેછે તેઓજ દુરાચરણી થાય છે. કારણ કે, મનનો ધર્મજ છે કે કોઈ પણ વિષયમાં ગૂંથાવવું. તેમ કર્યા સિવાય તેનાથી રહેવાતું નથી. માટે મનુષ્યે જો પોતાના મનને કોઈ પણ સારાં કામમાં પ્રવૃત્ત ન કરતાં નવરૂં રહેવા દીધું તો તે આંધળા માણસની પેઠે સારૂં નરતું જોવાની શકિત ન હોવાથી પોતાની મરજી પડે ત્યાં જાયછે. અને નીચ કૃત્યમાં આસકત હોવું એ તો સ્વભાવિક છે. પાણી પોતાની મેળે ઊંચી જગ્યાએ જઈ શકતું નથી. તે તો નીચી જગા જ્યાં મળે ત્યાંજ જાયછે. મનની વાત પણ તેવીજ છે. માટે મનુષ્યે સાવધ રહી પોતાના મનને સારાં કામમાં ગૂંથવું જોઇએ. માટે તમે કદી પણ નવરાં બેશી રહેતાં નહિ.

૨. તમે આત્મસંયમ કરવાનો અભ્યાસ કરો. આમ કર્યાથી તમારૂં કોઈ પણ કામ સીમા બહાર જશે નહિ. તમારા મનમાં કાંઈ પણ કામ કરવાનું હોય, પણ તમારા વડીલ, તમારા શિક્ષકે અથવા તમારી સંભાળ રાખનારાએ તે કામ કરવાથી તમારૂં અહિત થશે એમ સમજી તે કામ કરવાની જો તેમણે તમને મના કરી હોય તો તે

કામ તમને ઘણું ગમતું હોય તોપણ તમે કદી કરતાં નહિ. કોઈ પણ કામ કરવા માંડયા અગાઉ તમે તમારા વડિલોની આજ્ઞા લેજો. જ્ઞાની લોકોની સલાહ પૂછજો. પોતાની બુદ્ધિપર આધાર રાખીને કોઈ પણ કામ કરતાં નહિ. પોતાનાં કરતાં બીજો વધારે શું કહેવાનો છે. બીજાને પૂછીને શું કરવું છે? એમ તમને કદાચ લાગશે, પણ આમ ભાસવું એ તમારો ભ્રમ છે. કારણ કે ખરૂં ખોટું સમજવા જેટલી તમારી બુદ્ધિ પાકી હજુ સુધી થઈ નથી, તમારા મોહોટેરાઓએ તથા બીજા જ્ઞાની લોકોએ એવાં કામ કરતાં ઘણી ઠોકરો ખાધેલી હોય છે માટેજ તેઓ તમને ડાહ્યાં કરવાને માટે નીતિવિરૂદ્ધ કામ ન કરવાનો ઉપદેશ કરેછે. તે ઉપદેશ સાંભળી તે પ્રમાણે તમારી વર્તણુક રાખજો નહિતો નિઃસંશય તમારૂં ખરાબ થયાવિના રહેવાનું નથી.

૩ તમે વિનયી થજો. વિનય જેવો મિત્ર જગત્માં બીજો કોઈ નથી. પરમેશ્વરની આ અપૂર્વ તથા મહાન સૃષ્ટિમાં જેટલા પદાર્થો છે તે સર્વે વિનયના ગુણ ગાયછે. જુવો, આ જગત્માં જે જેટલો નમ્ર તેની તેટલી યોગ્યતા તથા શોભા વધારે મોહોટી છે. છેક નમ્રતાથી જમીન સૂધી ઝૂકી રહેનાર મોગરો, ગુલાબ, જુઈ, જાઈ વગેરે ઝાડોની કેટલી બધી શોભા તથા મર્યાદા છે! એવું કોઈ પણ નહિ હોય કે જે તેમની પ્રશંસા કરી તેમનાં ફૂલને પોતાના હૃદય ઉપર કિંવા મસ્તક ઉપર નહિ મૂકે. સર્વે લોકો તેમનાઉપર માયા રાખે છે. તેમજ કોઇને પણ ન ગણકારતાં ઉદ્ધતપણે આકાશ ભેદી મસ્તક ઉંચું રાખી ઉભાં રહેનારાં તાડ વગેરેના કેવી દુર્દશા થાયછે તે જુવો. લોકો તેના તથા તેના મૂળના સુદ્ધાં કકડે કકડા કરી બળતણ તરીકે વાપરે છે અથવા તો તેવાંજ બીજાં કામમાં લેછે. વિચાર કરી જોતાં એવું સમજાય છે કે ઈશ્વરે મનુષ્યોને જે જે શ્રેષ્ઠ ગુણોની બક્ષિશ આપીછે તેમાં વિનય ઘણોજ શ્રેષ્ઠ છે. માટે જે મનુષ્યો વિનયરત્નથી ભૂષિત છે તેજ સર્વથી શ્રેષ્ઠ થાયછે. સંસારમાં મોહોટાઈ મેળવવાની ઈચ્છા હોય તો તમે વિનય સંપાદન કરો. બીજા મોહોટા મોહોટા ગુણો તમારામાં હોય પણ જો વિનય નહિ હોય તો તે સર્વે નિરૂપયોગી થઈ પડવાના. અહંકાર મનુષ્યનો પરમ શત્રુ છે. જ્યાંસુધી મનુષ્ય જગત્માં વિનયથી વર્તે છે

ત્યાંસૂધીજ તેની ઉન્નતિ થતી જાય છે; અને જ્યારે તેના મનમાં અહંકાર પ્રવેશ કરેછે ત્યારેજ તેના અધઃપાતનું પૂર્વ લક્ષણ દેખાવવા માંડેછે. પછી થોડો વખત ગયા પછી તેનો છેક નાશ થાયછે. ઇતિહાસ તથા બીજા ગ્રંથો વાંચી લોકોની તથા આપણી પોતાની અવસ્થાઓ વિચાર કરતાં આવી તરેહનાં હજારો દૃષ્ટાંત મળી આવશે. ખરેખર અહંકારથી ઉદ્ધત થવું એ છેકજ મૂર્ખાઇનું કામ છે. આ ચમત્કારિક, અનંત તથા અચિંત્ય પરમેશ્વરના રાજ્યમાં કેવડા મોહોટા મોહોટા પદાર્થો તથા કેવાં કેવાં પ્રાણીઓ છે, સતઅસતનો નિવેડો કેવો છે; આ વાત મનુષ્ય ગમે તેટલો જ્ઞાની હોય તોપણ તેના બુદ્ધિને અગમ્ય છે. અહીં સર્વથી મોહોટું એવું કોઈપણ નથી. અહીં કોઇનો પણ અહંકાર રહેવાનો નથી. સઘળા ઉપર કાંઈ નહિ તો કાંઈ પણ લાંછન અથવા ભય હોયછેજ. તો હુંપદ રાખવાની જગા કયાં ? મોહોટા મોહોટા પૃથ્વીપતિ, કુબેર જેવા ધનવાન, બ્રહસ્પતિ જેવા વિદ્વાન એવા એવાના સુદ્ધાં અહંકારના ભૂકે ભૂકા થઈ ગયા તો તમારા અમારા જેવાની તે શી વિશાત! જગત્માં ચોતરફ જુવો જ્યાં જોશો ત્યાં વિનયનો જય તથા અહંકારનો પરાજય તમારી નજરે પડશે. ઈશ્વરી સૃષ્ટિમાંનાં સર્વે સ્થાવરજંગમ પ્રાણીઓ "તમે વિનયી થાઓ તમે વિનયી થાઓ" એવો ઉપદેશ કરે છે.

માણસનામાં વિનય હોય તો ફકત તેના ગુણો વૃદ્ધિ પામેછે એટલુંજ નહિ, પણ તેને સુખ તથા યશની પણ પ્રાપ્તિ થાયછે. વિનય હોય તો માણસ ઉદ્ધતાઇથી કોઈને કડવા શબ્દો કહેતો નથી, તથા સઘળાની સાથે નમ્ર થઈ પ્રેમથી વર્તે છે. તેથી લોકોની પણ તેના ઉપર પ્રીતિ જડાયછે. બીજાઓની વાત તો શી પણ એવા મનુષ્યના શત્રુ પણ તેના મિત્ર થાયછે. આ કેવી મોહોટી વાત છે ! આવા માણસનાં સઘળા લોકો વખાણ કરે છે. સારાંશ જગતમાંજ કોઇની મોહોટા તથા સારા કહેવરાવી પ્રતિષ્ઠિત થવાની ઇચ્છા હોય તેણે સર્વથી નહાના એટલે નમ્ર થઇને રહેવું. નમ્રતાજ ઊંચું પદ આપનારી છે; માટે તે તમે બનતો પ્રયત્ન કરી મેળવો એટલે તમે સર્વ કાંઈ મેળવ્યું. કોઈ તમારી નિંદા કરે તોપણ તમે તેના ઉપર ગુસ્સે ન થ-

તાં. પ્રથમ તમારામાં નિંદવા લાયક કોઈ દોષ છે કે નહિ તેનો વિચાર કરી જુઓ. જો તમારામાં કાંઈ દોષ હોય તો તે કાઢી નાખવાનો પ્રયત્ન કરો તથા તમારો દોષ બતાવનારાનો આભાર માનજો. એમ કરતાં તમારામાં દોષ નજ હોય તો મનમાં માઠું ન લગાડતાં તમારી નિંદા કરનારની સાથે પ્રસન્ન મુખ રાખી મીઠાં વચનો બોલજો. તમારૂં તેમણે ખરાબ કર્યું માટે તમે તેમનું ખરાબ કરતાં નહિ. ખરાબ કરવાને બદલે ઊલટું સારૂં કરજો. અપકારને બદલે ઉપકાર કરવામાંજ તમારી શોભા છે. આમ કરવાથી તેઓ લજવાશે તથા પોતાનાં કરેલાં ખરાબ કામનો તેમને પશ્ચાત્તાપ થઈ તેઓ તમારી સાથે સારી રીતે વર્તશે. જેઓ બુદ્ધિમાન તથા જ્ઞાની છે તેઓ કદી પણ ઉગ્ર, અહંકારી, તથા ઉદ્ધત થતા નથી. તેઓ સર્વદા વિનયથી નમ્ર થઈનેજ રહેછે. કવિશ્રેષ્ઠ કાલિદાસે કહ્યું છેકે "જ્ઞાનીઓ ગુણના સમૃદ્ધિ છતાં પણ ઉદ્ધત થતા નથી. એનું ઉદાહરણઃ—આંબા વગેરે મોહોટાં વૃક્ષોને ફળ આવ્યાં એટલે તે ફળના ભારથી તેઓ છેક નમ્ર થાય છે. તથા વાદળાં નવું પાણી ભરાયાથી નીચે ઝૂલે છે." જે માણસ નમ્ર ન થતાં ઉગ્ર પ્રકૃતિ રાખી અહંકારને લીધે બીજાને ગણકારતું નથી તે તરફ જોવાની કોઈ પણ માણસની ઇચ્છા થતી નથી.—પછી તે ગમે તેટલું ગુણી હોય તોપણ. નમ્રતા નમ્ર થનાર માણસને તથા જેની આગળ તે નમ્ર થાયછે તેને બંનેને આનંદ આપનારી છે. આપણી ભૂલ થઇને કોઇ આપણને દોષ દીધો તો આપણે જો તેના ઉપર ગુસ્સે ન થતાં આપણો દોષ સ્વીકારિયે તો ગુસ્સાથી ઉત્પન્ન થતા કલહ વગેરે મહા અનર્થો ટળેછે, એટલુંજ નહિ, પણ આપણી ભૂલથી આપણને થનારી શિક્ષા ઓછી થાયછે તથા જેની સાથે આપણે નમ્ર થઇએ તેનો આપણા ઉપર વિશ્વાસ તથા પ્રેમ થાય છે.

૪. તમારા વડિલનું, શિક્ષકનું, તથા તેમના જેવા બીજા મનુષ્યોનું તમે યોગ્ય સન્માન રાખજો. માતપિતા માત્ર ઈશ્વરથીજ ઉતરતી પંકિતએ આપણાં પૂજ્ય છે. વાસ્તવિક તમે જે આજે મનુષ્યપણું મેળવી ચાર લોકમાં પ્રતિષ્ઠિત થઈ સુખ ભોગવો છો તે તમારાં માબાપની તથા તમને નીતિમાર્ગ બતાવનાર શિક્ષકનીજ મહે-

રબાનીથી; નહિતો આ જગતમાં તમારા સરખાં તો ઘણાંએ પરે-
માણ્યુ છે તેમને કોઈ પૂછતું પણ નથી. તમારાં માતપિતાએ તથા
શિક્ષકોએ તમારા ઉપર જે ઉપકાર કર્યાછે તે તમારાથી ફેડાવાના તો
નથીજ; માટે યથાશકિત ધર્મને અનુસરી તેમની આજ્ઞા પાળવી
એજ કાંઈક અંશે તેમના ઉપકાર ફેડવા સરખું છે. તેમ તમે નહિ કરો
તો તમારા જેવા અભાગીઆએ જન્મીને માને કષ્ટ માત્ર આપ્યું
એમ કહેવાશે. વડિલની આગળ ઉદ્ધત, અવાચ્ય ગુસ્સા ભરે-
લાં, તથા ખોટા વચનો કદી બોલવાં નહિ. તેમની આગળ પોતાનો
ગુસ્સો, મોહટમ, તથા હુંપણું બતાવવું નહિ. તેઓ જે બોલે તે
ધ્યાનમાં રાખવું અને તેમના ઉપદેશપ્રમાણે ચાલવું; એટલે તમારૂં
કલ્યાણ થશે. શક્તિને અનુસરીને તેમની સેવા ચાકરી કરવામાં કદી
પણ આળસ કરવું નહિ. તમારા વડિલ, શિક્ષક, અથવા કોઈ ત્રાહિ-
ત વિદ્વાન તમે જ્યાં હો ત્યાં આવે તો તમારે ઊભા થઈ તેમને સ-
ન્માન આપવું. તેઓ આવે ત્યારે તેમની સામે જવું તથા જાય ત્યારે
તેમની સાથે ચાર ડગલાં જઈ પહોચાડવાં. તેમને નમસ્કાર વગેરે
સન્માનસૂચક વ્યવહાર ગણી નમ્રતાથી કરવો. તમારા બરોબ-
રીઆનું પણ યોગ્ય સન્માન કરવું. તમને નમસ્કાર કરી તમા-
રૂં કોઈ સન્માન કરે તો તમે મસ્તક ઊંચું રાખી ઉદ્ધત થઈ ઊભાં
રહેતાં નહિ. તમારે પણ તમારૂં મસ્તક નમ્ર કરવું. આપણા આ
દેશમાં જાત જોઈ સન્માન આપવાની રૂઢી છે તે પ્રમાણે ચાલવું ત-
મને ઘટતું નથી, કારણ કે ઈશ્વરની સૃષ્ટિમાં જાતને માન નથી, ગુ-
ણને છે. તમે જેને તમારાથી નીચ જાતનો ગણતાં હશો તેનામાં
કદાચ એવા તો અમૂલ્ય ગુણો હશે કે તે તમારામાં તો શું પણ તમા-
રાથી ઊંચી જાતના મનુષ્યમાં પણ મળવા મુશ્કેલ પડશે. આવે પ્ર-
સંગે કેવળ ગુણનેજ માન આપવું તમને છાજશે. તમારા કરતાં વય-
માં નહાનું હોઈ જો કોઈ તમારા કરતાં જ્ઞાનને લીધે મોહોટું હોય તો
તેને પોતાના કરતાં વધારે મોહોટા સમજી સન્માન આપવું એજ યોગ્ય
છે. માણસ મોહોટું થાયછે તે કાંઈ વાળ ધોળા થયાથી, સગપણથી,
અથવા પૈસાથી થાયછે એમ નથી. જે જ્ઞાને મોહોટા તેજ મોહોટા.

દેશાચાર પ્રમાણે જેમને આશીર્વાદ દેવા જોઇયે તેમણે તમને નમસ્કાર કર્યા તો તમે આશીર્વાદ દ્યો તે તમેજ તેમનું જાણે કાંઈ કલ્યાણ કરનારાં હો, તથા તમે બોલ્યાં એટલેજ તેમનું કલ્યાણ થશે એમ સમજી "દીર્ઘાયુ, અષ્ટપુત્ર,ધન, ધાન્ય,વગેરેની સમૃદ્ધિ થાઓ" વગેરે વચન બોલતાં નહિ. નમ્ર થઈ ઈશ્વરની તેની ઈચ્છા પ્રમાણે તેમનું કલ્યાણ કરવા પ્રાર્થના કરો. કારણ, તમારામાં બીજાનું સારૂં નરતું કરવાની સત્તા ક્યાં છે? એમ હત તો તમને કશાની પણ તાણ હત નહિ. લોકોને આશીર્વાદ દઈ તેમનું કલ્યાણ કરવા પહેલાં તમે તમારૂંજ કલ્યાણ કરી લીધું હત. તેમજ જે માણસ તમને ગમતું નહિ હોય તેવાને શાપ દઈ જગત્માં રહેવા પણ દીધું ન હત. પરંતુ કોઇનું સારૂં નઠારૂં કરવાની શક્તિ માણસનામાં નથી એજ ઠીક છે; નહિતો આ જગત્ માણસની શાપ તથા અનુગ્રહની શક્તિને લીધે આજે છે તેવું રહ્યું હત કે નહિ, એની કલ્પના પણ કરી શકાતી નથી.

કોઇની સાથે બોલવું થાય તો આસામી જોઈ થોડું, સમયને યોગ્ય, ન ગભરાતાં, પ્રસન્ન મુખ કરી બોલવું. બોલો તે આગળ પાછળનો વિચાર કરી જે સત્ય હોય તેજ બોલજો. જે બોલવાથી ચાડી કર્યા જેવું થાય અથવા જેથી બીજાનું ખરાબ થાય તેવું કદાપિ બોલવું નહિ. પોતાનું તથા બીજાનું અને સત્યનું માન જે બોલ્યાથી રહે તેવુંજ બોલવું. કોઈ માણસ આપણને મળવા આવે તો તેનું યોગ્ય સન્માન કરી તેને બેસાડવું. બીજાને નીચે બેસાડી પોતે ઊંચા આસન ઉપર બેસવું નહિ.પછી તેને કુશળ પૂછવો.તે આપણને કુશળ પૂછે ત્યારે"ઈશ્વરીકૃપાથી સારી છું"એવો ઉત્તર આપવો. અને પછી જે કાંઈ બોલવાનું હોય તે બોલવું.પોતાના ગુરૂજન તથા પરકીય માણસની સાથે એકજ આસન ઉપર બેસવું નહિ. કોઈ મોહોટું માણસ મળવા આવે તો પોતે ઊભાં રહી તે બેસે ત્યારે તેની આજ્ઞાથી જરા બાજુપર ખસી જુદા આસન ઉપર અથવા જમીન ઉપર બેસવું. છેક મ્હોં સામું બેસવું નહિ, અથવા ઊભા પણ રહેવું નહિ. કોઇની સામું ટકી ટકીને જોવું નહિ, જોવું તે સાફ સરળ નમ્રતા પ્રકાશિત થઈ કોઈ પણ ખરાબ ભાવ કોઈના મનમાં ઉત્પન્ન ન થાય

તેવી રીતે જોવું. બીજાની સાથે બોલતી, ચાલતી, બેસતી વખતે ઘણી ગંભીરતા રાખવી. હાથ, પગ, તથા આંખોમાં બિલકુલ ચંચળતા રાખવી નહિ. કોઇએ આપણને પૂછ્યા વિના નકામાં નકામાં બોલવા માડવું નહિ. પૂછે તો સમયને અનુસરીને થોડો તથા ચટકદાર ઉત્તર આપવો. આપણી સામે કોઈ બેઠું હોય તો મોહોટેથી બોખારી નજરમાં આવે ત્યાં થુંકવું નહિ. થુંકવાની જરૂર પડે તો આઘા જઈ એક બાજુએ થુંકવું. કોઇની સામે બેઠાં બેઠાં કડાકા બોલાવવા નહિ, પગ લાંબા કરીને અથવા બીજી અસભ્ય રીતે બેસવું નહિ. વડિલ અથવા બીજા કોઈ માણસની સાથે બોલવાનો પ્રસંગ આવે તો બોલતાં તેમના ઉપર થુંકના છાંટા ન પડે એટલા સારૂ વચમાં એકાદ કપડાનો કકડો રાખી બોલવું. મોહોટા, વિદ્વાન તથા તિરાહિત મનુષ્યની સાથે બોલતાં "આપ" "આપને" વગેરે બહુમાનસૂચક શબ્દો વાપરવા. તેમની સાથે બોલતાં તેમના ઉપર આપણે આજ્ઞા કર્યા જેવું થાય એવું કદી પણ બોલવું નહિ. આપણાઉપર કોઈઉપકાર કરે અથવા બીજા કામમાં મદદ આપે તો તેની આગળ આપણે કૃતજ્ઞતા બતાવવી. કોઇને પણ કડવા બોલ કહેવા નહિ. કોઇની સાથે કોઇ માણસનો પરિચય કરાવવાને પ્રસંગ પડે તો તે મનુષ્યને હાથથી બતાવવાની જરૂર પડે તો માત્ર એક આંગળીથી ન બતાવતાં બધાં આંગળાં છૂટાં રાખી તેના તરફ હાથ કરી બતાવવું.

રસ્તામાં ઊભાં રહી પરપુરૂષ અથવા બીજા લોકની સાથે ઘણી વખત સુધી ઊભા રહી બોલવું નહિ. બારીએ અથવા ઘરના આંગણામાં ઊભાં રહી રસ્તાપરનો તમાસો જોવો નહિ. કોઈ માંહો માંહે વાત કરતા હોય તો બોલાવ્યા સિવાય તેમની પાસે થઇને પણ જવું નહિ, અથવા આડાં ઊભાં રહી કાન દઈ તેમની વાત પણ સાંભળવી નહિ. રસ્તે ચાલતાં બંને બાજુએ અથવા ઊંચું જોતાં જોતાં, હાથ હલાવતાં હલાવતાં, દોડતાં, જોરથી પગ વગાડતાં વગાડતાં ચાલવું નહિ. નીચું જોઈ આપણા રસ્તા તરફ નજર કરી ધીમા સીધાં ચાલવું. રસ્તે જતાં અથવા ત્રાહિત માણસની સામે જતાં માથું તથા આખું શરીર ઢંકાઈ જાય એવું કાંઈ પણ વસ્ત્ર ઓઢી લેવું

જોઇયે, પૂર્વકાળમાં આપણા દેશમાં કુલીન સ્ત્રીઓ ઉત્તરીય ઓઢતી. પરંતુ હાલમાં કેટલેક ઠેકાણે એવું પણ દીઠામાં આવે છે કે સ્ત્રીઓ ભર બજારમાંથી પાણીએ જતાં પોતાનો છેડો આડો ખોશી કરી પણ ઊંચી કરી કેડે ખોસે છે. તેઓ લૂગડાં વગેરે ધોવા બેસેછે ત્યારે તેમને પોતાની દેહનું બિલકુલ ભાન રહેતું નથી. એ ચાલ ઘણી ખરાબ છે. પ્રયત્ન કરી સ્ત્રીઓએ આ ચાલ જેમ બને તેમ જલદી છોડી દેવી જોઇયે. હોજ, નદી, તળાવ વગેરે ઠેકાણે જ્યાં પુરૂષો હોય ત્યાં અંગ ઉઘાડું રાખી સ્નાન વગેરે કરવું નહિ. સ્નાન કરવુંજ હોય તો સવારમાં અંધારામાં કોઈ ન જોઈ શકે તેવી વખતે જઇને કરવું. સ્ત્રીઓએ ઉઘાડી જગાએ સ્નાન વગેરે ન કરતાં ઘરમાં કરવું એજ ઉત્તમ રીત છે.

અજાણી જગામાં, બજારમાંથી, અથવા પારકે ઘેર જવું પડે તો એકલાં જવું નહિ. કોઈ પણ આપણા સગા અથવા વિશ્વાસુ માણસને સાથે લેવું. અજાણી જગાએ અથવા પારકે ઘેર રાત વખતે છેક જરૂરીના કામ સિવાય જવું નહિ; અને જો જવુંજ પડે તો ઘણી સાવધગિરીથી કોઈ માણસને સાથે લઇને જવું. કુલીન સ્ત્રીઓએ કોઈ પણ ઠેકાણે નાટક, તમાશા વગેરે જોવા જવું નહિ. તેથી તેમની મોહોટી અપમર્યાદા થાય છે; કારણ, ત્યાં સઘળાંજ માણસો સભ્ય તથા સારાં હોતાં નથી; તથા ત્યાં વાચ્યાવાચ્યનો (શું બોલવું તથા શું ન બોલવું) તેનો વિચાર પણ હોતો નથી. તો આવે ઠેકાણે ગયાથી સ્ત્રીઓની પવિત્ર મર્યાદાને લાંછન લાગે એમાં તે શું આશ્ચર્ય? પરંતુ દુઃખદાયક તથા લજવાવનારી વાત છે કે આજ કાલની કેટલીક અર્દ્ધશિક્ષિત સ્ત્રીઓ પોતાની મર્યાદા સામું ન જોતાં તમાશા જોવાના ક્ષણિક સુખને કાજે તેવી ખરાબ જગાએ જઈ આપણા સર્વ સાધ્વી સ્ત્રીઓના નામને કલંક લગાડે છે. આ ઘણુંજ શોચનીય છે. કેટલેક ઠેકાણે એવી પણ ચાલ છે કે, પુરાણ, હરિકથા, સાંભળવા સારૂ સ્ત્રીઓ રાતે અથવા દિવસે ગમે તે વખતે જાય છે. ત્યાં આગળ કોઈ કોઈ વખતે વેશ્યાની છેક નજદીક પણ તેમને બેસવું પડે છે; કારણ, તે જગા પતિતપાવન ગણાય છે;

માટે ત્યાં સાધુ, અસાધુ, સાધ્વી, વેશ્યા, વિટ, નટ વગેરે સઘળા જવાનાજ. ત્યારે ત્યાં ભેળસેળ થયા વિના રહેજ નહિ. આવે ઠેકાણે ઘણુંજ અપમાન થવાનો સંભવ હોય છે અને ઘણું કરીને થાય છે પણ તેમજ. કારણ, ઘણા દુરાચરણી લોકો સ્ત્રીઓ તે ઠેકાણે હોય છે,માટે જાણી જોઇને પોતાની દુષ્ટબુદ્ધિની મતલબ પાર પાડવાનેજ ત્યાં જાય છે. વળી બીજું કારણ એ કે, તે સ્ત્રીઓ ધર્મના ઉપદેશને માટે જેની પાસે જાય છે તે પુરાણિક, હરિદાસ કહેવરાવનારા લોકો પણ ઘણી વખતે દુરાચરણી હોય છે, ઘણું કરીને થોડાજ સભ્ય તથા સદાચરણી હોયછે, કારણકે તેમનામાં પૂર્ણ જ્ઞાની થોડાજ હોયછે. ઘણો ભાગ તો ચાર સર્ગ રઘુવંશના, રૂપાવળી, સમાસચક્ર, તથા થોડું ઘણું નૈષધકાવ્ય શીખીને પુરાણ કહેવા તથા હરિકથા કરવા માંડેછે. ત્યારે તેઓ એક મોઢેથી "વેંતાક ખાવાથી સૂઓ મુખ નરક ભોગવવું પડેછે" એમ કહી બીજે મોઢે ગમે તે કરે એવાજ હોય એમાં આશ્ચર્ય શું ? કેટલાક મહાપુરૂષો તો એવા હોય છે કે બાયડીઓ જોઈ એટલે તેમના શરીરમાં જાણે ભૂત ભરાય છે, અને પછી તેઓ રાસપંચાધ્યાયી વગેરે ઉપાખ્યાપનોના અર્થ શબ્દે શબ્દ છૂટા કરી સ્પષ્ટ કરી કહેવા માંડે છે. ને બ્રહ્મસ્તુતિ, શિવસ્તુતિ, વેદાન્ત પ્રકરણ, ઉદ્ધવ ભગવત્સંવાદ, ભગવદ્ગીતા, વગેરેનો અર્થ કરતી વખતે માત્ર "આંખો મીંચીને, બ્રહ્મદેવ વિષ્ણુની સ્તુતિ કરે છે" એમ કહી આટોપી લેછે. તો આવી પ્રકૃતિના લોકો પાસેથી સારો ઉપદેશ મળવો તો મુશ્કેલજ; એટલુંજ નહિ, પણ ઊલટું કોઈના મનમાં સારો ભાવ હોય તો તેનો નાશ થઈ મનમાં વિકાર ઉત્પન્ન થવાનો સંભવ છે. બધાજ પુરાણીઓ અથવા હરિદાસ, આવી પ્રકૃતિના હોય છે એવું મારૂં કહેવું છે એમ કોઇએ સમજવું નહિ. સારૂં નરસું બધામાં છે એ ઉઘાડુંજ છે. પણ આ જગાએ આટલું કહેવું પડ્યું તે ફક્ત સ્ત્રીઓએ પોતાની મર્યાદા સંભાળવી એ તેમનાં મન ઉપર ઠસાવવાની મતલબથીજ. સ્ત્રીઓને આવી જગાએ ન જતાં ઘેર બેઠાં પણ પુરાણ, ઇતિહાસ વગેરેનું જ્ઞાન થાય એમ છે. થોડો પરિશ્રમ કરી સંસ્કૃત ૨૫૦।।। શીખ્યાં એટલે થયું. અને તેમ કરવું ઘણુંજ અગત્યનું

છે. કારણ, આપણા આ ભારતવર્ષના સઘળા ધર્મગ્રંથ સંસ્કૃત ભાષામાંજ લખાયલા છે. તે પોતે જાતે વાંચ્યા સિવાય લોકોને મ્હોંએથી સાંભળી સાંભળીને સ્વધર્મનું સારૂં જ્ઞાન થતું નથી. સ્ત્રીઓને ધર્મનું જ્ઞાન ન હોય તો ઘણા મોહોટા મોહોટા અનર્થો થવાનો સંભવ હોય છે. ધર્મશાસ્ત્રની ભાષા પણ સરળ, મધુર, અને થોડા અભ્યાસથી સ્ત્રીઓથી સમજી શકાય એવી છે. સઘળીજ સ્ત્રીઓથી સંસ્કૃત શીખી ન શકાય તો કોઈ કોઈ શીખે તોપણ કામ થાય. પુરૂષો પાસેથી પુરાણ સાંભળવા કરતાં સ્ત્રીઓ પાસેથી સ્ત્રીઓએ પુરાણો સાંભળવાં એ વધારે સગવડ ભરેલું છે. તો આ આપણી પુરાતન ભાષાનું અધ્યયન કરી પોતાનાં પુરાણ, ઇતિહાસ, ધર્મશાસ્ત્ર વગેરે વિષયો જાણવાની પોતાની ઉત્કંઠા સ્ત્રીઓએ પૂરી કરવી એજ ઉત્તમ પક્ષ, નહિતો કોઈ જ્ઞાની, સારા સ્વભાવવાળા તથા વૃદ્ધ વિદ્વાન પાસેથી તે પોતાને ઘેર અથવા તેવેજ બીજે કોઈ સારે ઠેકાણે જઈ સાંભળવાં. ભર બજારમાં અથવા મંદિરમાં જ્યાં વેશ્યા પણ આપણી પાસે આવીને બેસે એવે ઠેકાણે કદી પણ જવું નહિ. તેમજ છોકરાં લેવાં, વર વશ થવા, વગેરે ઇચ્છાથી બજારમાં અથવા એવીજ બીજી કોઈ જાહેર જગામાં આવેલા પીપળા,વડ વગેરેની પ્રદક્ષિણા કરવી એ કુલીન સ્ત્રીઓને શોભતું નથી. તેમજ નરસોબા જોગેશ્વરી,સટવાય, મ્હાળસાઈ આદિ દેવદેવીનાં દર્શન કરવા જવું પણ કુલીન સ્ત્રીઓને છાજતું નથી. નાટક જોવા ન જવાનાં તથા તેવીજ બીજી જગાએ ન જવાનાં જે જે કારણો ઉપર કહ્યાં તે કારણો અહીં પણ લાગુ પડે છે. કેટલેક ઠેકાણે સંન્યાસી બાવા, પરમહંસ બાવા, બ્રહ્મચારી બાવા એવા એવા છપ્પનવખારી બાવાના દર્શન કરવા હજારો બાયડીઓ જાયછે. ત્યાં જે અનર્થો થાય છે તે અહીં કહી શકાય એવા નથી. માટે કુલીન સ્ત્રીઓએ તેવી પોતાની મર્યાદાની હાનિ કરનારી જગાએ ન જતાં સારા જ્ઞાની તથા સદાચરણી લોકોની પાસે જઈ પોતાને હિત કરનાર સદુપદેશ લેવા. કેટલીક હિંદુ સ્ત્રીઓ ઘણું કરીને એક મંત્રગુરૂ કરે છે. કેટલેક ઠેકાણે એવું માલૂમ પડી આવેછે કે ગુરૂજી શું કરશે ને શું નહિ એનો પણ નિશ્ચય હોતો નથી. એનું કારણ માત્ર એટલું-

જ કે તેમનું શીલ કેવું હોયછે તેની ખબર હોતી નથી. અને આણી મેર ગુરૂજી પોતાની મરજી મુજબ ગમે તે કરે તોપણ તેના દોષો ઉઘાડા કરવાજ નહિ, કારણ તેમ કરવાથી રૈરવ નરકમાં પૂડાશે એવી ભોળી સ્ત્રીઓની સમજ હોયછે. આથી પણ ઘણા ઘણા અનર્થો થાય છે. પણ એ સ્ત્રીઓ એટલું પણ સમજતી નથી કે જે ગુરૂ પોતે-જ હજારો ફંદમાં ગુંચાયલા છે તેઓ આવડા મોહોટા સંસાર ફંદમાં-થી બીજાંને તે શી રીતે છોડવશે? જો માત્ર પાંચ અક્ષરના અથવા આઠ અક્ષરના મંત્રો કાનમાં ફુંકયાથીજ સઘળા પાપમાંથી મુકત ક-રવાનું ગુરૂજીના હાથમાં હત તો મોહોટા વિદ્વાન ધાર્મિક લોકોએ સેં-કડો વર્ષ સૂધી પરિશ્રમ કરવાની તથા પોતાના શરીરને કષ્ટ કરી રા-જ્યસુખના જેવા સુખનો ત્યાગ કરી ઈશ્વરના સેવામાં તત્પર રહેવાની મહેનત શા માટે લીધી હત? વારૂ, કદાચ ગુરૂનું એટલું મોહોટું મા-હાત્મ્ય હોય તોપણ સ્ત્રીઓએ એકાદ ઓળખાણ વિનાના માણસને ગુરૂ કરવોજ જોઇયે એવું ગુરૂનું માહાત્મ્ય વધારનાર હિંદુશાસ્ત્રમાં પણ નથી. હિંદુશાસ્ત્રમાં એમ લખેલું છેકે માબાપ, મોહોટો ભાઈ, સસરો, ઈત્યાદિ મોટેરાંઓજ સ્ત્રીઓના ગુરૂ છે. વસ્તુતઃ ઉપર કહેલાં સગાંસંબંધીઓ તથા જ્ઞાન આપનાર શિક્ષક એજ ગુરૂ. પરંતુ જો તેઓ આપણને સત્ય જ્ઞાનનો રસ્તો દાખવી અજ્ઞાનથી થનારા ઘણા ઘણા અનર્થોમાંથી ન છોડવે તો તેમને સુદ્ધાં ગુરૂ અથવા પૂજ્ય મા-નવાં યોગ્ય નથી. મહાકવિ વેદવ્યાસે કહ્યું છે કે "પાસે આવી પહોચેલા મૃત્યુ (એટલે આત્માની દુર્ગતિ કરનાર અજ્ઞાન) થી જે ન છોડવે તે બાપ નહિ, મા નહિ, તે સગું નહિ, તે ગુરૂ નહિ, તે પતિ નહિ, તથા તે દેવ પણ નહિ." અર્થાત્ તેવા બાપ, મા, સગું, પતિ, દેવને શ્રેષ્ઠ કહેવા નહિ. તેઓ તો આપણા શત્રુ કહેવાય. આવી રીતે જ્યાં જોઇશું ત્યાં જ્ઞાનની તથા તેને અનુસરીને કરેલા સદાચરણનીજ મોહોટાઈ દે-ખાઈ આવેછે, તો ગમે તેવે ઠેકાણે શા માટે મન લગાડવું? તમે સારા માણસનો સહવાસ તથા તેમની મત્રી કરો. આખો દિવસ આ-ડોશ પાડોશનાં બૈરાં સાથે આળસુ પાડાની પેઠે બેશી રહી પગપર પગ ચડાવી, બગાસાં ખાતાં ખાતાં "ફલાણીનો વર આવો છે, ફલાણી

વાંકી ચાલેછે, ફલાણીનું નાક વાંકું છે, માહારી સાસુ ઘણી કજીઆ-ખોર છે" વગેરે ગપ્પાં મારી લોકોની નિંદા કરવામાં દિવસ કહાડતાં નહિ. એકમેકની સાથે બેનપણાં રાખવાં તથા દુઃખની વખતે પરસ્પર સાહાય્ય કરવી એ ઘણું વખાણવા જોગ છે. પણ આખો દિવસ પોતાનું કામ કાજ આટોપી લઈ નવરાસની વેળાએ સારા કામમા મન ન લગાડતાં લોકોની નિંદા કરવી અથવા ગપ્પાં મારવાં એ ઘણુંજ વખોડવા જોગ છે. કોઇનો સ્વભાવ કેવો હોય છે તે આપણને ખબર હોતી નથી. તેવી સ્થિતિમાં બીજાનાસાથે ઘણો પરિચય રાખ્યે તો તેનામાંના ખરાબ ગુણો આપણામાં આવે છે. મનુષ્યનો સ્વભાવ એવો છે કે સારા ગુણ તેનામાં આવવા કઠણ છે; પણ બીજાના ખરાબ ગુણો તો ઘણા થોડા વખતમાં આવે છે. એ ખરાબ ગુણો એવી તો જડ પકડીને રહેછે કે મરણપર્યંત તેમનાથી થતો ઉપદ્રવ માણસને ભોગવવો પડેછે. માટે તેવા ખરાબ સહવાસથી દૂર રહેવું એજ ઉત્તમ પક્ષ છે. તેમ કરવાનું બીજું એક કારણ એ છે કે મનુષ્ય જાતે ગમે એટલો સારો હોય પણ તેના સોબતી ખરાબ હોય તો લોકો તેની નિંદા કરેછે. સારા લોકો તેના સાથે બોલતાં લજવાય છે. માટે ખરાબ સહવાસથી આપણો સ્વભાવ બગડવાનો નથી એવો દૃઢ નિશ્ચય હોય, તોપણ તેવા પ્રકારના સહવાસને છાંયડે સુદ્ધાં જવું નહિ. બાવળના ઝાડના ઝડમાં એકાદ ચંદન વૃક્ષ હોય અને તેમાં દવ પ્રગટ્યો તો ચંદનનું વૃક્ષ ઘણું સારૂં છે માટે કાંઈ દવના હાથમાંથી તેનો છૂટકો થાય છે એમ થતું નથી, તે તો કાંટાની સાથે બળેછેજ. દુઃસહવાસથી સારો માણસ પણ દુષ્ટ થાય છે, પણ દુષ્ટ કદી સારો થતો નથી. તેમ તમારો સારો સ્વભાવ ખરાબ સોબતને લીધે જલદીથી ખરાબ થશે, અને ફરીથી સારો કરવામાં ઘણો શ્રમ પડશે. નિર્મળ પાણીમાં કાદવ કચરાવાળું ગંધાતું પાણી રેડ્યું તો તે તરતજ ગંધાયછે. પણ ગધાતું પાણી ચોખ્ખું થયું એવું તમે કદી જોયું છે! કોઇની પણ સાથે ઘણા ઓકણા થઈ રહેવું નહિ. રીતિસર રહ્યાથી કકાસ કજીયા વગેરે ઉત્પન્ન થવાનો સંભવ મટી જાયછે, તથા આપણી મર્યાદા પણ રહેછે. તેમ-

જ સર્વ મનુષ્યની સાથે છેક સંબંધ ન રાખવો એમ પણ કરવું નહિ. પરસ્પર પ્રીતિથી ચાલી સઘળાંએ સર્વેની સારી અથવા ખરાબ સ્થિતિમાં સુખના અથવા દુઃખના ભાગીદાર થવું એજ મનુષ્યત્વનું કર્તવ્ય કર્મ છે.

સારાંશ એ કે જે પ્રમાણેની વર્તણુક રાખ્યાથી આપણી તથા બીજાની મર્યાદા રહે તથા પરસ્પર પ્રેમ થઈ પોતાના આયુષ્યના દિવસ પશ્ચાતાપ, દુઃખ, નિંદા વગેરેનાં ફળ ભોગવવાં ન પડતાં સુખમાં જાય એવો પ્રયત્ન પ્રત્યેક મનુષ્યે પોતાનું આચરણ સારૂં રાખી કરવો.

# પરિચ્છેદ ૪ થો.

## ધર્મ.

"धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥"

ધર્મ મનુષ્યનાં જગત્માંનાં સર્વ કર્તવ્યોમાં મુખ્ય છે. એ સઘળી વાતનો પાયો છે. કોઈ માણસ જમીન છોડી શૂન્યમાં ઇમારત બાંધવાનો પ્રયત્ન કરે તો તેનો પ્રયત્ન સિદ્ધિને પામશે? ના. કદી નહિ. મૂળ મજબૂત ન હોય તો ઝાડ ઉભું રહી શકતું અથવા જીવી શકતું નથી. તેજ પ્રમાણે સંસારમાં જે મનુષ્ય ધર્મનો અનાદર કરશે તેનો નિભાવ થવાનો નથી. તે ગમે તેટલાં કામ કરશે પણ તેમાંનું એક પણ સાંગોપાંગ પાર ઉતરવાનું નહિ. એમ કરતાં કદાચિત્ એકાદ કામ પાર ઉતર્યું તોપણ જેમ આકાશમાં ઉંચે ફેંકેલો માટીનો ગોળો નીચે પડી તેના ચૂરેચૂરા થાયછે તેમજ તે કામનો પણ અંતે નાશ થવાનો.

સંસારમાં જેટલા લોકો છે, પછી તેઓ સુધરેલા હોય અથવા ન હોય, તેમને કાંઈ નહિ તો કાંઈ પણ ધર્મ હોયછે. ધર્મના ભયથી સઘળા લોકો સદાચરણે ચાલી સુખી થાયછે. જગત્માં ધર્મના ભયના જેવો મનુષ્યના નિરંકુશ મનને સન્માર્ગે પ્રવર્તાવનાર બીજો કોઈ પણ પ્રકારનો ભય નથી.

રાજાનો કહો કે લોકલાજનો કહો, પણ મનુષ્યના મનને ધર્મના જેટલો કોઇનો પણ ધાક નથી. આ સ્થિતિમાં કોઈ પણ પ્રકારનો ભય ન હત તો મનુષ્યે પૃથ્વી ઉપર શાંતિ બિલકુલ રહેવા દીધી હતુ નહિ. તેમના ઉપદ્રવથી આ સ્વર્ગ સમાન સુંદર પૃથ્વી શ્મશાનના જેવી ભયંકર, ઉદાસ તથા નિર્જન થઈ હત. કોઈને કોઇનો ભય નહિ તેથી લોકોએ પરસ્પર મારામારી તથા લૂટફાટ કરી એક બીજાનો નાશ કર્યો હત; પણ ઈશ્વરના ન્યાયી રાજ્યમાં આમ થાય કેમ? આ સંસારમાં માણસને ધર્મનો ભય ઘણો જબરો હોય છે, તેથી માણસ ગમે તેવો ક્રુદ્ધ હોય તોપણ ધર્મનું નામ સાંભળતાંજ તેના મનમાં ભય ઉત્પન્ન થાય છે. તેથી તેણે જે જે પાપ કર્યા હોય છે તેનો તે પશ્ચાત્તાપ કરી વધારે પાપ કરવાથી દૂર રહે છે. આમ થયાથી જગત્‌માં દુષ્ટ મનુષ્યોથી થતા ઉપદ્રવો કમી થતા જાયછે, તથા સર્વનું રક્ષણ થાયછે. આ જગત્‌નું રક્ષણ કરી તેનું મંગળ કરવાનો ગુણ ધર્મમાં છે. અને તેટલા માટેજ તેનું નામ "ધર્મ" એટલે ધારણ કરનાર એવું પાડયું છે. આ ધર્મનું સારૂં જ્ઞાન હોવું તથા તેને અનુસરીને આચરણ રાખવું એ પ્રત્યેક મનુષ્યને ઘણું અગત્યનું છે. સંસારમાં ધર્મનું એટલું બધું માન છે કે ધર્મને નામે ઉપર ઉપરથી ઢોંગ કરનાર લોકોને પણ મનુષ્ય પૂન્ય માની માન આપેછે. ધર્મને આવું મોહોટું માન આપવું યોગ્યજ છે, કારણ ધર્મ સર્વનું કલ્યાણ કરેછે. તેના જેવો મિત્ર જગત્‌માં કોઈ પણ નથી.

"एकएवसुहृद्धर्मोनिधनेप्यनुपातियः।
शरीरेणसमंनाशंसर्वमन्यत्तुगच्छति॥"

અર્થઃ—જગત્‌માં મરણ સમયે પણ મદદ કરનારો હોઈ મનુષ્યની સાથે જનાર ધર્મ એજ માણસનો ખરો મિત્ર છે. બાકી બીજું સઘળું શરીરની સાથેજ નાશ પામે છે."

તાત્પર્ય એ કે, મનુષ્ય જે સારૂં અથવા નરતું આચરણ રાખશે તેજ તેની સાથે જશે. બાકી ધન, સગાં સંબંધી કોઈ સાથે જતું નથી; વધારે તો શું, પણ જે શરીરને તે "હું" કહેછે,

જેના પોષણને સારૂ રાક્ષસના જેવાં ક્રૂર કર્મો કરવામાં પણ તે પાછો હઠતો નથી, તે શરીર પણ તેની સાથે જતું નથી, માટે માણસે મરણ સમયે શાંતિ આપનારૂ ધર્મને પોતાનો મિત્ર કરવો જોઇએ. જુવો, સામાન્ય મનુષ્યને મરણના જેવું ભયકર આ જગત્‌માં બીજું કાંઈ પણ નથી. મરણનું નામ મનમાં આવતાંજ તેના શરીરના વાળ ઊભા થાયછે અને અતિશય ભય લાગે છે. આવી વખતે ધાર્મિક મનુષ્યની સાથે ધર્મ મદદ કરનાર હોયછે. તેજ તેને શાંતિ આપે છે. બીજા કશાથી તે સમયે શાંતિ થતી નથી; તેથી મરણનું નામ સાંભળતાં ધાર્મિક મનુષ્યને ભય ન લાગતાં તેના મનમાં ઉલ્લાસ આવેછે. તેમજ પાપી માણસો ધર્મની શાંતિ પોતાને મળવાની નહિ એમ સમજી ઘણાં કષ્ટ ભોગવે છે, અને એ સ્વભાવિકજ છે. હવે અહીં "ધર્મ" શબ્દનો અર્થ "હિંદુ, મુસલમાની, ક્રિશ્ચિયન વગેરે મત એવો કોઇએ સમજવો નહિ. ઉપર કહ્યાં એ તો મતનાં નામ છે, ધર્મનાં છે એવો મારો અભિપ્રાય નથી. કારણ, ધર્મ સ્વરૂપતઃ એકજ છે. તે એ કે મનુષ્ય માત્રના હૃદયમાં બીજરૂપે અથવા પૂર્ણરૂપે હોનાર જે સદસદ્વિવેક તેને અનુસરીને આચરણ. હિંદુ,મુસલમાન, ક્રિશ્ચિયન વગેરે મતમાં પણ જોઇયે તો ધર્મ એટલે સદાચાર; તેનું રૂપ તથા તેથી થનારા પરિણામ એનું વર્ણન એકજ પ્રકારનું છે. માત્ર તે ચલાવનારની સમજ પ્રમાણે તેમાં કોઈ કોઈ ઠેકાણે ફરક જણાઈ આવે છે. તે ગમે તેમ હોય, મારે આ ઠેકાણે તે સઘળા મતનો વિચાર કરવાનો નથી, જે જે સદસદ્વિવેક રૂપી પાયાના આધાર ઉપરથી જગત્‌માં અનેક મત નીકળેછે તેજ મારે માન્ય છે. આ ઠેકાણે તેનુંજ પ્રતિપાદન કરવાનો મારો મુખ્ય ઉદ્દેશ છે. ધર્મ શબ્દનો અર્થ ઉપર કહ્યોજ છે.હવે તેનાં લક્ષણ કિયાં કિયાં છે તેનો વિચાર કરિયે.

ધર્મનાં લક્ષણ દશ છે તે નીચે પ્રમાણેઃ—

૧. ધૃતિ એટલે ધૈર્ય. ૨ ક્ષમા. ૩ દમ એટલે મનનો નિગ્રહ. ૪ અસ્તેય એટલે ચોરી ન કરવી તે. ૫ શૌચ એટલે શુચિતા. ૬ ઇન્દ્રિયનિગ્રહ. ૭ બુદ્ધિ. ૮ વિદ્યા એટલે પરમેશ્વર સંબંધી જ્ઞાન. ૯ સત્ય. ૧૦ અક્રોધ એટલે ક્રોધ તથા તેનાંજ બીજાં રૂપો ઈર્ષ્યા, પારકાને પીડા કરવાની

ઇચ્છા દ્વેષ વગેરે ન હોવાં તે. હવે આ સઘળાનો ઉપયોગ કિયે કિયે ઠેકાણે કેવી રીતે કરવો તે તપાસિયે.

૧. ધૃતિ-ધૈર્ય-આ ગુણ પ્રત્યેક મનુષ્યના હૃદયમાં સર્વદા જાગૃત હોવો જોઇયે. સિંહ, વાઘ વગેરે તરફથી અથવા રણક્ષેત્રમાં શત્રુ તરફથી ભય આવે તે વખતે જે ધીરજ હોયછે તેજ ધૈર્ય એમ કોઇએ સમજવું નહિ. આ ધીરજ ધૈર્ય કહેવાય છે ખરી, પણ તે ગૌણ, મુખ્ય નહિ. ધર્મ સંબંધી જે ધૈર્ય તેજ મુખ્ય છે. એવા તો ઘણા લોકો છે કે જેઓ બહારથી શત્રુની સામે નિઃશંક થઈ મોહોટાં પરાક્રમ દાખવેછે, પણ ક્રોધ, લોભ વગેરે જે શત્રુઓ આપણા શરીરમાં આઠે પ્રહર છે તેમની સાથે "હું ધર્મ વિરૂદ્ધ કામ નહિ કરૂં" એવો દૃઢ નિશ્ચય કરી સમ્મુખ સંગ્રામ કરે તથા તેમને જીતે એવા લોકો વિરલાજ નીપજે છે. મનુષ્યના મન ઉપર સત્તા ચલાવનાર લોભ વગેરે વેરીઓ એવા તો જબરા હોય છે કે તેમની આગળ મોહોટા મોહોટા માણસોનો પણ કાંઈ પત્તો લાગતો નથી. ગમે તેટલો ધાર્મિક તથા જ્ઞાની હોય તોપણ તે માણસ જ્યાંસુધી લોભ વગેરેના પાશમાં પડ્યો નથી ત્યાંસુધીજ તેનું જ્ઞાન તથા ધાર્મિકપણું રહે છે. પરંતુ તેજ માણસ એકાદ વખત તેના સપાટામાં આવ્યો તો તેમાંથી તેને બચવું ઘણું મુશ્કેલ થઈ પડેછે. ત્યારે આવે આવે પ્રસંગે ધર્મવિરૂદ્ધ ન ચાલવું એવી ધીરજ હોવી તેજ ધૈર્ય. તે મોહોટું તથા સર્વ સિદ્ધિનું મૂળ જે ધૈર્ય તે તમે પોતાનામાં રાખો. જુવો, તમારા ધર્મનો નાશ કરનારી હજારો લાલચો રાત દિવસ તમારી નજરે પડે છે, પણ તમે તેના તરફ ન જોતાં તમારા ધર્મમાર્ગ ઉપર સીધાં પગલાં ભરો. તમારી આડે આવનાર લોભ વગેરે શત્રુઓની સાથે યુદ્ધ કરી તેમનો પરાભવ કર્યો એટલે તમે સર્વ જીત્યું. જગત્માં જે માણસે આ વેરીઓને ધીરજ ધારી ન બીતાં પાછા હઠાવ્યા છે તેજ ખરો શૂર. અને તેવા શૂરનીજ ધર્મ રાજ્યમાં મોહોટી પ્રતિષ્ઠા થાય છે.

૨. ક્ષમા—ક્ષમા એક અમૂલ્ય ગુણ છે. જે મનુષ્યના સ્વભાવમાં ક્ષમા હોય છે તેને ઘણું કરીને શત્રુ હોતા નથી. બીજા મનુષ્યની સાથે વેર થવાનું કારણ મનુષ્યમાં ક્ષમા હોતી નથી તેજ છે.

બીજાએ આપણું ખરાબ કર્યું તો આપણે પણ તેજ પ્રમાણે તેનું ખરાબ ન કરતાં તેને ક્ષમા કરી તો આપણા મનમાં કેટલું સુખ થાય છે તેનું વર્ણન પણ કરી શકાતું નથી. ક્ષમા હોય તો દુર્જનને કાંઈ વધારે કરવાનો લાગ મળતો નથી. તેથી તેઓ લાજી પોતાની મેળેજ ચૂપ થઈ જાયછે. આથી ક્ષમા કરનાર તથા જેના તરફ ક્ષમા કરી હોય તે બંનેનું સારૂં થાય છે. કારણે, ક્ષમા કરનાર પોતાના મનમાં શાંત થઈ ઈશ્વરનો અનુગ્રહ સંપાદન કરે છે; અને જેની તરફ ક્ષમા કરવી તેપણ ક્ષમાવાળા માણસનું સાધુપણું જોઈ પોતાના દુષ્કર્મનો પશ્ચાત્તાપ કોઈ નહિ તો કોઈપણ વખતે કરેછે, અને તેવાં કર્મ કરવાં છોડી દે છે. ત્યારે લોકોનું અનિષ્ટ પુષ્કળ અંશે કમી થાયછે; માટે આવા પોતાનું તથા પારકાનું કલ્યાણ કરનાર ક્ષમા ગુણને તમે પોતાના સ્વભાવમાં હંમેશા રહેવા દ્યો. કોઈ તરફથી તમારૂં ખરાબ થાય તો "ફલાણાએ મારૂં ખરાબ કર્યું માટે હું એની ખબર લઈશ" એવું કદી પણ તમારા મનમાં તમે આણતાં નહિ. કારણ તેણે તમારૂં ખરાબ કર્યું તે તમે તેનું ખરાબ કરશો તેથી કાંઈ મટશે નહિ. ફાયદામાં તે માત્ર એટલુંજ કે પોતાના અમૂલ્ય સમયનો નાશ કરી લેવો તથા પારકાનું ખરાબ કરી ખરાબ સ્વભાવને આપણા પવિત્ર મનમાં જગા આપવી.

આટલા સારૂ તમે ઉગ્રપ્રકૃતિ છોડી શાંત પ્રકૃતિ પોતાનામાં હંમેશા રાખો. શાંત પ્રકૃતિને જેટલી શોભા છે તેટલી ઉગ્રપ્રકૃતિને નથી. મોહોટા વિદ્વાનોએ સ્ત્રિઓને પૃથ્વીની ઉપમા આપી છે. કારણ, પૃથ્વી સર્વ પ્રાણીઓની માતા છે. પૃથ્વીમાં ક્ષમા ગુણ જેવો અમૂલ્ય ગુણ છે માટે તેનું નામ ક્ષમા છે. જુવો, પૃથ્વી કેવી વારૂ સર્વને ક્ષમા કરેછે! ખેડુત લોઢાના હળના ફળથી પૃથ્વીનું પેટ ફાડે છે, પણ તે તેના ઉપર ગુસ્સે થઈ તેનું કાંઈ ખરાબ કરેછે શું? નહિ, ઉલટું તે જેટલું વધારે ખેડેછે તેટલું તેને વધારે ફળ આપી ઉદાર ભાવે તેનું કલ્યાણ કરે છે. આહા! આવા ક્ષમા ગુણને પૃથ્વી સિવાય બીજી શેની ઉપમા આપવી? જગત્‌ની માતા પૃથ્વીની ઉપમા જે વિદ્વાનોએ તમને આપી છે તે તમને જેવી રીતે શોભે તેવી રીતે તમે ક્ષમાશીલ થઈ ચાલો.

૩. દમ.—મનોનિગ્રહ (મનને તાબે રાખવું તે) જે સર્વમાં કઠિણ અને મુખ્ય ગુણ, તે તમારામાં જાગૃત હોવા દ્યો. મનુષ્ય જેટલાં મુશ્કિલ કામો છે તેટલાં બધાં કરી શકશે, પણ મનનો નિગ્રહ કરવો તેનાથી અસાધ્ય છે એવું વિદ્વાનોએ કહ્યું છે. સઘળા વિષયોમાં મનનો નિગ્રહ કરશે એવો કોઈ હશે એમ નક્કી કહી શકાય નહિ, તોપણ જરૂરને પ્રસંગે ધૈર્ય ધરી તે કરવોજ જોઇયે; તેમ ન કર્યાથી મનુષ્યને જન્મસૂધી મોહોટાં મોહોટાં સંકટો ભોગવવાં પડે છે. મન કબજે રાખવામાં ધૈર્યનુંજ મુખ્ય કામ છે. તે હોય તો ગમે તેટલું કઠણ કામ પણ મનુષ્ય કરી શકે. ધૈર્યનું સ્વરૂપ પાછળ કહેલુંજ છે.

૪. અસ્તેય—ચોરી ન કરવી આ ગુણ ઘણો મોહોટો છે, અને તે તમારામાં હોવો એ ઘણું અગત્યનું છે એ કહેવાનો જરૂર નથી. ચોરી બે પ્રકારની છે,—પહેલી, કોઈ માણસની ચીજ તેને પૂછ્યા વિના અથવા તેને ન જણાવતાં લેવી તે; બીજી, મનમાં કાંઈ અને લોકમાં કાંઈ એવું આચરણ રાખવું તે. આ બંને પ્રકાર તમે છોડી દેજો. તમારી એકાદ ચીજ તમને કહ્યા સિવાય કોઇએ લીધી તો જેમ તમને ખરાબ લાગેછે,તેમજ તમે જો લોકની વસ્તુ ચોરો તો તેને પણ લાગેછે.માટે તેમ કરવું તમને યોગ્ય નથી. જે માણસને લોકો ચોર સમજે છે તેની પ્રતિષ્ઠા જગત્માં રહેતી નથી. મનમાં એક અને લોકમાં એક એવાં જુદા પ્રકારનાં આચરણ ઘણાં ખરાબ છે. તમે ચોરી કરી લોકોને બહારથી સારાપણું બતાવીને અંદરના અંદર પાપ આચરણ કરશો અને મનમાં સમજશો કે મારૂં કૃત્ય કોઇએ જોયું નથી તો એવું તમારે કદી પણ સમજવું નહિ. જ્યારે તમે લોકોના ન દેખતાં પાપ કરોછો ત્યારે તમે તમને જુવો છો અને સર્વસાક્ષી ઈશ્વરની દૃષ્ટિ પણ તે વખતે તમારા ઉપર હોયછે. તમારાં છૂપી રીતે કરેલાં ખરાબ કામો લોકોને ન જણાતાં તેઓ તમે ઘણાં સારાં તથા જ્ઞાની છો એવાં તમારાં વખાણ કરે ત્યારે તમે આ પ્રશંસાને યોગ્ય છો કે અયોગ્ય એ તમારૂં મન તમને કહેછેજ. વારૂ, કદાચિત્ તેમ ન થયું અને છૂપી રીતે પાપ કરવાની તમ-

ને ટેવ પડી તો એક બે નહાનાં સુનાં પાપ કર્યાંનેજ તમે અટકવાનાં નથી. જ્યારે તમને એવું જણાશે કે અમે પાપ કરિયે છિયે તેની લોકોને ખબર પડતી નથી ત્યારે તમે નિર્ભય થઈ વધારે વધારે દુષ્ટ કર્મો કરવા લાગશો. પહેલાં પહેલાં એક બે નહાનાં પાપ પચ્યાં જોયાં કે પછી મોહોટાં મોહોટાં પાપ સુદ્ધાં કરવામાં સંકોચ્ય લાગતો નથી; કદાચિત્ લાગ્યો તો તેથી નિવૃત્ત થવું ઘણું કઠણ થઈ પડેછે. આથી મનુષ્યો પોતાની ઇચ્છાથી નહિ તો કટેવને લીધે પણ દુષ્કર્મો કરે છે. પરંતુ તેમ કરતાં કરતાં તે કેટલા દિવસ સૂધી ઢાંકયું રેહેવાનું? છેવટ એકાદ દિવસ બહાર આવે છેજ. પછી તે મનુષ્યની અપ્રતિષ્ઠાનો અંત રેહેતો નથી. તેમ થયું એટલે પોતાને પોતાનોજ કંટાળો આવી તેવા માણસો કદી કદી આત્મહત્યારા થઈ દુર્લભ મનુષ્ય જન્મને, આબરૂને, ધર્મને, તથા પોતાના પ્રિયતમ પ્રાણને સુદ્ધાં તજે છે. આથી વધારે દુઃખની વાત બીજી કઈ વારૂ હશે? માટે તમે બંને પ્રકારની ચોરી છોડી દ્યો. મોહોટી વિપત્તિની વખતે પણ તે કરતાં નહિ. નહાની સરખી પણ એકાદ વખત તમે તે કરી તોપણ તેની તમને કટેવ પડશે. પછી તે કટેવ તમારાથી કદી છોડી દેવાશે નહિ, અને એટલું તમે પાકું સમજી રાખજો કે પાપ કદી ઢાંકયું રેહેવાનું નથી, તે કદી નહિ તો કદી પણ બહાર પડવાનુંજ. આ પાપ નહાનું સરખું છે, તે કર્યાથી કાંઈ થવાનું નથી, એમ સમજી નહાનું સરખું સુદ્ધાં પાપ કરતાં નહિ. આ પાપરૂપી વિષવૃક્ષનો અંકુર તમારામાં ઊગ્યો હોય તો તે કુમળો છે એટલામાં તેને તમે તમારી હૃદયભૂમિમાંથી સમૂળો ઉખેડી નાખો. નહિતો આ વિષવૃક્ષનું મૂળ એક વખત અંદર પેઠું કે પછી તે કેમે કરી બહાર કહડાવાનું નહિ. કોઈ પણ પ્રકારના લોભને તમે પોતાના હૃદયમાં જગા આપતાં નહિ; આથી તમારાથી પાપ થશે નહિ. લોભ સર્વ મહાપાપનો જન્મ આપનાર છે. મનુષ્યનામાં બીજા હજારો ગુણ હોય તોપણ એકલા લોભ પાછળ તે સઘળા ઢંકાઈ જાયછે. માટે સર્વ પાપનું મૂળ તથા અકીર્તિનું પીયર જે લોભ તેને છોડવો એ ઘણું જરૂરનું છે. આમ કર્યાથી તમને ચોરી વગેરે પાપ કરી આત્મહત્યા કરવી પડશે નહિ.

૫. शौच.—શુચિતા બે પ્રકારની છે, એક બહારની તથા બીજી અંતરની. બહારની સુઘડતા તથા અંદરની શુદ્ધિ આ બંનેનો એટલો નિકટનો સંબંધ છે કે એક સિવાય બીજી થવાની નહિ; અને થઈ તો તે ઝાઝી વાર ટકવાની નહિ. માટે મનુષ્યે આ બંને પ્રકારની સ્વચ્છતા સારી રીતે રાખવી જોઇયે. બહારની ચોખ્ખાઈ એટલે સ્નાન વગેરેને યોગે શરીર, વસ્ત્ર, વાસણ વગેરે સ્વચ્છ રાખવાં તે. તે હોય એટલે શરીર સ્વચ્છ રહે છે, કોઈ પણ કામ કરતાં આળસ આવતું નથી, અને ઘણું કરીને રોગ થતા નથી. આથી મન પ્રસન્ન રહેછે અને તેથી કરીને ધર્મકાર્ય કરવામાં સ્વભાવિક ઉત્સાહ થાયછે. અંતરની શુદ્ધિ એટલે મન પવિત્ર રાખવું એ. મનુષ્ય બહારથી ગમે તેટલો ચોખ્ખો હોય, પણ તેનું મન પાપથી મલીન હોય તો તેની તે બહારની ચોખ્ખાઈ કાંઇ કામની નથી. બહારથી સ્વચ્છ પણ અંદરથી ગંદું વાસણ જેમ કોઇને ગમતું નથી તેમ તેવા માણસને જોઇને સર્વ લોકોને કંટાળો આવેછે. અપવિત્ર મનના માણસને કદી માન મળ્યું નથી, તથા તે સુખી થયું નથી. તેવા માણસના મનમાં નાના પ્રકારની પાપવાસનાઓ રાત દિવસ ઘોળાયાં કરે છે, તેને યોગે તેનું મન ચિંતાતુર થયું એટલે તેને સુખ થાય તે કેમ? અને જે મનુષ્ય રાતદિવસ તેવા પાપના વિચાર કર્યા કરેછે તેનું મ્હો જોતાંવારજ તેના મનના વિચાર લોકોને જણાઈ આવે છે. કારણ, માણસની આકૃતિ આરસી જેવી છે. તેમાં તેની પ્રકૃતિ જેવી હોય છે તેવું આબેહુબ પ્રતિબિંબ પડે છે. તે ગમે તેટલો પ્રયત્ન કરે પણ ઢાંકી રહેતી નથી. આટલા માટે મન સર્વ કાળ પવિત્ર વિચારોથી તથા ધર્મભાવથી પૂર્ણ રાખવું જોઇયે. એક વસ્તુ એકાદ જગામાં છેક ભરી રાખી હોય તો તે જગામાં બીજી વસ્તુ મૂકવાને બિલકુલ જગા રહેતી નથી. તમે તમારૂં મન પવિત્ર ભાવથી છલાછલ ભરી રાખો એટલે પાપવિચારને ત્યાં જગા મળશે નહિ. આ પ્રકારે બંને પ્રકારની શુદ્ધિ તમારામાં હોવાથી જે સુખ તમને થશે તે અવર્ણનીય છે. તે જ્યારે તમને થશે ત્યારેજ તમારા ધ્યાનમાં આવશે. તેનું વર્ણન કરી બતાવી શકાતું નથી.

૬. इन्द्रियानिग्रह:— આપણા શરીરમાં જેટલી ઇંદ્રિયો છે

તે સઘળી આંધળી છે, તથા કબજે રાખવી એવી તો મુશ્કેલ છે કે તેમની ગતિને અટકાવવી એ એકદમ કોઈથી થઈ શકે એવું નથી. તેમ છતાં પણ જ્ઞાન તથા ધૈર્યની મદદથી તેમનો નિગ્રહ કરવો સહેલ છે. મોહોટા વિદ્વાનોએ એવું કહ્યું છે કે, ઇન્દ્રિયો ઉન્મત્ત ઘોડાની પેઠે મરજી પ્રમાણે જવા ચહાય છે, તેમને જો છૂટી મૂકી તો આપણી મોટી હાનિ થવાની. કારણ તે આપણા શરીરરથને જોડેલી છે. તે કથળી આ રથને ક્યાંનો ક્યાં લઈ જઈ તેના ચૂરેચૂરા કરશે તેનો પત્તો સુદ્ધાં લાગતો નથી. માટે ઘણી સાવધગિરીથી રેહેવું જોઇયે. બનતો પ્રયત્ન કરી તેમને બગડવા દેવી નહિ. તેમને બગડવાનું કારણ પ્રત્યેક ઇન્દ્રિયને ગમતો પદાર્થજ છે. તેનાથી તે પદાર્થો જેટલા દૂર રાખી શકાય તેટલું ઠીક. કારણ કે તે પાસે આવ્યા કે જેમ દારૂની પાસે અગ્નિ મૂક્યો એટલે તરત ભડકો થાયછે તેમ તે પણ ભડકે છે. પછી તે વારી શકાય નહિ એવી થાયછે. આપણા પ્રયત્ને સર્વ લોભથી દૂર રહેતાં પણ જો તેઓ ઉન્મત્ત થવા માંડે તો લાગલીજ તેમની લગામ પકડી રાખવી એટલે કાંઈ પણ અનર્થ થવાનો સંભવ રેહેશે નહિ. મનજ તેમના લગામ છે. મનને સત્કાર્યમાં પ્રવૃત્ત રાખી હમેશા તેમજ ગુંથાયેલું રાખિયે તો સર્વ ઇન્દ્રિયો આપણે સ્વાધીન થાયછે. તમે સાવધાન થઈ પોતાની ઇન્દ્રિયોને પોતાને સ્વાધીન રાખો. તમે તેમને આધીન થઈને તેમને જેણી મેર લઈ જાય તેણી મેર જતાં નહિ. તે જે કરે તે તમે કરવા દેતાં નહિ. જે માણસ ઇન્દ્રિયને તાબે થાયછે તે એટલી બધી હીન અવસ્થામાં આવી પડે છે કે પરિણામે તેને "મનુષ્ય" એમ કોઈ કહેતું નથી. કારણ, તેનાં કામ બીજાં પશુઓ કરતાં પણ નીચ હોયછે. તેમજ જે મનુષ્ય ઇન્દ્રિયોને સ્વાધીન રાખે છે તેને પરિણામે સઘળા લોક દેવ પ્રમાણે માન આપેછે. કારણ, જિતેંદ્રિય મનુષ્યનાં કામ દિવસે દિવસે ઘણાં સારાં થતાં જાયછે.

૭. ધી— ધર્મ સંબંધી બુદ્ધિ. ધર્મસંગત કામ તે શું, અને તે વિરૂદ્ધ આચરણ તે કીયું, એનો વિચાર કરવો તે ધાર્મિક બુદ્ધિનું કામ છે. વિવેક એ આ બુદ્ધિનુંજ સ્વરૂપ છે. સદસદ્વિચાર કરી સત્કાર્ય-

માં પ્રવૃત્ત થવું તથા નઠારા કામોથી નિવૃત્ત રહેવું એ વિવેક ન હોય તો થતું નથી. બુદ્ધિ સઘળાની સરખી હોતી નથી. ધાર્મિકની બુદ્ધિને જે કામ ખરાબ લાગે છે તેજ બીજાની બુદ્ધિને ઘણું સારૂં લાગેછે. માટે જે બુદ્ધિને યોગે વાસ્તવિક સદસદ્વિચાર કરતાં આવડે તે બુદ્ધિ તમે તમારામાં રાખો. ધર્મ સંબંધી જે બુદ્ધિ તેજ બુદ્ધિ ખરો સદસદ્વિચાર કરવાને સમર્થ થાય છે. તે બુદ્ધિ તમારામાં હશે તો તમે ધર્મવિરૂદ્ધ કોઈપણ કામ, પછી તે તમને ગમતું હોય તોપણ, કરવાનાં નહિ. આથી તમને તથા બીજાઓને પણ સુખ પ્રાપ્ત થશે, અને ઈશ્વરના નિયમનો ભંગ ન કર્યાથી શ્રેય પણ તમને મળશે.

૮. વિદ્યા—ઈશ્વર સંબંધી જ્ઞાન—આ વિદ્યા મનુષ્યમાત્રને હોવી અવશ્ય છે; કારણ, વિદ્યા ન હોય તો સર્વોત્તમ સુખ એટલે શું અને કેવું તે કળાતું નથી. વિદ્યા જે મનુષ્યમાં નથી તે પોતાને સુખ થવાના હેતુથી સારાસાર વિચાર ન કરતાં અનેક પ્રયત્ન કરેછે, પરંતુ તેમના તે પ્રયત્ન સઘળાજ નિષ્ફળ થાયછે; એટલુંજ નહિ, પણ તેમણે કરેલાં કામથી ઉત્પન્ન થનારાં દુઃખ જન્મ સુધી તેમને ભોગવવાં પડે છે. તે માણસો અજ્ઞાનને લીધે એમ સમજે છે કે આપણે જે પ્રયત્ન કરીશું તેથી આપણને સુખ થશેજ. પછી તેમાંથી બીજાનું સારૂં થાઓ અથવા ખરાબ થાઓ તે તરફ તેઓ બિલકુલ લક્ષ રાખતા નથી. આવી રીતે સારૂં નરતું પરિણામ કેવું થશે તેનો વિચાર કર્યા વિના જે કામ કરેછે તેનું પરિણામ ખચીત ખરાબજ થાય છે. પછી "મેં કર્યું તે ખરાબ કર્યું" એ પશ્ચાત્તાપ તેમનું કાળજું બાળ્યાં કરેછે. તેવી અવસ્થામાં તેમને સુખ મળે તે કયાંથી? આટલા માટે તમે સઘળો ભાર ઈશ્વર ઉપર નાંખો. તમે તમારી બુદ્ધિને જોરે કાંઈ પણ કરી શકશો અને તેમ કર્યાથી સુખી થશો એમ સ્વપ્નામાં પણ આણતાં નહિ. આવી સાવધગિરી રાખ્યાથી તમને પશ્ચાત્તાપથી ઉત્પન્ન થનારાં ભયંકર દુઃખ ભોગવવાં નહિ પડે. વળી બીજું એ કે જે કાંઈ સારૂં નરતું જગત્માં થાયછે તે સર્વ ઈશ્વરની મરજીને અનુસરીને થાયછે. કદાચિત્ એવું કાંઈ થાય કે જેથી તમને અત્યંત કષ્ટ થાય, તો તમે "ઈશ્વરે આ મારૂં ખરાબ કર્યું" એમ સમજતાં નહિ. ઈ-

શ્વરનો અભિપ્રાય સર્વ મંગળમય છે, અને આપણે સઘળ તેનાં છો-
કરાં છિયે માટે તે આપણું કદી ખરાબ કરવાનો નથી, એમ જાણી
તમને ઈશ્વરે જે સ્થિતિમાં મૂકયાં હોય તેમાંજ સંતોષ માનો એટલે
તમને સુખ થશે. ઈશ્વરના ઉપર સર્વ ભાર રાખી આપણે તેના પ્રેમ-
માં નિમગ્ન હોઇયે તો દુઃખનો કોઈ પણ પ્રસંગ આપણા ઉપર આવી
પડે તોપણ તેથી કષ્ટ ન થતાં ઊલટો ઘણો આનંદ થાય છે. ઈશ્વર-
પ્રેમમાં નિમગ્ન થએલા માણસને જે સુખ હોય છે તેનું વર્ણન કરી
શકાતું નથી. કારણ, તેને યોગ્ય ઉપમા તેના સિવાય જગત્માં બીજી
કોઈ નથી." હશે! તે અમૂલ્ય તથા ઉપમા ન આપી શકાય તેવા
સુખનો અધિકારી જે માણસ હશે તે બીજાં નીચ સુખની આ-
શામાં પડશે શા માટે! અને તેથી ઉત્પન્ન થતાં દુઃખ પણ તેને શા
માટે ભોગવવાં પડવાનાં? ઈશ્વરપ્રેમના સરખું સુખ જગત્માં નથી
એ પ્રસિદ્ધજ છે. પણ તે મેળવવા સારૂ તે સંબંધી જ્ઞાન અવશ્ય જો-
ઇયે. તે જ્ઞાન જેને નહિ હોય તેવા મનુષ્યે મનુષ્યજન્મ લઇને પણ તે-
નો કાંઈ પણ ઉપયોગ કર્યો નહિ એમ થવાનું. માટે તે બ્રહ્મવિદ્યા મે-
ળવવાનો પ્રયત્ન "હું માણસ છું" એવું અભિમાન રાખનારાએ અવ-
શ્ય કરવો.

૯. સત્ય—ખરૂં બોલવું તથા બોલ્યાપ્રમાણે આચરવું. આ
ગુણ સર્વથી શ્રેષ્ઠ છે; કારણ, જે મનુષ્યમાં સાચાપણું નથી તે માણ-
સ ગમે તેટલો મોહોટો, વિદ્વાન, ગુણી, અથવા ધનવાન, હોય તોપ-
ણ છેક નીચ માણસથી પણ તેનો અનાદર થાય છે; તો ઉત્તમ લો-
કોથી તેને માન મળેછે કે નહિ તે કહેવાની જરૂરજ નથી. ફલાણો મા-
ણસ જૂઠો છે એવું એક વખત લોકોને સમજાયું એટલે કોઈ તેના ઉ-
પર વિશ્વાસ રાખતું નથી. અને તે પોતે બીજાનાઉપર પણ વિશ્વાસ
રાખતો નથી. આવી સ્થિતિમાં બીજા લોકો તેની સાથે સંભાળીને ચા-
લે છે, તથા તે પણ બીજાઓની સાથે ભયથી બીતો બીતો વર્તેછે.
આમ મનુષ્યસમાજમાં જો હંમેશા ભયભીત થઇને રેહેવું પડે તો
મનને સ્વસ્થતા શી રીતે હોય? માટે તમે સઘળાં સત્ય બોલજો તથા
સત્ય આચરણ કરજો. તમે કાંઈ ખરાબ કામ કર્યું અને તેને સારૂ

લોકો તમને પૂછે તો અપમાન થશે અથવા શિક્ષા થશે એવી બીકથી જૂઠું કદી બોલતાં નહિ. ખરૂં બોલ્યાથી લોકો તમારી પ્રશંસા કરશે અને ક્વચિત અંશે તમારા અપરાધની પણ ક્ષમા થશે. ખરૂં બોલવામાં તમે બિલકુલ બીતાં નહિ. તમે હજાર પ્રયત્ન કરો પણ અંતે ખરૂં તેજ લોકો આગળ આવવાનું. અગ્નિને કોઈ સૂકા ઘાસમાં ઢાંકીને છુપાવે તો તેનો તે પ્રયત્ન કદી સિદ્ધિ પામશે શું? તમે જ્યારે જૂઠું બોલોછો ત્યારે તમારા ચેહેરા ઉપરથીજ સત્ય શું તે જણાઈ આવવાનું. માટે નિરર્થક જૂઠું બોલી લોકો આગળ અપ્રતિષ્ઠિત તથા ઈશ્વર આગળ અપરાધી તમારે શામાટે થવું જોઇએ? સત્ય બોલ્યાથી તમારૂં મરણ થશે એમ તમને જણાય તોપણ સત્ય બોલવામાં તમે પાછાં હઠતાં નહિ. તમારી વાણી સત્ય આગળ અચકાય તેમ કરતાં નહિ. કોઈપણ વાતથી તમે બીતાં નહિ. પરમેશ્વર તમને મદદ આપનાર છે આ નિશ્ચય તમારા મનમાં હોવા દ્યો. આથી તમને કશાથી પણ ભય થશે નહિ. સત્ય બોલ્યાથી હાલ કદાચ નહાનું સુનું કષ્ટ તમારા ઉપર પડે, તોપણ પરિણામે તમને સુખ થશે ત્યારે તમને એવું ખચીત જણાશે કે સર્વ ગુણોમાં સત્યનોજ હંમેશા ગુણ મોહોટો છે, અને સત્ય નિષ્ઠા જય થાય છે. માટે તમે કદાપિ સત્ય છોડતાં નહિ.

૧૦. અક્રોધ—ગુસ્સો અને તેનાજ રૂપાન્તરો દ્વેષ, મત્સર વગેરે ન હોવાં તે. ક્રોધ મનુષ્યનો ઘણો મોહોટો તથા દુર્જય શત્રુ છે. ક્રોધ હલકા મનના માણસથી જીતી શકાતો નથી, અને તે પ્રબળ થયો એટલે પણ મહા અનર્થ થાય છે. મનુષ્યમાં ક્રોધ બલિષ્ઠ થયો એટલે માણસ પોતાનો તથા બીજાનો પ્રાણ લેવામાં પણ પાછો હઠતો નથી. ક્રોધ અગ્નિ જેવો છે. અગ્નિ ઉત્પન્ન થયો (એટલે જે લાકડામાં, વાંસની ઝાડીમાં, કે વનમાં) કે તે પોતાના ઉત્પત્તિસ્થાનને બાળી ખાખ કરી નાંખે છે ત્યારેજ ઓલવાય છે. તેમજ ક્રોધ મનુષ્યના હૃદયમાં ઉત્પન્ન થયો કે તેનો નાશ કર્યાસિવાય શાંત થતો નથી. આટલા સારૂ તે ક્રોધાગ્નિને ઓલવનારૂં ક્ષમારૂપી પાણી બુદ્ધિવાન મનુષ્યોએ તે ઉત્પન્ન થતાંજ તેના ઉપર રેડવું. આથી તે સળગશે નહિ. આવી યુક્તિથી જ્યારે કાંઈ ક્રોધનું કારણ થાય

કે તરતજ મનને શાંત કરવાનો પ્રયત્ન કરજો. તમારા મનમાં ગુસ્સો આવ્યો એટલે તમે શું બોલશો તેનું તમને તે વખતે ભાન રહેતું નથી તેથી તમે ગમે તેવું બોલો છો અને તે નહાના સરખા બોલવાથીજ મોહોટા અનર્થો થવાનો સંભવ હોયછે. દારૂ ઉપર અગ્નિની એક નહાની સરખી ચણગારી પડે તોપણ તે મોહોટા કિલ્લાને સુદ્ધાં ઉડાવી દેવાને સમર્થ થાય છે. તેમજ ગુસ્સામાં એકાદ નહાનું સરખું વચન પણ મોહોટું થઈ લોકોના તથા સર્વથી વહાલા પોતાના પ્રાણનો સંહાર કરવાનું કારણ થઈ પડે છે." તમે ગુસ્સે થાઓ તો તે સરસોજ આગળપાછળનો વિચાર કર્યા સિવાય બોલતાં નહિ. થોડોક વખત વિચાર કર્યો તો તેટલામાં બહુશઃ તમારો ગુસ્સોજ એકદમ નહિ જેવો થશે. તેમ નજ થયું તો કાંઈ અંશે તો ઓછો થશે એમાં જરા પણ સંશય નથી. પછી તમે શાંતપણે પાકો વિચાર કરી જે કરવાનું હોય તે કરજો. આથી બીજાનું તથા તમારૂં પણ સારૂં થશે. તમે કોઈનો દ્વેષ કરતાં નહિ. પોતાના સ્વાર્થસારૂ લોકો ઉપર દ્વેષ કરવો એ છેક મૂર્ખાઈનું કામ છે. તેમ કરવું અજ્ઞાની પશુઓનેજ શોભે, મનુષ્યને કદી સારૂં દેખાતુ નથી. એવા લોકો એકાદ નહાની સરખી બાબત ઉપરથી ગુસ્સે થઈને અથવા પોતાના છેક ક્ષુદ્ર સ્વાર્થમાટે બીજાનો દ્વેષ કરેછે તેનું પરિણામ કદી પણ સારૂં થતુ નથી. આ જગત્‌માં કોઈ બીજાનો દ્વેષ કરી સુખી થયું એવું સાંભળવામાં અથવા દીઠામાં આવ્યું નથી. ઉલટું જે લોકો દ્વેષ કરેછે તે નાના પ્રકારની વિપત્તિઓમાં પડેછે. દ્વેષ કરનાર માણસને વિપત્તિની વખતે કોઈ સાહાય્ય કરતું નથી. આવી સ્થિતિમાં તેને એકલાને સર્વ સંકટ ભોગવવાં પડે છે. આના કરતાં વધારે મોહોટું દુઃખ જગત્‌માં બીજું કહ્યું હોવાનું? તમે પોતાનાં આડોશીપાડોશી, સગાંવહાલાં સાથે ઘણા સ્નેહથી વર્તજો એટલે તમારા મનને સુખ થશે. તમારા ઉપરનાં તથા બીજા ઉપરનાં પણ ઘણા અનિષ્ટો ટળશે તથા લોકો તમારી પ્રશંસા કરશે.

હલકા માણસના મનમાં પોતાના કરતાં સારા ગુણ અથવા વધારે ઐશ્વર્ય, માન ઈત્યાદિ જેમનામાં હોય તે લોકો ઉપર જે દ્વેષબુદ્ધિ હોયછે તેને ઈર્ષ્યા કહેછે. નીચ પ્રકૃતિનાં માણસો, ઉત્તમ પ્રકૃતિ-

નાં માણસોને લોકો વધારે માન આપે છે તે જોઈ તેમની તે ઉન્નતિ તેમનાથી સહન થતી નથી તેથી મનમાં ને મનમાં ઈર્ષ્યાએ બળેછે. પછી ગમે તેટલો પ્રયત્ન કર્યા છતાં પણ પોતે તેમના જેટલા સન્માનિત થવાનાં નહિ એવી જ્યારે તેમની ખાતરી થાયછે ત્યારે તેઓ પોતાનું મન શાંત કરવામાં બીજો કોઈ પણ ઉપાય ન સૂચવાથી તે સન્માનિત લોકોની નિંદા કરી પોતાનું શાંતવન કરેછે. નિંદા કરવી એ કેવું ખરાબ છે તે કહી પણ શકાતું નથી. નિંદા એટલે ન હોય તે દોષો બીજાના ઉપર આરોપવા તે. આમાં અસત્ય બોલવું પડેછે એ તો ઉઘાડુંજ છે. અસત્ય બોલ્યાથી જે જે અનર્થ થાયછે તે સઘળા નિંદક ઉપર ખચીત આવવાનાજ. નિંદક લોકોએ નિંદા કરી તેથી સજ્જનોનું કાંઇ અનિષ્ટ થાયછે એમ નથી. કોઈ મોહોટો અનાદર કરી અગ્નિને લાત મારે તો તેથી અગ્નિને કાંઇજ થવાનું નથી. ઊલટો જે તેને લાત મારશે તેનોજ પગ બળશે. તેમજ સજ્જનની નિંદા કરનારા લોકો પોતાનું મ્હો દૂષિત કરી લે છે, અને તેમનું કપટ લોકોને સમજાયું એટલે લોકો તેમનું મ્હો પણ જોતાં નથી. છેવટે તેમને તેવીજ દુર્દશામાં જન્મ કાઢવો પડે છે. માટે નિરર્થક ઈર્ષ્યા કરી પોતાના મનને સર્વદા દુઃખ ઉત્પન્ન કરવા કરતાં ઈશ્વરે આપણને જે સ્થિતિમાં રાખ્યાં હોય તેમાં સંતોષે રહેવું એ સારૂં. બીજાની ઉન્નતિ જોઈ તેણે શું કર્યું જેથી તેની યોગ્યતા આટલી વધી તેની શોધ કરી આપણાથી તે પ્રમાણે મોહોટી યોગ્યતાએ પહોચવાનો ઉદ્યોગ થઈ શકે એમ હોય તો ઘણો શ્રમ થાય તોપણ તે કરવામાં પાછા હઠવું નહિ. પરંતુ આપણાથી તેમ ન થાય તો મનની ઈર્ષ્યા મટાડવાસારૂ તેની નિંદા કરી લોક આગળ; ઈશ્વર આગળ તથા પોતે પોતાના આગળ અપરાધી થવું અતિ નિંદ્ય છે. મનુષ્ય ઈર્ષ્યા દોષે દૂષિત થયો કે તેના મનમાં લોકો તરફ જિઘાંસા એની મેળે ઉત્પન્ન થાય છે. તેને એમ લાગવા માંડેછે કે ગમે તે થાઓ, પણ આપણાથી જેનો વૈભવ દેખી શકાતો નથી તેનો કોઈ પણ રીતે નાશ કરવો. પછી તેમ કરવા જતાં તે પોતાનુંજ ખરાબ કરી લે છે. આવા પ્રકારનાં દૃષ્ટાંતો લાખો મળી શકશે. માટે તમે તે મહા મહા અનર્થો કરનારા ક્રોધ, ઈર્ષ્યા, જિઘાંસા

ઈત્યાદિને તમારા મનમાં પેસવાની બિલકુલ જગા આપતાં નહિ. સ-
ર્વની સાથે પ્રેમથી તથા વિનયથી ચાલજો. તમારા કરતાં વધારે યોગ્ય-
તા જે મનુષ્યમાં હોય, તેમને જોઈ ઘણો સંતોષ માનજો, તથા સર્વ-
કર્તા પરમ દયાળુ જે ઈશ્વર તેણે આપણી મનુષ્યજાતિમાં આવાં ર-
ત્નો પેદા કરી આપણી જાતને શોભીતી કરી એ આપણા ઉપરના
તેના મોહોટા ઉપકાર સારૂ તેનો આભાર ભક્તિભાવે માનજો.
તમારી સમાન યોગ્યતાવાળા માણસની સાથે મિત્રતા રાખજો,
તેથી તમને ઘણું સુખ થશે. કારણ, મિત્રતા તથા પ્રેમ એ સ-
માન યોગ્યતાવાળા મનુષ્યની સાથે હોય તોજ સુખદાયક થાયછે, તેથી
વિરૂદ્ધ થયાથી કદી યોગ્ય સુખ થતું નથી. તમારા કરતાં નીચી પં-
ક્તિના જનોનો તિરસ્કાર અથવા કંટાળો ન કરતાં તેમના ઉપર દયા
કરજો. તેથી ઈશ્વર તમારા ઉપર દયા કરશે. તે હીન જનોના કરતાં ઈ-
શ્વરે તમને ઉત્તમ કર્યાં એ તેનો તમારા ઉપર કેવડો મોહોટો ઉપકાર
છે વારૂ! એને માટે તમારે તેમની સાથે કૃતજ્ઞ થઈ રહેવું જોઇયે. ની-
ચ મનુષ્યનો કંટાળો મુદ્દલ કરતાં નહિ; કારણ, ઈશ્વરનાં તમે જેવાં
પ્રિય સંતાનો છો તેવાંજ તેઓ પણ છે. તમારા ઉપર તેની વધારે પ્રી-
તિ છે અને તેમના ઉપર થોડી છે એમ કાંઈ નથી. તેઓ તમારાથી
નહાનાં છે માટે અધિક મમતાએ તથા યત્નોથી તેમનું પોષણ કરવું,
અથવા તમારાથી બને તેટલો તેમના ઉપર ઉપકાર કરવો એ તમારૂં
અવશ્ય કર્તવ્ય કર્મ છે. આ પ્રકારે તમે ઉત્તમ સન્માન તથા નીચ
જનો સાથે યોગ્ય વ્યવહાર કરતાં શીખ્યાં તો તમારા મનમાં ક્રોધ, દ્વેષ,
ઈર્ષ્યા તથા જિઘાંસા આ ચાર અતિ નીચ ગુણોને રહેવાને જગા
મળશે નહિ. તેમ થયું તો તમને તથા બીજાઓને પણ સુખ થશે
તથા ઈશ્વર પણ તમારા ઉપર પ્રસન્ન થશે.

ઉપર કહ્યાપ્રમાણે ઈશ્વર ઉપર વિશ્વાસ રાખી તમે સઘળાં
કાર્ય કરજો. તમે ગમે તે મતનાં હો, પણ આ દશ પ્રકારનાં
લક્ષણ જેમાં હશે તે ધર્મ સર્વ પૃથ્વીના મનુષ્યોમાં સરખી રીતે
સન્માન પામે છે. તે તમારામાં હશે તો તમે પણ સઘળે ઠેકાણે
સન્માન પામશો.

આવા પ્રકારના નિર્મળ ધર્મથી જે મનુષ્યનું જીવન પવિત્ર થયુંછે તેના જેવું સુખી તથા ભાગ્યવાન બીજું કોઈ નથી. તમે તમારા આ સંસારમાર્ગમાં એકલાં કદી જતાં નહિ. આ માર્ગ મોહોટો ભયંકર છે. તેમાં કીયે ઠેકાણે કીયું ભય છે, કીયો રસ્તો ખરાબ તથા કીયો સારો, એ તમને ખબર નથી. માટે તમને મદદ કરનાર, સારૂં નરતું જાણી સમયે તમને સાવધ કરનાર એકાદ જીવજાન મિત્ર તમારી સાથે હોવોજ જોઈએ. ધર્મ સરખો મનુષ્યનો નિઃસ્વાર્થી મિત્ર કોઈ નથી. બીજા સઘળા આપસ્વાર્થી હોયછે. પોતાનો કોઈ પણ પ્રકારનો જેની સાથે સ્વાર્થ નથી એવાની સાથે કોઈજ સંબંધ રાખતું નથી. માટે ધર્મ સરખો નિઃસ્વાર્થી તથા સર્વદા તમારૂં ભયથી રક્ષણ કરનાર મિત્રને વિસરી જવો અને તેનો અનાદર કરવો એ યોગ્ય નથી. માટે તમે સર્વે નિષ્કપટ ભક્તિભાવે ઈશ્વરની પ્રાર્થના કરો કે તે તમને ધર્મને અનુસરી સર્વ કાર્ય કરવાની તથા તેમાં તત્પર રહેવાની બુદ્ધિ સર્વદા આપે.

# પરિચ્છેદ ૫ મો.

## વધૂવૃત્ત.

આટલે સૂધી તમારી પ્રથમ વયમાં આગળ ઉપર સારાં ફળ ઉત્પન્ન થવાસરખાં બીજ રોપણ કરવાની રીતિ સંક્ષેપે વર્ણવી. હવે તમારા આ જીવતરમાંજ બીજું નવું થવાનું જીવતર તે વિષે તથા તેમાં કઈ રીતે ચાલવું તે વિષે વિચાર કરિયે. ઈશ્વરે આ સંસારના પ્રાણીઓને સ્ત્રી તથા પુરૂષ એવી બે જાતિઓમાં વિભક્ત કર્યાં છે. આ બંને જાતિઓનાં મનુષ્યો એકમેકનો આશ્રય ન લેતાં જુદાં જુદાં રહે અને એક બીજાને સાહાય્ય ન કરે તો ઈશ્વરનો સંસાર કદી સંપૂર્ણાંગ થવાનો નહિ. કારણ, સ્ત્રી તથા પુરૂષ એ સંસારનાં બે અંગ છે. આપણા શરીરનું એકાદ અવયવ ઓછું હોય તો તે કદી સુંદર દેખાવાનું નહિ અને આપણે સર્વાંગસંપૂર્ણ મનુષ્ય પ્રમા-

ણે કોઈ પણ કામ સારી રીતે કરી શકવાનાં નહિ. તેજ પ્રમાણે મોહોટો વિદ્વાન, શૂર, ધનવાન, નિસ્પૃહ હોય તોપણ સ્ત્રીઓના આશ્રય સિવાય પુરૂષ સંપૂર્ણાંગ થતા નથી. તેમ હોય તો તેનાથી કોઈ પણ કામ સારી રીતે થઈ શકતું નથી. કારણ જે કામમાં સ્ત્રીનું સાહાય્ય તેને જોઇયે ત્યાં તે તેને ન મળ્યાથી તેનું મન વ્યગ્ર થાય છે, તથા સર્વ કામનો ભાર એકલાનાઉપરજ પડવાથી ઘણા શ્રમને લીધે તેની પ્રકૃતિ બગડી મોહોટા મોહોટા અનર્થો થાયછે. સ્ત્રીઓને પણ તેમજ છે. સ્ત્રી પુરૂષે પરસ્પર એક બીજાના આશ્રયથી ચાલ-વું તથા એકમેકને આધીન થઈ રહેવું એજ ઈશ્વરનો અભિપ્રાય છે. માટેજ તેણે તેમનો સ્વાર્થ એક બીજાના આશ્રયવિના સિદ્ધ થવાનો નહિ એવો સંબંધ તેમનામાં મૂક્યો છે. કોઈ કોઈ મનુષ્યો તે સંબંધનો યથાયોગ્ય વ્યવહાર ન કરતાં છેક પશુની પેઠે પોતાની ઈચ્છા-પ્રમાણે આચરણ કરેછે. તેવા તેમના ધર્મવિરૂદ્ધ આચરણથી ઈશ્વ-રી આજ્ઞાનું અપમાન થાય છે, અને તે પાપનાં ફળ, દુઃખ, પશ્ચા-તાપ, અપમાન ઈત્યાદિ તેમને ભોગવવાંજ પડે છે. આટલાસારૂ બુદ્ધિમાન સ્ત્રીપુરૂષોએ ધર્મને અનુસરીને ઈશ્વરનો સર્જેલો, અત્યંત સુ-ખદાયક તથા અભિલષણીય સંબંધ પરસ્પર રાખવો. તે સં-બંધ કયો તો લગ્ન છે. હવે તે સંબંધ કેવી રીતે તથા કઈ વખતે કરવો યોગ્ય છે એનો વિચાર કરિયે.

લગ્ન કરવાની રીતો અનેક દેશમાં અનેક પ્રકારની છે. તે સ-ઘળીજ સારી છે એમ કહેવાય નહિ. દૃષ્ટાંત સારૂ આપણા આ દે-શની લગ્નની રીતજ જુવો. આ દેશમાં એવી ચાલ છે કે, છોકરાની અને ઘણું કરીને છોકરીની વય નવ વર્ષની થઈ ન થઈ એટલામાંજ તેનું એકાદ અજ્ઞાન બાળકની સાથે લગ્ન કરી દે છે. તે વખતે તે છોકરાં તેમનો પરસ્પર શો સંબંધ છે, તે સંબંધને કઈ રીતે મજ-બૂત રાખવો, અરસ્પરસ ઐક્ય તથા સન્માન શું કર્યાથી રહે ઈત્યા-દિ કાંઈ જાણતાં હોતાં નથી. આથી અજ્ઞાનતાને લીધે તેમનો મનનો એક બીજાની સાથે અણબનાવ થાય છે, અને જે સુખ સારૂ તે-

મનો તે સંબંધ લોકોએ કરી આપ્યો હોય છે તે તો તેમને પ્રાપ્ત થતુંજ નથી; પણ ઊલટું તેથી મોહોટા મોહોટા અનર્થો થાય છે.

બીજું એ કે, આઠ વર્ષથી તે વીસ વર્ષની વય થતાં સૂધીનો સમય મનુષ્યને જ્ઞાન સંપાદન કરવાનો હોય છે. તે વખતમાં જો તેણે લગ્ન કર્યું તો તે સંસારિક ખટપટમાં ગુંથાઈ જાયછે. પછી તેનાથી જ્ઞાન સંપાદન કરવાનું કદાપિ બનતું નથી. અને કદાચિત્ જ્ઞાન સંપાદન કરવાનું બન્યું તો તે અધૂરૂં રહી જાય છે. માટે તે વખતમાં લગ્ન કરવું છેક અનુચિત છે. કારણ બાલ્યાવસ્થા જેવો અમૂલ્ય તથા જ્ઞાન મેળવવાને યોગ્ય વખત ફરીને કાંઈ કરે મળતો નથી. મનુષ્યજન્મ લઈ જો જ્ઞાન ન હોય તો તેના કરતાં પશુજન્મ પણ શ્રેષ્ઠ સમજવો જોઇયે.

ત્રીજું એ કે, સ્ત્રીપુરૂષોને અલ્પ વયમાં છોકરાં થાય તો તે પોતે તથા તેમનાં સંતાન પણ દુર્બલ, નિસ્તેજ, બુદ્ધિહીન થાયછે અને સંપૂર્ણ આયુષ્યનો ઉપભોગ ન કરતાં એકાએક છેક તરૂણ અવસ્થામાંજ મૃત્યુના મુખમાં પડે છે. કારણ, નહાનાં વયમાં તેમના શરીરમાંની સર્વ વૃત્તિઓ, લોહી, માંસ, ચરબી વગેરે તથા તેમનું બળ, બુદ્ધિ, સ્વાસ્થ્ય તથા આયુષ્યકારક ધાતુ એ સઘળાં પરિપક્વ તથા સંપૂર્ણ દશામાં આવેલાં હોતાં નથી. આવા કાચા તથા અપૂર્ણ શરીરનો અયોગ્ય વ્યવહાર કર્યાથી ફક્ત તેમનીજ હાનિ થાયછે એટલુંજ નહિ, પણ તેમનાંથી ઉત્પન્ન થનારાં સંતાન પણ છેક નકામાં થાય છે.

ચોથું એ કે, નહાનપણમાં બુદ્ધિ પરિપક્વ ન હોવાને લીધે જેમનું લગ્ન થવાનું તે સ્ત્રીપુરૂષોને એક બીજાની પરીક્ષા કરી પોતાની સમાન યોગ્યતાવાળા મનુષ્યની સાથે પોતાની ઇચ્છાને અનુસરીને લગ્ન કરવાની યોગ્યતા હોતી નથી. તેમનાં માબાપ અથવા તેમનાં જેવાંજ બીજાં મનુષ્યો તેમનો જેની સાથે સંબંધ કરી આપે તેની સાથે તેમને જન્મસૂધી રહેવું પડે છે. તે સંબંધ પછી સારો હોય કે ખરાબ તેનો કોઈ વિચાર પણ કરતું નથી. આવી રીતથી ઘણાંજ ખરાબ પરિણામો થવાનો સંભવ હોય છે. કારણ, સમાન યોગ્યતાના મનુષ્યમાં પરસ્પર જેવો પ્રેમ રહેછે તેવો ઉચ્ચ નીચનો સંબંધ થયે કદી ર-

હેતો નથી. પોતે પરીક્ષા કરી "આ મનુષ્ય મારી યોગ્યતાને અનુરૂપ છે કે નહિ" એવો વિચાર કર્યાસિવાય કોઈપણ મનુષ્યને સમજાતું નથી. તેવે ઠેકાણે બીજા મનુષ્યે પોતાની ઈચ્છાપ્રમાણે સંબંધ પસંદ કર્યો તો તે જેનું લગ્ન થવાનું તેના મનજોગો થતો નથી. કારણ,તેના મનનો અભિપ્રાય શો છે તે બીજાઓને ખબર ન હોવાથી તે બીજો મનુષ્ય તેને યોગ્ય ગુણ અવગુણની પરીક્ષા કરવાને સમર્થ હોતો નથી.ત્યારે તેવાં પરસ્પર વિરૂદ્ધ ગુણવાળાં તથા એક બીજાને અણગમતાં સ્ત્રીપુરૂષોનો સંબંધ થયો તો તે સુખી તે શીરીતે થાય? ત્યારે તમને એવું લાગવા માંડેછે કે, તે તેમનું જે લગ્ન થયું તે સુખનું લગ્ન નહિ પણ તે તો નરકયાતનાજ તેમને ભાગે આવી છે. આવાં વિરૂદ્ધ મનનાં સ્ત્રીપુરૂષોમાં કદી ઐકય રહેતું નથી. સર્વદા તેમનાં મન એક બીજા ઉપર અસંતુષ્ટ રહેછે. તેવી સ્થિતિમાં તેમને જે સંતાન થાયછે તે પણ સ્વચ્છન્દી, દુષ્ટ, મૂર્ખ, વિરૂપ તથા અપ્રસન્ન મનનાંજ હોય છે. તેથી આવા પ્રકારનાં સંતાનની વૃદ્ધિથી સંસારનું મગળ ન થતાં અમંગળજ થાયછે. માટે મનુષ્યોએ આવી ઈશ્વરી નિયમવિરૂદ્ધ રીત ચલાવી પોતાનું અકલ્યાણ કરી લેવું યોગ્ય નથી. જગતમાં પશુ વગેરે જંતુઓને પણ પોતાની પસંદગીથી સ્ત્રીપુરૂષસંબંધ સ્થાપન કરવાની સ્વાધીનતા છે; તો મનુષ્યમાં તેમ શા માટે ન હોવું જોઈએ? લગ્નસંબંધ કાંઈ એક બે દિવસનો નથી કે મરજી પડે ત્યારે પોતાની સાથે ન બન્યું તો બીજી તરફ જોઈ લેવાય. આ સંબંધ બંને મનુષ્યો જ્યાંસૂધી જીવતાં રહે ત્યાં સૂધી રહેવાનો, તો આવે ઠેકાણે પોતાની પસંદગીથી પરીક્ષા કરી યોગ્ય સંબંધ કરવામાં સ્ત્રીપુરૂષોને સમાન સ્વાધીનતા હોવી એજ સારૂં. તેમ ન થવાથી આપણા દેશમાં કેટલેક ઠેકાણે કેવા કેવા અનર્થો થાય છે તે ધ્યાનમાં આણતાં શરીર ઉપરના વાળ ઉભા થાય છે. કેટલીક સાધ્વી સ્ત્રીઓ પતિના દુર્વ્યવહારથી સંતપ્ત થઈ આત્મહત્યા જેવા મોહોટા પાપથી પોતાના જીવનને કલંક લગાડે છે. કેટલાક સત્પુરૂષો પોતાની પત્નીના દુરાચરણથી દુઃખી થઈ સ્ત્રીહત્યા, વ્યભિચાર ઈત્યાદિ મહાપાપ કરેછે. આ દોષ કોનો? તે સ્ત્રીપુરૂષોનો નહિ,

પરંતુ અયોગ્ય સત્તા ચલાવી તેમની પોતાની પસંદગીથી યોગ્ય સંબંધ કરવાની સ્વાધીનતા હરણ કરનાર તથા અકાળે લગ્ન કરી તેમના ઉન્નતિરૂપી વૃક્ષનાં મૂળમાં કુહાડો મારનાર જનમંડળનોજ છે. આટલા માટે દેશના લોકોએ આ પોતાનો દોષ કાઢી નાખવો એ ઠીક, નહિતો હજારો ઉન્નતિના ઉપાય કર્યા છતાં કાંઈ પણ વળવાનું નથી.

સ્ત્રીપુરૂષોએ પોતાની વય લગ્નને યોગ્ય એટલે ૨૦ વર્ષની, અથવા તે કરતાં વરસ છ મહિના કમી જાસ્તી, થાય ત્યારે પોતાની યોગ્યતાને લાયક મનુષ્ય સાથે લગ્ન કરવું. આ સંબંધ કરવાન્તે લોકોના પસંદગીથી, ધનના લોભથી, અથવા કોઈ પણ પ્રકારની લાલચથી લોભાઈ કરવો નહિ. કારણ, લાલચ દૂરથી ઘણી સારી દેખાય છે પણ પાસે ગયા એટલે તેમાં કાંઈ સાર હોતો નથી. આવે પ્રસંગે પોતાના કરતાં બુદ્ધિવાન તથા દીર્ઘદર્શી લોકોના વિચારથી તથા આપણા પોતાના મતથી જે ઠેકાણું સારૂં ઠરે ત્યાંજ લગ્ન કરવું. લગ્ન જે માણસની સાથે કરવું હોય તેનામાં ધર્મબુદ્ધિ, રૂપ, વિદ્યા, સદ્ગુણ, ઉદારતા, ધન, તથા પ્રેમ એ હોવાં જોઇયે.

કોઈ કોઈ તો ફકત રૂપ અથવા ધન એટલુંજ જોઈ લગ્ન કરેછે, પણ તેમ કરવું છેક અયોગ્ય છે. કારણ ધન તથા રૂપ ક્યાં પણ ચિરસ્થાયી નથી. તે ગયાં એટલે તેજ જે મનુષ્યને ગમે છે તેઓ પણ તે જ્યાં હોય ત્યાંજ જાયછે.આથી પરસ્પર પ્રેમ ક્યાંથી રહેવાનો? અને જેમનામાં પ્રેમ નહિ એવાનું લગ્ન કરવું તે પણ શા ઉપયોગનું? આટલાસારૂ મુખ્યત્વે કરી ધર્મબુદ્ધિ, સદ્ગુણ, વિદ્યા, પ્રેમ તથા ઉદારતા એટલાંજ જોઈ લગ્ન કરવું. આવા યોગ્ય સંબંધથી સ્ત્રીપુરૂષોનો પરસ્પર અતિશય પ્રેમ થાય છે. આવાં નિરૂપમ પ્રેમાળ સ્ત્રીપુરૂષોજ એક બીજાનાં દુઃખે દુઃખી તથા સુખે સુખી થાયછે. તેઓજ આ સંસારને સ્વર્ગશોભા આણેછે તથા તેમનાથીજ સંસારની ઉન્નતિ થવાની આશા રખાય છે. આવા યોગ્ય સંબંધથી જોડાયલાં સ્ત્રી પુરૂષોજ આ જગતમાં ધન્ય છે. તેઓ મોહોટી મોહોટી વિપત્તિઓમાં પડે તોપણ તેમનો પરસ્પરનો પ્રેમ કદી ઓછો થવાનો નહિ. તેવા ભયં-

કર દિવસમાં પણ તેઓ એક બીજાને જોઈ સુખી થાય છે. વાસ્તવિક રીતે જોતાં જગતમાં પ્રેમજ સર્વ સુખનું ઉત્પત્તિસ્થાન છે. તે જે મનુષ્યના હૃદયમાં હોય નહિ તે કદી સુખી થવાનો નહિ. આ ઉપર કહેલા પ્રેમના પ્રભાવેજ રામચંદ્ર, નળ, ઈત્યાદિ મહાપુરૂષો આ જગતમાં પોતાના સદાચરણની કીર્તિ અચળ મૂકી ગયા છે. તે પ્રમાણેજ સીતા, સાવિત્રી, અરૂંધતી, દમયંતી, અનસૂયા વગેરે સાધ્વી સ્ત્રીઓ પોતાના પતિવૃત્તપણાથી તથા મોહોટાઈથી સીમા કરી સર્વનાં મન રંજન કરનારી પુણ્ય.કીર્તિ પોતાની પાછળ મૂકી ગઈ છે.પ્રેમ મનુષ્યના સ્મશાન સરખા ઉદાસ હૃદયને સ્વર્ગશોભા આણે છે. માટે પ્રેમ મનુષ્ય માત્રે પોતાના હૃદયમાં પોષવો જોઈયે. પ્રેમનાં રૂપ અનેક છે. પોતાનાં સંતાનઉપર અથવા તેવાંજ માણસઉપર માબાપનો જે પ્રેમ હોયછે તેને વાત્સલ્ય કહેછે. સંતાનનો માતપિતા ઉપર તથા ગુરૂઉપર અને ઈશ્વરઉપર જે પ્રેમ હોયછે તેને ભક્તિ કહેછે. ભાઈ ભાંડુઓમાં તથા મિત્રોમાં પરસ્પર જે પ્રેમ હોયછે તેને સ્નેહ કહેછે. ઉદાર હૃદયના સજ્જનોનો દીન દુઃખી લોકો ઉપર જે પ્રેમ હોયછે તેને દયા કહેછે. શરીર જુદાં છતાં એક પ્રાણ, પરસ્પરના સુખદુઃખમાં સરખો ભાગ લેનાર દંપતીમાં જે પ્રેમ તે પ્રેમજ. તેનું બીજું નામ નથી; કારણ પ્રેમની સંપૂર્ણતા તેમાંજ હોય છે. બીજે સઘળે ઠેકાણે જે પ્રેમ હોયછે તે અંશ માત્ર હોય છે, સંપૂર્ણ હોતો નથી. પ્રેમની સીમા સમાન ગુણસ્વભાવના દંપતીમાંજ દીઠામાં આવે છે. મનુષ્યે ઈશ્વરે આપેલો તથા સ્વર્ગના સુખનું મૂળ જે પ્રેમ તેનો યોગ્ય વ્યવહાર કરવો. આ ધન ઈશ્વરે માણસને આપ્યું છે તે કાંઈ તેનો ખોટો ખરચ કરી નાશ કરવાસારૂ નહિ. તેનો યોગ્ય ઠેકાણે સારી રીતે ખરચ કરી કરી તેની વૃદ્ધિ કરવા સારૂજ આપ્યું છે. પરંતુ મોહોટા દુઃખની તથા લજાવનારી વાત એ છે કે, હજારો સ્ત્રીપુરૂષો તે પ્રેમધનનો ખોટો ખરચ કરે છે! એટલે વ્યભિચારલંપટ થઈ તેને અયોગ્ય પાત્રમાં સ્થાપિત કરેછે. તેમ કર્યાથી તેમનું કલ્યાણ થતું નથી એ તો ઉઘાડુંજ છે. માટે પ્રત્યેક મનુષ્યે સારી રીતે વિચાર કરી તેમ ન કરતાં ઘણી સાવધગિરીથી યોગ્ય ઠેકાણે લગ્ન કરવું;

અને જેની સાથે લગ્ન થયું હોય તેનો વિશ્વાસઘાત કરી પોતાના પ્રેમનું માન ઓછું કરવું નહિ. એજ લગ્ન કરવાનો મુખ્ય ઉદ્દેશ છે. બીજો એ કે, કેટલાક ગુણો જેવા કે કોમળતા, માધુર્ય ઈત્યાદિ રમણીય ગુણ રમણીગણના સ્વભાવિક હોઈ પુરૂષોમાં હોતા નથી. તેમજ સાહસ, સહનશીલતા, ધૈર્ય ઈત્યાદિ ગુણો પુરૂષપ્રકૃતિના સ્વભાવિક છે, તે સ્ત્રીઓમાં હોતા નથી; તે બંને પ્રકારના ગુણો જુદા જુદા હોય તે સારૂં દેખાતું નથી. જુવો, જે પુરૂષના સાહસ, ધૈર્ય, સહનશીલતા, શૌર્ય ઈત્યાદિ કઠોર ગુણોમાં દયા, નમ્રતા, સ્નેહ વગેરે કોમળ ગુણોની છાયા હોતી નથી તે પુરૂષ છેક લુખ્ખો દેખાય છે. તેમ જે સ્ત્રીના નમ્રતા, દયા, મમતા, કોમળતા, લજ્જા ઈત્યાદિ ગુણોમાં ધૈર્ય, સહિષ્ણુતા તથા સત્યપરતા, તેજસ્વિતા ઈત્યાદિ ગુણોની છાયા હોતી નથી તે છેક બીકણ તથા વખત પડે કાંઈજ કામ લાગે નહિ એવી હોય છે. માટે સ્ત્રીપુરૂષોએ પોત પોતાના ગુણો પરસ્પર સંક્રામિત કરી તેમની શોભા વધારવી જોઈયે. આમ કર્યાથીજ સંસારની વૃદ્ધિ થવાની તથા તેના ઉપર ઉપકાર થવાનો; અને તેમ કરવું એજ મનુષ્યનું કર્તવ્ય કર્મ છે. એક માણસનો ગુણ બીજાને લાગવો એ તેમના અતિશય પરિચય સિવાય થતું નથી. પતિપત્નીના સંબંધ સિવાય બીજી તરેહના સંબંધમાં આમ થાય એ લોકવિરૂદ્ધ તથા ધર્મવિરૂદ્ધ છે. માટે મનુષ્યને ઉચિત છે કે તેણે લગ્ન કરવું.

ત્રીજો એ કે, પ્રાણીઓનું હૃદય ઘણું દુર્બળ છે. તેને જો એકાદ પાસે આધાર ન હોય તો તેનાથી રહી શકાતું નથી; માટેજ પ્રાણીમાત્રથી કદી કોઈ પણ ઠેકાણે એકલા રહેવાતું નથી. બીજું કોઈ પણ તેને સોબતી તરીકે જોઇએજ. એકાદ માણસને સર્વ સુખનાં સાધનો આપી રાનમાં એકલું બેસાડ્યું તો તે ત્યાં રહેવા કદી કબૂલ થશે નહિ; પણ બીજો કોઈ જો તેનો સોબતી હોય તો તેના ઉપર મોહોટાં મોહોટાં સંકટો પડે તોપણ તે પોતે સુખી છે એમ સમજે છે. તો એવું સિદ્ધ થયું કે સંસારમાં સઘળાને એકાદ સોબતી જોઇયે. તે સોબતી તેનો શત્રુ અથવા ઉદાસીન હોય, તેના મતની સાથે તેનો મત ન મળતો હોય, અથવા તેના સુખના તથા દુઃખના સમયે સરખો રહી સુખ દુઃખમાં

ભાગ લેનાર ન હોય તો તેવો સોબતી હોય ન હોય તોએ સરખું. માટે મનુષ્યને સોબતી જોઇયે તે જેનો પ્રેમ તેના ઉપર અચળ હોય તેવો તથા જે તેની સુખી અથવા દુઃખી અવસ્થામાં સરખો રહે એવો હોવો જોઇયે. આવો સોબતી જગત્‌માં પત્નીનો પતિ તથા પતિનો પત્નીજ છે. બાકી બીજા સઘળા જેવા તેવાજ. દંપતીના જેવી પરસ્પર સ્વભાવિક અકૃત્રિમ મિત્રાઈ બીજા* સાથે થતી નથી. માટેજ મોહોટા મોહોટા વિદ્વાનોએ કહ્યું છે કે "*अर्द्धभार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा । भार्या मूलं त्रिवर्गस्य भार्या मूलं तरिष्यतः।।" માટે લગ્ન કર્યા સિવાય સંસારમાં મનુષ્યને જોઇયે તેવો સોબતી મળતો નથી, એ સિદ્ધ થયું. માટે લગ્ન કરવું યોગ્ય છે.

આટલે સુધી લગનના ઉદ્દેશ કહ્યા. હવે લગ્ન પછી તમારૂં કર્તવ્ય કર્મ શું તેનો વિચાર કરિયે. એ તો સર્વને ખબર છે કે, લગ્ન થયલાં સ્ત્રીપુરૂષોમાં પરસ્પર પ્રેમ હોય તોજ તેઓ સુખી થાય છે. નહિતો તેમના દુઃખની સીમા રહેતી નથી. અહીં લોકોમાં એવી એક ખરાબ ચાલ છે કે, એકાદ નજીવી બાબતમાં જો સ્ત્રીપુરૂષોમાં કાંઈ અણબનાવ થયો તો તરતજ પુરૂષ, જન્મ સૂધીની પોતાના સુખ દુઃખમાં ભાગલેનારી, તથા તેજ જેનું સર્વ કાંઈ છે એવું જે પોતાના અંતઃકરણથી સમજે છે, તથા જેને તે બે સારા શબ્દ કહે તો પોતાના હાથમાં સ્વર્ગ આવ્યું હોય એવું જેને લાગે છે, તેવી પોતાની ધર્મપત્નીનો અનાદર અથવા ત્યાગ કરી કાંતો બીજીવાર લગ્ન કરે છે, નહિતો ધર્મવિરૂદ્ધ વ્યભિચાર વગેરે પાપો કરવા લાગે છે. પુરૂષ તેમ કરે તો લોકો તેને કાંઈ કહેતા નથી. તેને કોઈ પણ પ્રકારની રાજા તરફથી અથવા લોક તરફથી શિક્ષા થતી નથી. આથી પુરૂષો અર્થાતજ સ્વેચ્છાચારી થાય છે. કારણ, તેઓ પોતેજ સ્ત્રીઓના કર્તા હર્તા તથા વિધાતા છે. આવે સંકટને પ્રસંગે બિચારી દુર્બળ સ્ત્રીઓની દયા

* ભાર્યા મનુષ્યનું અર્દ્ધાંગ છે. ભાર્યા શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ મિત્ર છે. ભાર્યા ત્રણે વર્ગનું (એટલે ધર્મ, અર્થ તથા કામનું) મૂળ છે. ભાર્યા તરનારનું મૂળ છે (એટલે આ ભવસાગર તરવાની ઇચ્છા રાખનારનો મૂળ આધાર ભાર્યા છે.)

આણી એ વાત પુરૂષની વિરૂદ્ધ બોલે એવું કોઈજ હોતું નથી. ત્યારે તે અબળાઓએ શું કરવું! આવો અત્યાચાર તથા અપમાન સહન કરીને પણ કોઈ કોઈ ધીરજવાળી સાધ્વી સ્ત્રીઓ પોતાનું આયુષ્ય ધર્માચરણમાં કહાડે છે. કેટલીક આત્મહત્યા કરી તે દુઃખનો અન્ત આણે છે. અને કેટલીએક તો તે પુરૂષો જેવીજ સ્વેચ્છાચારી થઈ અધર્માચરણ કરી પોતાના જીવનને તથા કુળની કીર્તિને કલંક લગાડે છે. આ ત્રણ પ્રકારોમાં પહેલો પ્રકાર ઘણો ઓછો દીઠામાં આવે છે, બીજો તેના કરતાં જરા વધારે; તથા ત્રીજો તે બંને કરતાં ઘણોજ વધારે. આવાં પાપ થવામાં વધારે દરજ્જે પુરૂષોનું કઠોરપણું તથા સ્વેચ્છાચારિતાજ કારણો હોય છે. પુરૂષ સ્ત્રીના કરતાં વધારે બલવાન છે; માટે તે કહે તે પૂર્વ દિશા થવાનીજ; પરંતુ આમ કરવું તેમના પુરૂષત્વને બિલકુલ છાજતું નથી. જે વીર છે તેણે નબળાં ઉપર ક્ષમા રાખવી તથા મમતાથી તેમને પોતાને વશ કરવાં એજ તેને શોભેછે. તેમ ન કરતાં, ઊલટું દુર્બળોનું રક્ષણ કરવાને બદલે તેમનેજ જીવતાં મારવામાં પોતાના શૌર્યનો ઉપયોગ કરે તો તેને કોણ વખાણશે? તેમ કર્યાથી ધર્મવિરૂદ્ધ આચરણ થાયછે તથા ઈશ્વરનો તે માણસ અપરાધી થાય છે. કારણ ઈશ્વરે પુરૂષને સ્ત્રીઓ કરતાં વધારે બળ આપ્યું છે તે કાંઈ તેમના ઉપર જૂલમ કરી તેમને દુઃખ દેવા સારૂ આપ્યું નથી. પુરૂષોએ સ્ત્રીઓનો અનાદર ન કરતાં તેમને મમતાથી પોતાને વશ કરી તેમના ઉપર અચળ પ્રેમ રાખવો એજ તેમનો ધર્મ છે.

હશે, હવે આપણે સ્ત્રીઓ તરફ વળિયે. કેટલીક મૂર્ખ સ્ત્રીઓ પોતાના પતિનો પ્રેમ પોતાના ઉપર નથી એમ સમજી તેને વશ કરવાના ઉપાયોની શોધમાં પડેછે. પછી આવા પ્રયત્નમાં તેઓ હોયછે ત્યારે તેમને પંચાક્ષરી કે નવાક્ષરી મંત્ર, તંત્ર, માદલીઆં, ભસ્મ, દોરા, વગેરે વશીકરણના ઉપાય કરનારા લોકોની પણ ખોટ હોતી નથી. તેવા વશીકરણને અર્થે તે ગાંડી બાઈઓ તે ઠગ લોકો તેમને જે કહે તે સઘળું કરવાને તૈયાર હોયછે. આવા લોકોથી તેમને ઘણાં નુકસાન થાયછે. તે એ કે ઘણાં કષ્ટ ભોગવી મેળવેલા પૈસાનો સારી રીતે ખરચ ન થતાં નિરર્થક

ખરાબ ઉપયોગ થાય છે. તે લોકો દુષ્ટ તથા દુરાચરણી હોય છે, તેવાની સોબતથી મર્યાદા રહેતી નથી; પુષ્કળ અધર્મ આચરણ તથા લોકોમાં નિંદા થાય છે. પણ આટલું કરીનેજ તેમની દગલબાજી અટકતી નથી. તે દુષ્ટ લોકો પોતે બોલે છે તે ખરૂંજ છે એમ બતાવી આપવા સારૂ "આ લે ઓસડ, અને ફલાણે વખતે ફલાણી રીતે તારા વરને ખવરાવજે એટલે તે તારા વચનપ્રમાણે ચાલશે." આમ બોલી માટી, પત્થર, રાખ્ય વગેરે આપે છે. તે ઓસડ તે ઘેલાં બઈરાં પોત પોતાના વરને ગમે તે રીતે પણ ખવરાવે છે. તે ઓસડ કેવાં હોય છે તેનો વિચાર કરવાની તેમનામાં બુદ્ધિ તો હોતી નથીજ. તેવા ઓસડમાં કોઈ કોઈ વખતે વાયુનો વૈદ્ય! કફનો વૈદ્ય! સુવા રોગનો વૈદ્ય! સર્વ રોગના વૈદ્ય!!!" કહી બૂમ પાડી ફરનારા વૈદો પાસેની ઘણા અનર્થ કરનારી લોઢું, તાંબું, પારો, સોમલ, વગેરેની કાચી રાખો પણ હોય છે. તે મનુષ્યના પેટમાં ગઈ કે તરત અથવા થોડા વખત પછી તેને યમનું દર્શન કરવુંજ પડે છે!! તે ઘેલાં બૈરાં વશીકરણ કરવા જતાં તે ઠગ લોકોના ઉપર વિશ્વાસ રાખી આવાં ભયંકર ઓસડો પોતાના પ્રિય પતિને ખવરાવી કેટલીક વખતે ઘણા અનર્થો કરી મૂકે છે. આ ઘણું ખરાબ છે, માટે સ્ત્રીઓએ પોતાના પતિને પોતાને વશ કરવાના હેતુથી આવા વાંકાચૂંકા મંત્ર તંત્ર કરનારા ઠગ લોકો ઉપર, અથવા તેવા મંત્ર તંત્ર છે એવો વિશ્વાસ રાખી તે ગાંડપણમાં પડવું નહિ. મંત્ર તંત્ર છે એમ કહેવાયછે તે તદન ખોટું છે. જે બૈરાં મંત્ર તંત્ર કરેછે અથવા માદળીઆં બાંધેછે તેમનું ચરિત્ર તેમના પતિને જણાયાવિના કદી રહેતું નથી. તે તેમને જણાયું કે તેમના ઉપર તેમના પતિનો જે થોડો ઘણો પ્રેમ હોયછે તે પણ જતો રહેછે. તે વખતે તેમના મંત્ર કાંઈ પણ કામમાં આવતા નથી એ ઉઘાડુંજ છે.

પતિને પોતાને વશ કરી લેવાનું એક જાદુ છે. વશીકરણના ગાંડપણમાં ઠગ લોકોના છંદમાં ન પડતાં તેજ જાદુ કામે લગાડવું; તે કેવળ તેમનેજ ઉપયોગી પડશે એમ નથી. તે તો સર્વ સ્ત્રીઓએ

કરવાં જોઇએ એટલે તેમાં સઘળાનું હિત થશે.તે ઉપર કહેલું અમૂલ્ય જાદુ નીચે પ્રમાણેઃ-

૧. પોતાના પતિને પસંદ પડે એવું પોતાનું આચરણ રાખવું જોઇયે. તેના મતથી જે વિરૂદ્ધ હોય તે કદી કરવું નહિ. તેની આગળ ઉંચે સ્વરે કદી બોલવું નહિ. કોઈ પણ વખતે તેને તુચ્છકારી કહાડવો નહિ. ધર્મથી અવિરૂદ્ધ એવું જે કામ તે કહે તે ઘણો શ્રમ થાય તોપણ કરવું. તે જે વખતે જે કામ કરવાનું કહે તે યાદ રાખી વખત ન ચૂકતાં તેજ વખતે કરવું. તે જે કામ કરવાનું કહે તે પોતાથી થતું નથી અથવા તે કરવાને કંટાળો આવેછે એમ ઉદ્ધતાઈથી બોલી બતાવવું નહિ. જો છેકજ પોતાથી બને નહિ એવું હોય તો તેને એ વાત કહી મધુર વચને તથા ઘણી નમ્રતાથી કારણ બતાવી પોતાથી તે થઈ શકતું નથી એમ કહેવું.કોઈ પણ પ્રકારનું તેની આગળ જૂઠું બોલવું નહિ. બીજા માણસની નકામી નિંદા તેની આગળ કરવી નહિ. તેની નિંદા કરવી નહિ, અથવા ખોડખાપણ કહાડવી નહિ. નિરર્થક ગુસ્સે થઈ મ્હોએ આવે તેજ બોલવું નહિ. કદી તેનો વિશ્વાસઘાત કરવો નહિ. તેના કોઈ પણ સારા કામમાં આડાં આવવું નહિ. તેનું મન દુભાય એવું કાંઈ પણ કરવું નહિ. પોતાની કોઈ વાતમાં ભૂલ થઈ હોય તો તે કબૂલ કરી તેની ક્ષમા માગવી. તેની ભૂલ થાય તો ગુસ્સે ન થતાં તેને સમજાવી કહેવું. પોતાથી બને તેટલી તેની ઘણી પ્રીતિથી સેવા કરવી.

તમે શરીરઉપર ઘરેણાં ઘાલી તથા સારાં સારાં વસ્ત્ર પહેરી પોતાના પતિને મોહિત કરવાનો પ્રયત્ન કદી કરતાં નહિ. મનુષ્યના ગુણ સારા હોય તો તે ગુણોજ લોકોનું ચિત્ત તેની તરફ ખેંચે છે. તમે તમારા સદ્‌ગુણથી તમારા પતિને મોહિત કરવાનો પ્રયત્ન કરો. તમે કોઈપણ કારણસર તમારા પતિને ઠગતાં નહિ. આ જગત્‌માં પતિ જેવો મિત્ર બાયડીઓને બીજો કોઈ નથી. તે ગુરૂના જેવા સન્માર્ગ બતાવનાર, પિતાના જેવો હિત કરનાર; મા જેવા મમતા રાખનાર તથા વિશ્વાસને લાયક, દેવ પ્રમાણે પૂજ્ય તથા પોતાના પ્રાણ સરખા પ્રિય અદ્વિતીય મિત્રની સાથે તમે ઠગાઈ કરશો તો સંસારમાં તમારે

એવું બીજું કોણ છે કે જેની સાથે તમે નિષ્કપટપણે વર્તી સુખી થશો? જે બાઈઓ પોતાના પતિની સાથે ઠગાઈ કરેછે તેમનાથી કોઈ પણ ખરાબ કામ અસાધ્ય છે એવું મને લાગતું નથી. માટે તમે સઘળાં પોતપોતાના પતિની સાથે મોકળે મને વર્તજો. બીજાની મહેરબાની મેળવવા સારૂ, પોતાના પતિને ન ગમતું હોય તેવું કામ, અગર તે ઘણું લાભકારક હોય તોપણ, તમારે કદી પણ કરવું નહિ. તમને તેણે જે છાની વાતો કહી હોય તે તમે બીજાને કદી કહેતાં નહિ. એકાંતમાં તમારો પતિ તમને કાંઈ કડવાં વચનો કહે તો તમારે તેની બીજા લોકો આગળ ચાડી ખાવી નહિ. આવી રીતે તમારૂં પોતાનું આચરણ સારૂં હશે તો પરસ્પર વિરોધ થવાનો સંભવ ઘણો થોડો રહેશે.

બીજું એ કે, કેટલીક સ્ત્રીઓ પોતાના પતિ આગળ લોકોની (સાસુની, સસરાની, નણંદની, દીયરની, પાડોશી વગેરેના ) જૂઠી જૂઠી ચાડી ખાઈ તેમના ઉપરનો પોતાના પતિનો પ્રેમ પોતાતરફ વાળવાનો પ્રયત્ન કરતી જણાય છે તેવું તમે કદી કરતાં નહિ. જે માણસ નિંદા કરેછે તેના ઉપર કોઇનો વિશ્વાસ બેસતો નથી. લોકોને એમ લાગવા માંડે છે કે આ માણસ લોકોની નિંદા જેમ મારી આગળ કરે છે તેમ મારી નિંદા પણ લોક આગળ કરતું હશે; અને આવું લાગવું સ્વભાવિકજ છે. તમારી નિંદા લોકો કરે તો ચૂપકીથી સાભળ્યાં કરજો અને તમારૂં આચરણ સારૂં રાખી શાંતપણે વર્તજો એટલે ખરૂં શું તે જલદીજ બહાર પડશે અને તેથી તમારી નિંદા કરનારા લોકોના મ્હોમાં માર્યા જેવું થશે. તમારા વરની કોઈ નિંદા કરવા માંડે તો તેમાં તમારે પડખું આપવું નહિ. નિંદા ખરી હોય તો તે શું કર્યાથી ફરીથી થાય નહિ તેવો પ્રયત્ન કરવો જોઇયે. ફોગટ લોકોની સાથે કજીયો કરવામાં ફાયદો નથી. હવે પતિ પ્રત્યે તમારૂં કર્તવ્ય શું તેનો વિચાર કરિયેઃ—

સર્વ કાર્યમાં તમારાથી થાય તેટલી મદદ તમારે તમારા પતિને આપવી જોઇયે. ઘરનું સઘળું કામ વખતસર કરી આળસ ન કરતાં પોતાની, પોતાના પતિની તથા ઘરનાં માણસોની ઉન્નતિ જે કામ ક-

ચીથી થાય તે કામ કરવા તરફ તમારૂં ચિત્ત સર્વદા એકાગ્ર કરવું જોઇયે. વર બહારથી ઘેર આવે ત્યારે તેને એકાંતમાં લઈ જઈ ફાજિલ વાતોમાં દિવસ ગુમાવવો નહિ. દિવસમાં એક અથવા દોહોડ કલાક વિનોદે તેની સાથે આનંદમાં રહેવું યોગ્યજ છે. પરંતુ તેજ વધારે થાય તો તેથી સુખ ન થતાં ઘણાં મહત્વનાં કામોનો નાશ થાય છે. અને આવી રીતે આળસમાં દિવસ કહાડનાર દંપતીમાં ઘણા કલહ ઉત્પન્ન કરનારાં કારણો એક બીજાની નજરે પડી અંતે કંકાસ થવા માંડે છે.

પછી મન તથા શરીર બન્ને અસ્વસ્થ થાયછે તથા કોઈ પણ કામમાં ઉત્સાહ રહેતો નથી. તમે તમારા પતિની સાથે વાત કરતાં લોકોની નિંદા વગેરે ગંદી વાતો છોડી નીતિસંબંધી, જ્ઞાનસંબંધી, ધર્મસંબંધી તથા ઈશ્વરસંબંધી વિષયોપર વાતો કરો. ઘરસંસારમાં જે કાંઈ ઓછું લાગે તેની યોગ્ય તજવીજ કરવા સારૂ વખત જોઈ સૂચવતાં રહેજો. જ્યારે કોઈ પણ કારણને લીધે તેને ચેહેન ન હોય ત્યારે મધુર બોલી પોતાથી બને તેટલે સુધી તેને દિલાસો આપવો. તે જો કોઈ ઉદ્યોગમાં નિરાશ તથા નિરૂત્સાહી થયો તો સર્વ પ્રકારે ઉત્સાહ પેદા કરનારાં વચન બોલી તેનું મન શાંત કરવું તથા ધીરજ આપવી. વિપત્તિની વખતે તે જે સ્થિતિમાં હોય તેજ સ્થિતિમાં પોતે તેની સાથે સંતોષથી રહેવું. કદી કોઈ પણ બાબતસર બબડવું નહિ. ઘણી બાયડીઓની એવી રીત છે કે તેઓ પોતાના પતિને ઘરેણાં, વસ્ત્ર વગેરે સારૂ ઘણો હેરાન કરે છે, અને તેની સ્થિતિ ખરાબ હોય તો પોતાના સગાંવહાલાં (બાપ, માસા, કાકા, ભાઈ વગેરે) ની મોહોટાઈ ગાઈ તેને લજવે છે. આથી તેના મનને ઘણું દુઃખ થઈ પછીથી તેનો પ્રેમ રહેતો નથી. માટે આવા પ્રકારનાં દુરાચરણ સાધ્વી સ્ત્રીઓએ તદન છોડી દેવાં જોઇયે. પુરૂષ પોતાના બાપના નામથી પ્રસિદ્ધ થાય છે તેમ સ્ત્રીઓ પોતાના પતિના નામથી પ્રસિદ્ધ થાય છે. સારી અથવા માઠી, ગરીબ અથવા શ્રીમંત વગેરે જે દશા પતિની તેજ સ્ત્રીઓની હોય છે. તેની દશામાં લોકની મોહોટાઈ ઉપર નજર રાખવી ઉપયોગની નથી. બાપ રાજા હોય તોપણ પુત્રી તેના પદની અધિકારી

થતી નથી. વરની જે પદવી હોય તેજ તેને પ્રાપ્ત થાય છે. માટે જે સ્ત્રી પોતાના પતિનું માન રાખી તે જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં રહે છે તેજ લોકોમાં માન્ય તથા પૂજ્ય ગણાય છે. તે વિરૂદ્ધ ચાલ ચલાવનારી સ્ત્રી કદી તેવી થતી નથી એ કહેવાની જરૂરજ નથી.

જુઓ! આપણા ભારતવર્ષમાં પૂર્વે સીતા, સાવિત્રી, અરૂંધતી, લોપામુદ્રા, દમયંતી વગેરે જે મોહોટી મોહોટી સાધ્વી સ્ત્રીઓ થઈ ગઈ તેમની કીર્તિ અદ્યાપિ ભારતખંડમાં ચંદ્રિકાપ્રમાણે નિષ્કલંક ઝળકે છે તે શાથી? તેઓ પોતાના પતિનાં છેક તત્પર ભક્ત હોઈ બેહદ પ્રેમાળ હતાં તેથીજ. લોપામુદ્રા રાજ કન્યા હતી. અને અગસ્ત્ય ઋષિનું ઐશ્વર્ય જોઈએ તો પલાશના લાકડાનો દંડ, કમંડલુ, ઝાડની છાલનાં વસ્ત્રં તથા ઝુંપડી એટલુંજ. પરંતુ લોપામુદ્રાએ પોતાનું લગ્ન તેની સાથે થતાંજ પોતાના બાપે સાસરવાસામાં આપેલો બાદશાહી પોશાક, અમૂલ્ય મણી, ઘરેણાં વગેરે સઘળું તત્કાળ દૂર કરી પોતાના પતિની સ્થિતિને અનુરૂપ ઝાડની છાલનો પોશાક પહેર્યો અને સર્વ રાજભોગ ઉપર નિઃસ્પૃહ થઈ પોતાના પતિની પાછળ પાછળ સિંહ, વાઘ વગેરે ભયંકર પશુથી ગાજી રહેલા અરણ્યમાં રહેવા ગઈ !

તેવીજ સવારના પોહોરમાં સંભારવાલાયક રમણીય કુલશિરોમણી પતિવ્રતા સીતા.બાળકથી તે વૃદ્ધ સૂધી સર્વેને એની કીર્તિના ખબરજ છે. તેને ઉપમા આપવા લાયક જગતમાં કોઈનીજ યોગ્યતા નથી. જેને જન્મ આપી ભારતભૂમિએ "રત્નગર્ભા" એ નામ સંપાદન કર્યું, તે સર્વમાન્ય સીતા નવવિવાહિત છતાં, સૂર્યના તડકાથી, તાઢથી, પવનથી, તથા વૃષ્ટિથી ઉત્પન્ન થનાર અસહ્ય કલેશનો તેને સ્વપ્નામાં પણ અનુભવ થયલો ન છતાં, પિતાના સત્યનું પાલન કરવા સારૂ ચૌદ વર્ષ સૂધી વનવાસ જનાર પોતાના પતિની સાથે "ન આવીશ" "ન આવીશ" કહેતાં પણ ક્રૂર રાક્ષસોનું ઘર જે દંડક અરણ્ય તેમાં રહેવા ચાલી! આહા! તે વખતે સીતાને પોતાની મેળે ઝાડની છાલનું લૂગડું પહેરતાં આવડતું નહોતું. તે વખતે તેણે શું કર્યું? તેણે તે વસ્ત્ર હાથમાં લઈ આંસુ ભરેલી આંખે રામચંદ્ર તરફ જોયું. અને રામે જાતે તે વસ્ત્ર પોતાની પ્રિય પત્નીને પહેરાવ્યું. તરતજ પિતાને વંદન

કરી વનવાસ જવા સારૂ નીકળેલા રામની પાછળ આવી શોચનીય દશામાં રાજમાર્ગે તે ઘણા હર્ષથી ચાલી તે દુઃખનો દેખાવ જોઇ પથ્થર સરખા કઠણ કાળજાના માણસથી પણ રોયાવિના રહેવાયું નહિ. પરંતુ સીતાને જરા પણ દુઃખ નહોતું. તે એવું સમજતી કે તેના પતિની સાથે તે નરકમાં હોય તોપણ તેને સ્વર્ગનું સુખ છે તથા તેને છોડી સ્વર્ગમાં હોય તોપણ તે નરકમાંજ છે. આહા! શો પ્રેમ આ! કેવી પતિભક્ત! ખચીત આવો પ્રેમ તથા પતિવૃત્ત જેનામાં હતું તે સુખીજ હતી. આગળ માત્ર વનવાસથીજ તેનો છૂટકારો થયો શું? નહિં. જેટલી જેટલી વિટંબણાઓ હતી તે બધી દૈવે તે બિચારી સીતા ઉપર પાડી, પરંતુ છેવટે તે કઠોર દૈવને પણ સીતાએ પોતાના પતિપ્રેમથી તથા ધૈર્યથી અવધિ કરી બતાવી!! લોકોના અપવાદથી બીહીને પતિએ તેનો વનમાં ત્યાગ કર્યો, ત્યારે તે નિર્જન વનમાં છોડેલી નિરપરાધી પૂર્ણગર્ભા સીતાનું સ્મરણ થતું ત્યારે કેવું થતું વારૂ? ભવભૂતિના કહેવા પ્રમાણે "अपि ग्रावा रोदित्यपि दलति वज्रस्य हृदयम्" પથ્થરોને પણ રડવું આવે છે અને વજ્રનું હૃદય પણ દુઃખથી ભાંગે છે."!!!

પરંતુ આવે સમયે પણ સીતાનો પતિ ઉપરનો પ્રેમ તથા પતિવૃત્ત લેશમાત્ર પણ ઓછું થયું નહિ. પોતાનો અપરાધ ન છતાં પતિએ ત્યાગ કર્યો માટે તેણે રામને દોષ દીધો નહિ. પોતાનું નશીબજ એવું ખરાબ છે એમ માની ધૈર્યથી લક્ષ્મણ સાથે રામને તેણે નીતિનાં તથા ધર્મનાં વચનો કહેવરાવ્યાં. "મને તમે છોડી છે તોપણ હું તમારીજ દાસી છું. બીજી પ્રજાપ્રમાણે આ વનમાં મારૂં રક્ષણ કરનાર તમેજ છો તથા તમારી સત્કીર્તિ હું સાંભળીશ એટલે મને સુખ થશે" એવો સંદેશો કહેવરાવ્યો!! આહા! શું ધૈર્ય અને કેવું મહત્વ આ!

ખરેખર આવી સાધ્વી જે દેશમાં ઉત્પન્ન થઈ તે દેશ ગમે તેટલો નહાનો તથા દુર્દશામાં હોય તોપણ આખા જગતમાં વંદ્ય છે. આપણો ભારતવર્ષ હાલ ઘણી ખરાબ અવસ્થામાં આવી પડયો છે, ને તેમાં લોકના સંતપ્ત મનને શાંત કરવા સરખું કાંઈજ નથી.

પરંતુ અમે મોહોટા અહંકારથી આકાશને ગજવાવી નાખનાર સ્વરે મોહોટેથી લોકોને કહિયે છિયે કે અમારા ભારતવર્ષમાંનું સાધ્વીસીતા સરખું સ્ત્રીરત્ન બીજા કોઈ પણ દેશમાં નીપજ્યું નથી!! ભારતવર્ષ બીજા સઘળા ગુણોમાં બીજા દેશોથી ઉતરતો હશે પણ સીતા જેવી સતી સ્ત્રીઓની કીર્તિમાં તેની બરાબરી કરી શકે એવી અદ્યાપિ કોઈ પણ દેશની યોગ્યતા થઈ નથી. તે પ્રમાણેજ દમયંતી,સાવિત્રી, વગેરે જે મોહોટી મોહોટી સાધ્વી સ્ત્રીઓ થઈ તેમનાં પણ ચરિત્ર છે. માટે જે સ્ત્રીઓને પોતાની જાતિની મોહોટાઈ વધારવાની ઈચ્છા હોય તેમણે ઉપર કહેલી સાધ્વી સ્ત્રીઓના ઉદાર તથા પવિત્ર ચરિત્રનું પોતાના આચરણથી પુનરૂજ્જીવન થાય તેમ કરવું.

પતિને ગમતું ન હોય તેવું આચરણ તથા ભાષણ કરવું નહિ એ પાછળ કહ્યું છે; પરંતુ જો પતિ ધર્મવિરુદ્ધ કામમાં પ્રવૃત થતો હોય તો તેને સારો બોધ કરી તેવા માર્ગથી પાછો ફેરવવો એ અવશ્ય કર્તવ્ય છે. જે બઈરી વરની મેહેરબાની મેળવવા સારૂ હા, હા, કરી તેને ગમે તેવાં કામ કરવામાં સંમતિ આપેછે તથા ખરાબ રસ્તે ચઢવામાં તેને અટકાવ કરતી નથી તે ખરેખરી સાધ્વી નહિ. અમે તેને આપમતલબી કહિયે છિયે. સ્ત્રી પુરૂષનો સંસારમાં પરમ મિત્ર છે. તેના જેવો મિત્ર તેને કોઈજ હોતો નથી. ખુશામત કરવી એ મિત્રનું કામ નથી. પોતાના મિત્રને કોઈ પણ નઠારી વાતનો છંદ લાગ્યો હોય અને તેને તેમાંથી નિવૃત્ત થવાનો ઉપદેશ કર્યાથી તેને માઠું લાગશે અથવા ગુસ્સો આવી પોતાના ઉપર તેની ઈતરાજી થશે, એવું હોય તોપણ તેવે પ્રસંગે મિત્રના હિતને સારૂ પોતાના સુખની આશા છોડી નિઃસ્પૃહપણે જે ખરૂં હોય તેનો બોધ કરવામાં કદી પાછું હઠવું નહિ. મહા કવિ ભારવિએ કહ્યું છે કે "हितं मनोहारि च दुर्लभं वचः" એટલે હિત કરનારૂં છતાં મન ગમતું હોય એવું વચન દુર્લભ છે." ધર્મનાં તથા હિત કરનારાં વાક્ય બોલ્યાથી અથવા આચરણથી જો પોતાના પતિની પોતાનાઉપર નામરજી થતી હોય તો તે બેલાશક થવા દેવી. ફકત પતિની તો શું પણ આખા જ-

ગતની ઈતરાજી થતી હોય તોપણ બીહીવું નહિ. સત્યનો પરાજય નથી. પહેલાં કાંઈક અથવા પુષ્કળ કષ્ટ ભોગવવાં પડે તોપણ ધાર્મિક માણસને અંતે સુખ થાય છે. આમ સમજી અધર્મને માર્ગે કદી જવું નહિ, અથવા લોકોની મહેરબાની મેળવવા સારૂ તેવા પ્રકારની કોઈ પણ વાતમાં પોતે સંમતિ આપવી નહિ.

ઘણી બાઈઓનો એવો સ્વભાવ હોય છે કે તેઓ લોકોનો વૈભવ જોઈ પોતે પણ તેવાં થવાને ઈચ્છે છે. તે વૈભવ કયો તો વસ્ત્ર, વાસણ, ઘરેણાં વગેરેનો. તે આપવાની પોતાના પતિની શક્તિ હોય તો તેઓ તેના લોભમાં પડી તેમને તેટલા સારૂ ઘણા હેરાન કરે છે. અને કદાચિત તે આપવા અસમર્થ હોય તો તે બાયડીઓ પ્રત્યક્ષ રાક્ષસીનું સ્વરૂપ પ્રગટ કરી પોતાના પતિને ગાળો ભાંડી તથા અપશબ્દો બોલી તેનો અતિશય અનાદર કરે છે. સાધ્વી સ્ત્રીઓએ આમ કરવું નીતિવિરુદ્ધ તથા અનુચિત છે માટે તમારે કદી પણ તેમ કરવું નહિ. લોભ મનુષ્યનો પરમ શત્રુ છે. લોભી મનુષ્યને કદી મિત્રલાભ થતો નથી. લોભી માણસ દમડીની વસ્તુસારૂ પોતાનું જન્મથી હિત ઈચ્છનાર કૃપાળુ મિત્રની સાથે પણ વેર કરવામાં આગળ પાછળ જોતો નથી; માટે તમારે તમારા જન્મસુધીના મિત્રને લોભને તાબે થઈ કદાપિ દુભવવો નહિ. જે વખતે તમને જે મળે તેટલુંજ લઈ સંતોષે રહેવું. જે મનુષ્યના મનમાં સંતોષ હોય છે તે નરકના દુઃખના જેવા ભયંકર દુઃખમાં હોય તોપણ તેમાં પોતે સુખ માની લે છે. તથા જેના મનમાં સંતોષ હોતો નથી તે સ્વર્ગના જેટલા સુખમાં હોય તોપણ તેને સુખ કદી થતુંજ નથી. તમારો પતિ પ્રીતિથી એકાદ સળી તમને આપે તો તે પણ મોહોટા આદરથી તથા પ્રીતિથી તમારે લેવી, તેનો અનાદર કરવો નહિ. જગતમાં જેટલા પદાર્થો છે તેમાં પ્રેમ જેવો અમૂલ્ય પદાર્થ બીજો કોઈ નથી. તે પ્રેમનો સંસર્ગ જે પદાર્થને થાય તે પદાર્થ, જેમ સ્પર્શમણીના સ્પર્શથી લોઢાનું સોનું થાય છે તેમ, અમૂલ્ય થાય છે. પ્રેમ ન હોતાં કોઈ અનાદરે અમૂલ્ય રત્નો આપે તોપણ તે રત્નોને પ્રેમપૂર્વક આપેલા પથરાની પણ યોગ્યતા આવતી નથી. ઘણી બાયડીઓ લોભમાં પડી પોતાના પતિ પાસેથી પો-

તાના લોભની તૃપ્તિ થવાની આશા જતી રહે કે નાના પ્રકારનાં દુ-ષ્કર્મો કરવા માંડે છે. પરંતુ તેમ કર્યાથી તેમને પોતાનું ઇચ્છેલું સુખ ન મળતાં હજારગણું વધારે દુઃખ થાય છે. પછી તેમની આબરૂ જાય છે તે ફરી મળતી નથી. પછી તે "હાથનું મેલ્યું આઘેનું લેવા જનારા" મનુષ્યની પેઠે જન્મ સૂધી દુઃખ ભોગવ્યાં કરે છે. માટે પોતાના પતિનું જે કાંઈ હોય તેમાંજ સંતોષ માની રહેવું એમાંજ મોહોટાઈ, પ્રતિષ્ઠા તથા સુખ છે.

આ પ્રમાણે પોતાના પતિની મરજીને અનુસરી ધર્મનો તથા ઈશ્વરનો ભય રાખી જે સ્ત્રી પોતાનું આચરણ પવિત્ર રાખશે તેજ સાધ્વી કહેવાશે. કોઈ કોઈ સ્ત્રીઓ ઉપર કહ્યાપ્રમાણેનું કોઈ પણ આચરણ ન રાખતાં પતિનું છાંડ્યું ખાવું, પગ ધોઈ પાણી પીવું, વગેરે બહારના ઉપચારો કરી લોકોને પોતાનું સાધ્વીપણું બતાવે છે. પરંતુ તે ઘણા દિવસ ચાલવાનું નહિ. બહારના ઢોંગો શરદ ઋતુનાં વાદળાં પ્રમાણે જોતજોતામાંજ નાશ પામે છે. પછી તેમનું સાચું સ્વરૂપ તરતજ બહાર પડે છે. આમ સમજી તમે ખરેખર છેવટ-સૂધી અચળ રહે એવો નિષ્કપટ પ્રેમ પોતાના પતિ ઉપર રાખજો, એટલે તેમાં સઘળું સમાશે. જે સ્ત્રીઓ પોતાના અદ્વિતીય મિત્ર પતિને બહારથી ભક્તિ બતાવી કપટ પ્રેમથી ફસાવે છે તેમના જેવું નીચ આ જગતમાં બીજું કોઈ નથી. તેઓ લોકોને ફસાવવા જતાં અંતે પોતેજ ફસે છે. ઘણી સ્ત્રીઓને એવું કહેતાં સાંભળી છે કે "મારો વર મારા ઉપર પ્રેમ રાખતો નથી, તે મારૂં અપમાન કરે છે" ઇત્યાદિ.

આ બોલવું કદાચિત્ કોઈ ઠેકાણે વાજબી હશે, પણ વિચાર કરી જોતાં ઘણે ઠેકાણે આવો પ્રકાર જોવામાં આવતો નથી. સ્ત્રીઓ મૂર્ખ હોઈ ગમે તે વખતે ગમે તેવું સમજે છે અને વિરુદ્ધ આ-ચરણ કરવા માંડે છે, તેથી અર્થાત્ બંનેનાં મન ઊંચાં થાય છે. મા-ટે જે વખતે જે વાત કરતાં અથવા આચરણ કરતાં પોતાનો અ-નાદર થશે નહિ તેવો વખત જોઈ તેવું બોલવું તથા આચરણ કર-વું. વિચાર કરી હમેશા પોતાની યોગ્યતાબાહારનું કાંઈ પણ કામ ક-રિયે નહિ તો કદી અપમાન થાય નહિ. પતિ ગુસ્સે થયો હોય અથ-

વા રોગ, શોક, પસ્તાવો વગેરે કારણોથી તેનું મન બેચેહેન હોય ત્યારે ઓછા વત્તા અથવા કવખતના બોલ બોલવા નહિ. તેને ગુસ્સો ચહડયો હોય ત્યારે શાંતપણે મીઠું બોલી તેનું ચિત્ત વાળવું. શોક, પસ્તાવો, દુઃખ વગેરેને સમયે પ્રસંગને શોભે તેવાં મધુર વચનોથી તેનું ચિત્ત શાંત કરવું. કોઈ પણ પ્રયત્નમાં ફતેહ મળતી નથી ત્યારે મનુષ્ય છેક ઉત્સાહવિનાનો તથા નિરૂદ્યોગી થાય છે; તેવે વખતે ઉત્સાહ ઉત્પન્ન કરનારા બોલોથી તેનું સમાધાન કરવું.

આ પ્રમાણે દરેક કામમાં હરવખતે પોતાના પતિની મરજી મુજબ ચાલી તેને મદદ કરવી એજ સ્ત્રીનું મુખ્ય કર્તવ્ય કર્મ છે. આવું જે સ્ત્રીઓ આચરણ રાખે છે તેમનેજ પતિનું અર્દ્ધાંગ એ સંજ્ઞા આપવી યોગ્ય છે. જે સ્ત્રીઓ સ્વાર્થ તરફ નજર રાખે છે અને પતિને સાહાય્ય કરતી નથી તેમને કોઈ સાધ્વી કહેતું નથી. જે સ્ત્રીઓ નિઃસ્વાર્થી હોઈ પતિને ક્ષણે ક્ષણે મદદ કરતી રહે છે તેમના પતિ તેમના ઉપર પ્રીતિ તથા તેમનું માન શા માટે ન રાખે વારૂ ? પોતાના ઘરમાં આવું અમૂલ્ય રત્ન હોય તથા ઇચ્છેલી વાતો બધી અનુકૂળ હોય તો તેને છોડી બીજે ઠેકાણે જાય એવો અધમ પુરૂષ કોણ છે ? તમે ઉપર કહ્યાપ્રમાણે આચરણ કરો એટલે તમારો પતિ તમારે છેક વશ થશે. મનુષ્યને પોતાને સ્વાધીન કરી આપવાનો આ જગતમાં સરળ, નિષ્કપટ, મીઠા બોલો તથા તેની મરજી પ્રમાણે ચાલવું એ બેના જેવો વશીકરણનો મંત્ર બીજો કોઈ નથી. રાક્ષસના જેવાં ક્રૂર માણસો પણ આ બે મંત્રોથી મોહિત થાયછે તો પછી મનુષ્ય થાય એમાં નવાઈ શી? લોકોમાં માન મેળવવું તથા તેમના પ્રીતિપાત્ર થવું એ આપણા હાથમાં છે. આપણે બીજાની સાથે જેવો વહેવાર રાખીએ તેવોજ બીજા આપણી સાથે રાખશે. આ વાત પક્કી ધ્યાનમાં રાખી ચાલ્યાં તો કોઈ ઠેકાણે અપમાન થવાનો સંભવ નથી. પતિ આથી વિરૂદ્ધજ થયો તોપણ પોતાની ધીરજ છોડવી નહિ. હશે. આટલેસૂધી સ્ત્રીઓએ પતિની સાથે શી રીતે વર્તવું તેનું સંક્ષેપ વર્ણન કર્યું. હવે ઘરમાં કેમ ચાલવું તેનો વિચાર કરિયે.

# પરિચ્છેદ ૬ ઠો.

## ગૃહકૃત્ય.

પુરાતન મોહોટા મોહોટા વિદ્વાનોએ બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાન-પ્રસ્થ તથા સંન્યાસ એવા ચાર આશ્રમો એટલે માણસના આયુષ્ય-ની જુદી જુદી અવસ્થા માનેલી છે. તેમણે આ ચાર આશ્રમોમાં ગૃહસ્થાશ્રમને સર્વથી શ્રેષ્ઠ માન્યો છે. કારણ, ગૃહસ્થાશ્રમમાં જે મનુષ્ય હોય છે તે બાકીના ત્રણે આશ્રમમાંહેના લોકોનું પોષણ કરેછે. જગતમાં પરોપકારના જેવું પુણ્યનું કામ બીજું કાંઈજ નથી. ગૃહસ્થને હાથે તે કામ બીજાના કરતાં વધારે થઈ શકે છે. માટે તે મનુષ્ય શ્રેષ્ઠ છે. યોગ્ય પ્રકારે સ્ત્રીપુરૂષે લગ્ન કરી પત્ની તથા પતિના સંબંધે એક બીજાની સાથે પ્રેમથી ચાલવું તેનું નામ ગૃહસ્થાશ્રમ. લગ્ન થયા પછી પતિ સાથે સ્ત્રીએ કેવી રીતે વર્તવું તે પાછળ કહ્યુંજ છે.હવે સ્ત્રીએ પતિને દરેક બાબતમાં મદદ કરવી જોઇયે. તે કરવાનાં ઠેકાણાં ઘણાં છે. તેનું વર્ણન કેટલેક દરજ્જે પાછળ કર્યું છે. પરંતુ તેમાં પણ સર્વથી જોખમ ભરેલું તથા ઘણુંજ અવશ્યનું કામ જે ગૃહકૃત્ય તે કેવી રીતે કરવું તેનુંજ હવે વર્ણન કરવાનું છે.

ગૃહકૃત્ય એ સ્ત્રીઓનુંજ કામ છે. તે કરવામાં તેમણે કદી આળસ કરવું નહિ અથવા બેફીકરાઈ રાખવી નહિ. જે ઘરમાં સ્ત્રીઓ પોતે ઘરનું કામ કરતી નથી તે ઘરમાં સુખ હોતું નથી. જ્ઞાની લોકોએ "ગૃહિણી એજ ઘર" એમ કહ્યું છે. સ્ત્રીજાતિમાં જન્મ થયાથીજ અથવા કોઈ પુરૂષની પત્ની થયાથીજ સ્ત્રીઓને ગૃહિણી પદ મળતું નથી. ગૃહિણી કહેવરાવવું ઘણું કઠણ છે. હલકી બુદ્ધિની સ્ત્રીઓને તે પદ કદી મળતું નથી. માટે જે બુદ્ધિશાળી તથા આ મોહોટા પદની ઈચ્છા રાખનારી હોય તેમણે ઘરમાં સઘળાં ઉપર પ્રેમ રાખી ઘણી ધીરજથી તથા ડહાપણથી ચાલવું જોઇયે.

પ્રથમ તો તેમણે આળસ છોડવું જોઇયે. આળસના જેવો શત્રુ મનુષ્યનો બીજો કોઈ નથી. જે માણસના મન ઉપર આળસનું ઉપરીપણું હોય છે તેને કદી "મનુષ્ય" એ શબ્દ લગાડી શકાતો ન.

થી. કારણ, મનુષ્યત્વને યોગ્ય એવાં કોઈ પણ કામ તેનાથી થઈ શકતાં નથી. તેમજ અહંકાર, ક્રોધ, દ્વેષ, લોભ, હિંસા, નિંદા કરવાપણું, કપટ, અસત્ય, ઉતાવળાપણું, માન, દંભ (ઢોંગ), સ્વાર્થપરતા, અદેખાઈ, અમિતાચાર, ઇત્યાદિ દુર્ગુણોને કદી હૃદયમાં જગા આપવી નહિ. આ સઘળાથી શાં શાં નુકસાન થાયછે તે ટૂંકામાં કહું છું:-

૧. આળસ—આ દુર્ગુણ માણસમાં ભરાયો એટલે સર્વથી દુર્લભ જે મનુષ્યના આયુષ્યનો વખત તેનો ફોગટ નાશ થાય છે. આળસુ લોકો વખતસર કાંઈ પણ કામ કરતા નથી. હમણાં એક કામ કરવાનું છે પણ આળસુને એમ લાગે છે કે તે ઘડી રહીને કરીશ. પછી ઘડીનો દિવસ ને દિવસનો મહિનો એમ લંબાતું લંબાતું કોઈ કોઈ વખતે તે કામ મુદ્દલજ થતું નથી. આમ થવાથી એક તો કામ કરવાનો વખત ગયો. તે વખત આખી પૃથ્વી વેચાતી લેવાને જોઇયે તેટલી કીમત આપતાં પણ ફરી મળતો નથી. મુવેલું માણસ, ગયલો વખત તથા વહેતી નદીનો પ્રવાહ એ હજારો પ્રયત્ન કર્યાથી પણ ફરીને પાછાં આવતાં નથી. જે વખતે જે કામ કર્યાથી તે સહજ થાય છે અને તેથી કોઈ પણ પ્રકારનો લાભ થવાનો હોય છે, તે વખત ચૂકયાથી તે લાભ થતો નથી એટલુંજ નહિ, પણ તેથી મોહોટી હાનિ પણ થાય છે. પછી તે કામ કરવું મુશ્કેલ પડે છે, અથવા થતુંએ નથી. માટે દરેક માણસે કોઈ પણ કામનો વખત ચૂકવો નહિ. જુઓ, જો વરસાદ પડયા અગાઉ ખેતર ખેડી ખેડુત વખતસર બી રોપે નહિ તો પછી ધાન્ય શી રીતે ઉત્પન્ન થાય? તમે કોઈ પણ કામનો વખત ચૂકવતાં નહિ.

પ્રત્યેક દિવસે કઈ વખતે કયું કામ કરવાનું છે તે નોંધી રાખજો, તથા આગળ પાછળ નકરતાં લખી રાખેલ વખતેજ કરજો. આ પ્રમાણે વખતસર તમે થોડું થોડું કરશો તોપણ કેટલેક દિવસે તમારાથી ઘણાં સારાં કાર્યો થશે. કેટલાક માણસોનો એવો સ્વભાવ હોય છે કે તેઓ તરત કરવાના કામને ઘડી પછી કરીશું એમ કરી લંબાવે છે. આમ કરતાં કરતાં એકાદ કામ અંતે અણીને વખતે એકઠું થઈ પર્વત જેવડું થઈ જાય છે. પછી તે કર્યા સિવાય છૂટકોજ નહિ

એવું હોય તો તે ઘણો શ્રમ લઇને પણ કરવું પડેછે. આમ કરવાથી મનુષ્યની પ્રકૃતિ બગડેછે અને ઉતાવળથી કરેલું કામ કદી સારૂં થતું નથી. આથી કેટલાં નુકસાન થાયછે તે કહી શકાતું નથી. નાના પ્રકારની હાનિ, લોકોમાં હાંસી, શરીરનો તથા મનનો બગાડ, વગેરે આળસના અનુચરો છે. માટે વિચારી માણસોએ પોતાના પરમ શત્રુ આળસને પોતાના મનમાં કદી વસવા ઠામ આપવો નહિ.

૨. अहंकार— " અહંકારી માણસનું પતન ખચીત થાયછે" એવું વિદ્વાનોએ કહ્યુંછે. તેના હજારો દાખલા આપણી નજરે આવેછે. પરંતુ મનુષ્યોનું મન અજ્ઞાનથી છેક ઢંકાઈ ગએલું હોવાને લીધે તેને તે દેખાતા નથી. તમે કાંઈ પણ વાતનો અહંકાર રાખતાં નહિ. ધન, માન, બળ, વૈભવ, મદદ, ઈત્યાદિથી ઉત્પન્ન થનાર અહંકાર કોઇપણ માણસનો છેવટ સૂધી રહ્યો એવું કદી સાંભળવામાં આવ્યું નથી, અને આગળ આવવાનું પણ નથી. રાવણ, હૈહય, દુર્યોધન, નેપોલીયન, ઔરંગજેબ વગેરે ચક્રવર્તી, શૂરા, ઉદાર, સત્ય પ્રતિજ્ઞાવાળા, બળવાન, તથા માની કહેવરાવનારા મોહોટા મોહોટા રાજાઓનું અહંકારથીજ પતન થયું." મારા કરતાં બીજુ કોઈ મોહોટું નથી, હું સઘળું કરી શકીશ" એવું હુંપણું કોઇનુંજ રહ્યું નથી. માટે તમે કદી કોઈ પણ વાતનો અહંકાર રાખતાં નહિ. અહંકાર, અજ્ઞાનનું મુખ્ય ચિન્હ અને પડતીનું પૂર્વ લક્ષણ છે. આ જગતમાં સર્વ પદાર્થોની દશામાં ફેરફાર નિત્ય થાયછે. તમે તમારા પોતાના શરીરમાંજ જુવો, રોજ તેમાં કેટલા ફેરફાર થાયછે. તમે નહાનાં બાળક હતાં તેમ તમારૂં શરીર, મન, આશા વગેરે નહાનાં હતાં. તે વખતે તમારૂં મન સરળ નિર્મળ હતું. કાંઈ પણ ચિંતા નોહોતી. પરંતુ તે તમારી અવસ્થા ટકી નહિ. તમને ન જણાતાં વખત જતો ગયો. તમારૂં શરીર મોટું થયું. યૌવનની છાયા તમારા શરીર ઉપર પથરાઈ. મનમાં નાના પ્રકારના વિચાર આવવા લાગ્યા. આશા દિવસે દિવસે મોહોટી થતી ચાલી. તમારા દૈવને લીધે તમને ધન, માન, સાહાય્ય, સ્વજન, સુખ એ સર્વ અનુકૂળ હશે. તમારૂં રૂપ સુંદર હશે; તમે યૌવનને મદે ઉન્મત્ત થઈ તમારાથી સ્વર્ગ દોઢ આગળ દૂર છે એવું સ-

મજતાં હશો; તમને નહાના પ્રકારનાં સુખનાં સ્વપ્નાં આવતાં હશે; પરંતુ એટલું પાકું ધ્યાનમાં રાખજો કે તમારી આ દશા એવીને એવીજ રહેવાની નથી.એમાં ક્ષણે ક્ષણે ફેરફાર થાયછે.પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, તારા, કાળ, પ્રકૃતિ, વાયુ, જળ, વગેરે મોહોટાં તથા દેવતા કહેવાતા પદાર્થોનું પણ પરિવર્તન થાયછે, તો આવા મોહોટા મોહોટા પદાર્થોના આધાર રૂપ જગતમાં મારા તમારા પરમાણુ જેવા મનુષ્યોનો તે શો ભાર? આપણે અહંકાર તે શેનો રાખવો? ધન, માન, યૌવન; સુખ, જીવન એ સઘળાં વીજળીની પેઠે જોતજોતામાં અનંત આકાશમાં કોણ જાણે ક્યાં નાશ પામેછે કે તેનો પત્તો પણ લાગતો નથી.

ક્રોધ, દ્વેષ, અદેખાઈ તથા હિંસા આ ચાર દુર્ગુણોથી શાં શાં નુકસાન થાય છે તે પાછળ ચોથા પરિચ્છેદમાં કહેલું છે, તોપણ ટૂંકામાં અહીં તેનું સ્મરણ કરાવું છું. સંસાર ચલાવવાનું કામ જે સ્ત્રીઓ ઉપર હોય તેમણે ઉપર કહેલા દુર્ગુણોથી તેમને સાપ જેવા ગણી બીહીને ચાલવું; કારણ, એ દુર્ગુણો જે ઠેકાણે હોય છે ત્યાં મનુષ્યનો ટકાવ થતો નથી. અહીં સંસારમાં તો અનેક પ્રકારના સ્વભાવનાં માણસો હોય છે. તે સઘળાં સાથે હળીમળી સંપ રાખી ચાલવામાં ઘણી ધીરજ, સહનશીલતા, ક્ષમા તથા પ્રેમ હમેશા આપણામાં હોવાં જોઇએ. તે તમારે પોતાનામાં હમેશા હોવા દેવાં જોઇએ.

નિંદાકરવાપણું, ઢોંગ, લોભ, કપટ, તથા અસત્ય આ દુર્ગુણો જે મનુષ્યમાં હોય છે તે મનુષ્ય "મનુષ્ય" નહિ. તેને મનુષ્ય કહેવા એ તો મનુષ્ય શબ્દનો ખોટો ઉપયોગ કર્યા કહેવાય. કારણ, તે માણસના ઉપર કોઈનો પણ વિશ્વાસ બેસતો નથી અને હમેશા સજ્જનોને દોષ દઈ દઈ તેની જીભ કલંકિત થાય છે. આથી કરીને રફતે રફતે તેનો જે ઉત્કર્ષ થવો જોઇએ તે થતો નથી. સારૂં માણસ તેને છાંયડે પણ જતું નથી. આથી પવિત્ર ધર્મ, ઈશ્વરપ્રેમ, વગેરે લાભ તેને કદી થતા નથી, તો તેણે મનુષ્યજન્મમાં આવીને તે શું કર્યું?

ઉતાવળાપણું તથા અમિતાચાર પણ તેવાંજ છે. ઉતાવળા માણસને કોઈ પણ પ્રકારની ધીરજ હોતી નથી. જે માણસ અધીરો છે તેનું વચન કોઈ પણ ઠેકાણે રહેતું નથી. અમિતાચારી માણસના

સમયરૂપી ધનનો ખોટો ખરચ થાય છે તેથી તે કોઈ પણ કામ સારી રીતે કરી શકતું નથી. એ સઘળું ધ્યાનમાં રાખી વિચાર પૂર્વક તમારે ગૃહકૃત્યમાં તત્પર રહેવું.

હવે નિત્યનું કૃત્ય તથા ગૃહકૃત્ય શી રીતે ચલાવવું તેનો વિચાર કરિયે.

નિત્ય સવારના પોહોરમાં એટલે પાંચ છ ઘડી રાત હોય ત્યારે પથારીમાંથી ઊઠવું. પછી ઊંઘ આવે તોપણ ઊંઘવું નહિ. સવારના પોહોરમાં ઊંઘ્યાથી શરીરમાં અતિશય આળસ ભરાય છે અને હમેશા આવી અનિયમિત ઊંઘ લીધાથી પ્રકૃતિ બગડે છે. આથી નાના પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે. માટે નિત્ય નિયમિત વખતે સૂઈ છઘડી રાત હોય તે વખતે ઊઠવાની ટેવ રાખવી; આથી સઘળાં કામ વખતસરં કરવાને ઘણો વખત મળે છે. નહિતો પછી કામની એકદમ ઉતાવળ થાય છે, અને તેથી કોઈપણ કામ સારી રીતે થતું નથી; એટલુંજ નહિ, પણ આખા દિવસમાં જરાપણ વિશ્રાંતિ લેવાને વખત મળતો નથી. હમેશા નિયમપ્રમાણે સઘળું આચરણ રાખ્યું તો શરીર બગડવાનો ઘણો સંભવ હોતો નથી. શરીર સારૂં હોય તો ૬ કલાકથી વધારે ઊંઘ કદી પણ લેવી નહિ. આ પ્રમાણે હમેશા વખતસર પહેલી રાતે સૂવાથી માણસને જે ઊંઘ આવે છે તે બે પોહોર પૂરા થયા સિવાય પૂરી થતી નથી; અને તે વખતે ઊંઘ પૂરી થતાંજ ઊઠે તો ચિત્ત શાંત રહેછે, તથા શરીરમાં ચંચળતા આવેછે. સઘળો શ્રમ ઉતરી જઈ ફરી પોતાનું નિયમિત કામ કરવાને મન ઉત્સાહ પામે છે. ઊઠ્યા પછી પહેલ વહેલાં સ્વચ્છ ઠંડે પાણીએ આંખો તથા મ્હો ધોવું. માણસ ઊંઘમાં હોય છે ત્યારે તેનાં સઘળાં અવયવોની ક્રિયાઓ બરોબર ચાલતી નથી તેથી, મ્હો, આંખ વગેરે તેની ઇન્દ્રિયવાટે નાના પ્રકારનો મેલ શરીરમાંથી નીકળી જ્યાંનો ત્યાં એકઠો થાય છે. તેમાં મ્હોની લાળ ઘણી દૂષિત છે. ઊંઘમાંથી ઊઠતાં વારજ મ્હો ન ધોતાં થૂંક ગળતાં તે દુષિત લાળ પેટમાં ગયાથી તે વિષ જેવી હોવાને લીધે જઠરમાં જાય તો તે ઘણા પ્રકારના રોગનું મૂળ થાય છે. અને આંખનો દૂષિત મળ તથા પાણી નીકળી આંખો છેક નિસ્તેજ થઈ જાય છે. તેમને પાણીની ઠંડી ન પહોંચે તો આં-

અનું તેજ દિવસે દિવસે ઓછું થતું જાય છે; માટે ઊંઘમાંથી ઊઠતાં વારજ મ્હોં તથા આંખો સ્વચ્છ પાણીએ ધોઈ, સારે કપડેથી લૂછ્યા પછી જે કામ કરવાનું હોય તે કરવું. આમ કરવામાં કદી ચૂકવું નહિ. પછી તે વખતે આપણું અંતઃકરણ પ્રસન્ન તથા શાંત હોય છે, માણસોની બોલચાલ તથા કામકાજની ઉતાવળ ન હોવાને લીધે તે વખતે જે કામ કરિયે તે તરફ એકાગ્રચિત્ત લાગે છે. આ વખતે પવિત્ર અંતઃકરણે સર્વનું પાલન કરનાર પરમ કરૂણાળુ જગત્પિતા પરમેશ્વરનું ભક્તિભાવે સ્મરણ કરવું. જે દીનબંધુએ આપણો જન્મ થવા પહેલાં માના પેટમાં, જ્યાં શ્વાસ લેવાની પણ જગા નહિ ત્યાં આપણું રક્ષણ કર્યું, જેણે જન્મ થતાંજ આપણે બીજા પદાર્થ ખાવા અશક્ત હતાં, માટે જીવના સંરક્ષણને અર્થે માના અનુપમ પ્રેમથી ભરપૂર હૃદયમાં અમૃત જેવું દૂધ મૂક્યું; જે આપણે જેમ જેમ મોહોટાં થઇએછિએ તેમ તેમ આપણા ઉત્કર્ષ થવાનાં સાધનો આપણી આગળ તૈયાર કરી મૂકેછે, જેની કૃપાએ આપણને આજે કોઈ પણ પદાર્થની ઓછ નથી, જે સર્વકાળ માબાપપ્રમાણે આપણું અણચિંતવી વિપત્તિઓમાંથી રક્ષણ કરેછે, અને ક્ષણે ક્ષણે આપણું કલ્યાણ કરે છે, તે કરૂણાસાગરના જે અગણિત ઉપકાર આપણા ઉપર છે તેને સારૂ આપણે અનન્યભાવે તેને ચરણે આત્માનું અર્પણ કરી પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરવી એ હરેક મનુષ્યનું કર્તવ્ય કર્મ છે. આવું જે મનુષ્ય ન કરે તે કૃતઘ્ન છે, અને તેના જેવું પાપી જગતમાં બીજું કોઇજ નથી. માટે તમે રોજ સવારના પોહોરમાં એકાંત જગાએ બેસી ઇશ્વરનું સ્મરણ કરજો. અનન્યચિત્તે તેના ચરણમાં પોતાને અર્પણ કરી તેની આગળ ઘણી નમ્રતાથી અને દીનવાણીથી તમે કરેલા અપરાધો માટે તેની ક્ષમા માગજો. તેની ઇચ્છાને અનુસરીને તમારૂં, તમારા ઈષ્ટ મિત્રનું, તમારા પાડોશીનું, શત્રુનું, તથા જગતનાં સર્વ પ્રાણીઓનું કલ્યાણ કરવાસારૂ તેની પ્રાર્થના કરજો. તમને સારી બુદ્ધિ આપી સંસારિક સર્વ કામમાં અચળ ધર્મવાસના તથા સત્ય ધૈર્ય આવે એવું માગજો. ઇશ્વર તમારા ઉપર જે ઉપકાર કરેછે તે તમારાથી કદી પણ ફેડાવાના નથી. માટે

તમારો ન્હાના સરખા હૃદયમાં જેટલું માય તેટલું કૃતજ્ઞપણું બતાવી તેના ઉપર અચળ પ્રેમ રાખો તેથી કાંઇક અંશે તમારૂં કર્તવ્ય કર્મ તમે કર્યા જેવું થશે. આ પ્રમાણે ઈશ્વરનું સ્મરણ તથા પ્રાર્થના કીધા પછી પોતાને શું કરવાનું છે તેનો વિચાર કરવો. કોઈ પણ (ન્હાનું યા મોહોટું) કામ કરવું તે વિચાર કરીને કરવું. જે માણસ વિચાર કર્યાવિના કોઈ પણ કામ કરે છે તેનો પરિણામ કદીપણ સારો થતો નથી. વિચાર કર્યાવિના કામ કરવા માંડયું તો તે કદાચ પૂરૂં થાય, પણ તે ઝાઝા દિવસ સૂધી ટકતું નથી. પાયો બાંધ્યા સિવાય ચણેલું ઘર જેમ બેશી જાય છે તે પ્રમાણે તેના સઘળા મનોરથો ફોગટ જાય છે. અને આગળ દુઃખ ભોગવવાં પડે છે તેથી તે મનુષ્યને પોતાના અવિચારનો અતિશય પશ્ચાત્તાપ થાય છે. માટે જે કામ કરવું હોય તે લાંબો વિચાર કરી કરવું. પછી કઇ વખતે શું અને કેવી રીતે કરવાનું છે તેનું પરિમાણ સમજી જેટલું મારાથી બની શકશે તેટલું હું કરીશ, અને સેંકડો અડચણો આવે તોપણ મારે કરવુંજ જોઇયે એવી પ્રતિજ્ઞા કરી, કામ કરતી વખતે હમેશા પોતાની પ્રતિજ્ઞા ખરી કરવા તરફ લક્ષ રાખવું જોઇયે. આવી રીતે દરરોજ પ્રતિજ્ઞા કરી ફલાણું કામ કરીશ તથા ફલાણું નહિ કરૂં એવો જે નિશ્ચય કર્યો હોય તે નિશ્ચયને અનુસરી કોઇ પણ કામ કર્યું તો પ્રતિજ્ઞા સિદ્ધ કરવાનો મહાવરો થાય છે. પછી એકાદું અઘરૂં કામ હોય તોપણ તે હું કરીશ એવું મનમાં આણવાથી તે કરવું ઘણું મુશ્કિલ થઈ પડતું નથી. પ્રત્યેક ઠેકાણે આત્મસંયમ કરી નિયમવિરૂદ્ધ કોઈ પણ કામ કરવામાં પ્રવૃત્તિ થતી નથી; માટે દરેક ન્હાની મોહોટી બાબતોમાં પ્રતિજ્ઞા કરી આત્મસંયમ કરતાં શીખવું જોઇયે. આવી રીતે આત્મસંયમનો અભ્યાસ દરેક સંસારી માણસને હોવો ઘણુંજ જરૂરનું છે. ઘણાં માણસો હું આમજ કરીશ એવી પ્રતિજ્ઞા કરી પછી કાંઈ વિઘ્ન આવે અથવા વિઘ્ન આવવાનો સંભવ હોય તો તે છોડી દે છે. આ પ્રમાણે ન્હાનાં ન્હાનાં કામમાં પોતાની પ્રતિજ્ઞા ભંગ કરવાની તેને કટેવજ પડી જાય છે. પછી તે કટેવ કેમે કરી છૂટ-

તી નથી. આથી તેનાથી કોઈ પણ મહાન કૃત્ય થવાનો સંભવ હોતો નથી. એમ સમજી કોઈ પણ કામ, નહાનું હોય કે મોહોટું હોય તોપણ, તે એક વખત હાથમાં લીધું કે તે કરવામાં બેપરવાઇ કરવી નહિ. જે કામ હાથમાં લીધું હોય તે પૂરૂં કરવાની એક યુક્તિ છે તે એકે જે કામ જે વખતે કરવા માંડવું હોય તે કામ તે વખતે કરવા માંડી તેના નિયમિત વખત સૂધી કર્યા કરવું. વચમાં બીજી તરફ મન દોડાવવું નહિ. એકમાં બીજું કામ કરવા ગયાં તો એકે પણ સાંગોપાંગ થતું નથી. જે કામ જે વખતે કરવું હોય તે વખતે ફકત તે તરફજ મન લગાડી કરવું. તેથી તે કામ જલદી પૂરૂં થાય છે તથા સારૂં પણ થાય છે. આ વાત હમેશા ધ્યાનમાં રાખવી. સઘળાં કામમાં પોતાનીજ બુદ્ધિએ ચાલવું નહિ. નવું કાંઇ કરવાનું હોય તો તે કામ જેણે ઘણી વખતે કર્યું હોય તેવા પુખ્ત વિચારના માણસો પાસેથી તે કેવી રીતે કરવું તે બાબતની સલાહ લઇ કરવા માંડવું. ઘણી બાઇઓ કાંઈ પણ કામ કરવામાં બીજાની સલાહ લેવામાં ઘણું અપમાન છે એમ માને છે. પણ આવું હુંપદ રાખવું એજ અજ્ઞાનતાનું લક્ષણ છે.

પ્રાતઃકાળમાં ઉઠી સઉથી પહેલાં ઘરમાંનો કચરો વાળીઝાડી ઘર સાફ કરવું. માણસના શરીરમાં મેલ એકઠો થઈ રહ્યો હોય તે ઘણા દિવસસૂધી ધોવાય નહિ તો જેમ રોગ ઉત્પન્ન થાય છે તે પ્રમાણેજ ઘરમાં ખૂણાખોચરામાં, મોરીમાં, સૂવાના ઓરડામાં, તથા રાંધવાની જગામાં નાના પ્રકારનો મેલ એકઠો થાય તો ઘરની હવા બગડે છે. તે માણસ શ્વાસોશ્વાસ લે છે ત્યારે તે તેના શરીરમાં પ્રવેશ કરે છે. તેને લીધે જે રોગ ઉત્પન્ન કરનારા દુર્ગંધીવાળા રજકણો આપણા શરીરમાં જાય છે તે ઝેર જેવા થઈ નાવડે છે. આવી રીતે ઘર ગંદુ થઈ હવા બગડે તેજ સર્વ રોગનું મૂળ છે. માટે સર્વ સ્ત્રીઓએ ઘર સ્વચ્છ રાખવા તરફ પોતાનું નિરન્તર લક્ષ રાખવું જોઇયે. ઘરમાં સ્ત્રીઓજ હમેશા હોય છે તેથી તે સ્વચ્છ રાખવું અથવા ન રાખવું તેનાં, તથા તેથી ઉત્પન્ન થતા ગુણદોષોનાં તેઓજ જવાબદાર છે. સઘળાનું શરીર નીરોગી શું કર્યાથી રહેશે એ સમજવું સ્ત્રીઓને ઘણું અવશ્યનું છે. રોગ ઉત્પન્ન કરનારા જેટલા પદાર્થો છે

તે સઘળામાં નાના પ્રકારની દુર્ગંધથી બગડેલી હવા એક મુખ્ય છે. માટે પોતાના ઘરની હવા ન બગડે એવી સ્ત્રીઓએ હમેશા કાળજી રાખવી જોઇયે. તેમ કરવાનો ઉપાય એ કે પ્રથમ તો ઘરમાં કોઇપણ ઠેકાણે કચરો એકઠો થવા દેવો નહિ. ઘરમાં કચરો એકઠો થયો એટલે હવા બગડવી, ઘર ખરાબ દેખાવું, વિંછી, ઘો, વગેરે ઝેરી જંતુઓ ઉત્પન્ન થવા વગેરે ઘણા પ્રકારનાં નુકસાન થાય છે. ઘરમાંનો કચરો, કોહોડમાંનું છાણ, સડી ગયલું ઘાસ, વગેરે કહાડી ઘરની પાસે આસપાસ કદી ફેંકવું નહિ. નિયમિત જગાએ જ્યાંથી દરરોજ ઝાડુ કહાડનારા લઈ જાય તેવી જગાએ નાંખવો. પોતાને ભાગે કામ આવ્યુંછે માટે માથાઉતારણું કોઇપણ કામ કરવું નહિ. જે કરવું તે ઠીકઠાક મન લગાડીને કરવું. આપણા દેશમાં ઘર લીંપવાની ચાલ છે તે સારી છે, પરંતુ ઘણી બાઇઓ તે ચાલને અવિચારી આચરણથી રોગ ઉત્પન્ન કરનારી કરે છે. છાણથી ઘર પવિત્ર થાયછે એ તેમની સમજ હોવાને લીધે તેઓ એકાદ વખતે મહિનો પંદર દિવસ સૂધી સડી કીડા પડેલું ગંધાતું છાણ સુદ્ધાં ઘર લીંપવાના કામમાં લે છે. આથી ઘરની હવા કેમ બગડે નહિ? માટે સ્ત્રીઓએ આવા પ્રકારનું લીંપવું છોડી દેવું. ઘર લીંપતાં તાજું છાણ લઈ તેમાં ચોથે ભાગે અથવા કાંઈ વધારે ચોખ્ખી જગામાંથી ખોદી આણેલી માટી મેળવવી; તેથી છાણમાંની દુર્ગંધ તથા હવા બગાડનારે બીજા દુર્ગુણો નાશ પામે છે, તથા જમીન પણ સારી સ્વચ્છ રહે છે. આ પ્રકારે દરરોજ અથવા ચાર દિવસને આંતરે ઘરમાંની સઘળી ભોંય લીંપવી તથા ચૂનો લગાડેલો ન હોય તો ભીંત પણ લીંપવી. તેથી માંકણ, મચ્છર, ચાંચડ વગેરે ત્રાસદાયક જંતુઓ ઘણા ઉત્પન્ન થતા નથી. ભીંત ચૂનાથી ધોળેલી હોય તો છ મહિના સૂધી તે ફરીથી ધોળાવવાની જરૂર નથી; કારણ, ચૂનામાં એક પ્રકારનો તીક્ષ્ણ દુર્ગંધ લઈ લેનારો ખાર છે. તેથી હવા નિર્મળ રહી, બીજા મેલથી ઉત્પન્ન થનારાં પ્રાણીઓ પણ ચૂનો લગાડેલ ઠેકાણે ઉત્પન્ન થતાં નથી. ઘરની ભીંતો, થાંભલા, બારણાં, ચોકઠાં, બારસાખ, વગેરે ઠેકાણે તેલવાળા હાથ લૂંછવા, કોયલાથી લીંટા કહાડવા, થૂંકવું, લીંટ લૂંછવું ઇ-

ત્યાદિ કર્મો દેખાવમાં ગંદાં તથા ઉપદ્રવ કરનાર છે. તેમ કદાપિ આપણે કરવું નહિ તથા બીજાને કરવા દેવું નહિ. ઘર આગળ આંગણામાં અથવા વાડામાં સુગંધી પુષ્પોનાં ઝાડ જેવાં કે ગુલાબ, મોગરો, જુઈ, જાઈ, બોરસલી, પારિજાત, (બારસંગો) તગર, તુળશી, ચંબેલી, કેવડો, વગેરે ઝાડો, જગા હોય તો કૂંડામાં અથવા જમીનમાં સારાં દેખાય એવી રીતે રોપવાં. એકની નીચે એક એમ ઝાડો રોપવાં નહિ, તથા તેમની નીચે ગંદા પદાર્થો નાંખવા નહિ તથા નાંખવા દેવા પણ નહિ. ફૂલની સુગંધથી હવામાંની દુર્ગંધ નાશ પામે છે તથા વનસ્પતિને લીધે પવન ઠંડો તથા નીરોગી થાય છે, તે નાક વાટે આપણા શરીરમાં જાય છે એટલે મન પ્રસન્ન થઈ શરીરમાં હોશિયારી આવે છે.

ગૃહકૃત્યમાં ઘર સ્વચ્છ રાખવા વગેરેનાં કામ ગૃહિણીએ પોતે જાતે કરવાં અથવા ચાકર રાખવાની શક્તિ હોય તો તેમની પાસે કરાવવાં. આ ઠેકાણે પ્રસંગોપાત ચાકરોસાથે શી રીતે વર્તવું તેનો વિચાર કરિયે.

ઘણે ઠેકાણે ચાકરો ઘરધણીઆણીને ન ગણકારતાં તેની ઠઠ્ઠા મશ્કરી કરે છે તથા જાણે પોતે શેઠ હોય તેમ તેના ઉપર હુકમ બજાવે છે, એવું જોવામાં આવે છે. આમ થાય છે તે ચાકરોનો દોષ નહિ, એ તો તેને ચલાવનાર માણસનો હોય છે. જે માણસો નહાની સરખી ચાકરીઉપર રહે છે તેઓ ઘણું કરીને કુલીન મર્યાદશીળ હોતાં નથી. હમેશાં ખરાબ સોબતને લીધે તેમની બુદ્ધિ છેક નીચ થયલી હોય છે. તેનું સારૂં વલણ કરી તેમની રીત સુધારવી તથા તેમની પાસે આપણું માન રખાવવું આપણા હાથમાં છે. આપણે તેમની સાથે જેવું આચરણ રાખિયે તેવુંજ તેઓ પણ આપણી સાથે રાખે.

ચાકરોની સાથે બોલવું તે છેક થોડું એટલે કામ જેટલું હોવું જોઇયે. તેમની સાથે ઠઠ્ઠા મશ્કરી કરવી, કારણ વિના હસવું, લજવાવે એવા બોલ બોલવા વગેરે જરા પણ થવા દેવું ન જોઇયે. તોપણ આવી રીતેજ કરવા માટે આખો દિવસ મ્હોં ચહડાવીને ગુસ્સાથી કર્કશ હુકમ કર્યા પ્રમાણે પણ તેમની સાથે બોલવું નહિ. જે ક-

હેવું હોય તે શાંત રીતે પ્રસન્ન મુખથી કહેવું. ચાકરે અપરાધ કર્યો હોય તો તેને સારા મીઠા શબ્દે સમજાવી જરા તિરસ્કાર કરવો. મીઠું બોલી તિરસ્કાર કર્યાથી ચાકરો જેવા આજ્ઞામાં રહે છે તેવા બીજા કશાથીજ રહેતા નથી. કોઈ કોઈ ચાકરોને ઘણા કર્કશ બોલો સંભળાવેછે; વખત પડે મારવામાં પણ આઘું પાછું જોતા નથી. પણ આમ કરવું ઘણી નિર્દયતાનું કામ છે. આથી ચાકરો ઢીઠ, નઘરોળ બને છે. અને પછી તેને આવા ખરાબ શેઠની બીક રહેતી નથી. નરમાશ એ બીજાને પોતાને વશ કરી લેવાનું એક શસ્ત્ર છે. એના જેવું જબરૂં શસ્ત્ર જગતમાં બીજું કોઇજ નથી. મૃદુ વ્યવહાર સિંહ, વાઘ જેવા દુષ્ટ પ્રાણીઓને પણ છેક ગરીબ હરણા જેવાં આજ્ઞામાં રહે એવાં કરી મૂકે છે તો તેથી મનુષ્ય આજ્ઞામાં રહે એમાં શો સંદેહ! ચાકરોનું મન દુભવે એવાં કઠોર મર્મનાં વચન કદી કહેવાં નહિ. આપણે નમ્રતાથી તથા પ્રીતિથી તેમની સાથે ચાલીશું તો તેઓ પણ આપણી સાથે તેવીજ રીતે વર્તશે. કદી ગર્વથી તેમનો અનાદર કરવો નહિ. ઇશ્વરની કૃપાથી આજે આપણો ચઢતો દિવસ છે અને આ સ્થિતિમાં જેઓ આપણે ત્યાં ચાકર રહે છે તેઓ તેમને વિપત્તિમાં રહેવું પડ્યુંછે માટેજ રહેછે. પરંતુ સઘળાના દિવસ સરખા જતા નથી. ક્યારે, કોને સંપત્તિ મળશે, અને ક્યારે કોની દુર્દશા થશે એ કાંઈ નક્કી નથી. જે હાલ આપણે ત્યાં ચાકર છે તે સંપત્તિવાળા થાય અને આપણા ઉપર વિપત્તિ આવી પડ્યાથી કદાચિત્ આપણને તેમને ત્યાં ચાકરી કરી પેટ ભરવું પડે એવા પણ દિવસ આપણા ઉપર આવે એમાં કાંઈ નવાઈ નહિ. કેવો વખત કોઈ ઉપર કેવી રીતે આવેછે એ કાંઈ કહી શકાતું નથી. માટે કદી ચાકરો ઉપર શેઠાઇનો અહંકાર બતાવી તેમની સાથે ક્રૂર આચરણ કરવાં, તેમને અયોગ્ય કામમાં લગાડવા, વગેરે ખરાબ તથા અસભ્ય વ્યવહાર કરવો નહિ. હમેશાં તેમના ઉપર દયા તથા મમતા રાખવી. દુઃખને વખતે તેમની આસનાંવાસના કરવી. તેમને દુઃખ થયું હોય તો મા જેમ છોકરાંની મમતાથી ચાકરી કરેછે તેપ્રમાણે આપણે તેમની સેવા કરવી. તેઓ નીચ ગંદા છે એવી રીતે તેમનો તિરસ્કાર કરવો નહિ. તેઓ દુઃખમાં હોય તો તેમની પાસે જવામાં

કંટાળવું નહિ. ચાકરનો તથા આપણા માદીકરાનો સંબંધ છે એમ સમજી પ્રત્યેક કામમાં તેમની સાથે દયા સહિત વહેવાર રાખવો. ચાકર લોકો આપણી મરજીનું વલણ જોઈ ખુશામત કરે છે, તથા એકમેકનો તથા બીજાઓનો દોષ કહી ધણીનું મન ખુશ કરી પોતા તરફ વાળવાનો પ્રયત્ન કરેછે; તથા લોકોમાં વેરબુદ્ધિ ઉત્પન્ન કરાવવા ઇચ્છેછે. આવા ચાકરોની ખુશામતથી ભૂલાઈ કદી કોઇનો અપરાધ પોતે પંડે જોયાવિના તેને અપરાધી ઠેરવવો નહિ. તથા તેવા પ્રકારથી કોઇની સાથે વેર પણ કરવું નહિ. જે માણસો લોકોની નિંદા કરી આપણી મરજીપ્રમાણે બોલે છે અને સ્વાર્થ સાધી લેવા યત્ન કરે છે તેઓજ વખત આવે બીજા આગળ આપણી નિંદા કરવામાં ચૂકતા નથી. ખુશામતીઆ ચાકરો અજ્ઞાન સ્ત્રીઓની તેમને મ્હોએ સ્તુતિ કરી મીઠું મીઠું બોલી તેમના પેટમાં પેશે છે, અને ઘરની ગુપ્ત વાતો ઘણી સહેલી રીતે જાણી લઈ તે બાહાર કહાડે છે. પછી તેથી થયલું નુકસાન તથા દોષો ઉઘાડા પડે એટલે પોતે કોરા રહી સઘળો દોષ પોતાની ખુશામતથી છેતરાયલી બાયડીઓ ઉપર પડે એવું કરી ઉલટા પોતે સામા થઈ મ્હોઉપર તેમની નિન્દા તથા નિર્ભર્ત્સના કરેછે. આવા લોકો પાસે પોતાનું માન રખાવવામાં ઘણું સંભાળવું જોઇયે. ઘરમાંના પોતાના પતિ, સાસુ, નણંદ, સગાંવહાલાં, વગેરે માણસોની ગુપ્ત વાતો ચાકરો આગળ કદી કરવી નહિ, તેમજ તેમની આગળ તેમની નિન્દા પણ કરવી નહિ. ચાકરોને ખુશી થઈ કાંઈ આપવું હોય તો યોગ્ય વખતે પોતાના પતિ, સાસુ, અગર તેવાંજ બીજા માણસોની સંમતિ લઈ આપવું. તે ઘણું નિયમસર જુજ હોવું જોઇયે. કવખતે તેવો પ્રકાર ગમે તે રીતે અથવા સ્વેચ્છાએ થવા દેવો એ સારૂં નથી. ચાકરે બક્ષિસ મળવાજોગું કાંઈ કામ કર્યું તો તેહેવારને અથવા મોહોટા આનંદને દિવસે આપણી શક્તિ પ્રમાણે તથા તેમની યોગ્યતાને લાયક કાંઈ પણ બક્ષિસ તેમને આપ્યા વિના રહેવું નહિ. વખત પ્રમાણે ન મળ્યાથી તેમનું મન દુભાય છે. જે શેઠ પોતાને કામ કર્યાથી સંતુષ્ટ થઈ વખતે વખતે બક્ષિસ આપતો નથી અને પોતાની સાથે સ-

દૈવ નિષ્ઠુરપણે વર્તે છે તેના ઉપર ચાકરની પ્રેમભક્તિ તથા કૃતજ્ઞતા હોતી નથી. તેવા શેઠના ચાકરો વિપત્તિમાં કાંઈ ઉપકાર કરતા નથી; ઉલટા તેઓ તેના શત્રુ થાય છે. ચાકરોની સાથે બોલવાચાલવામાં ઘણું સંભાળવું જોઈયે. જે રીતથી આપણું તેમની આગળ વજન રહે તેવી રીતે ચાલવું. તેમની સાથે એક આસન ઉપર બેસવું નહિ. તેમની પથારી ઉપર સૂવું નહિ. આપણાં કપડાં વગેરે તેમને વાપરવા દેવાં નહિ. વધારે તો શું, જે આચરણથી તેમનાથી કોઈ પણ પ્રકારે આપણા માનની હાનિ ન થાય તે તરફ પૂર્ણ લક્ષ આપવું. નહાના સરખા ગુન્હાને માટે મોહોટી શિક્ષા કરવી નહિ. નિરપરાધી છતાં ઓછું વધતુ બોલવું અગર શિક્ષા કરવી છેક અયોગ્ય છે. આપણાથી અથવા બીજા કોઈથી થએલી ભૂલનો અપરાધ ચાકરો ઉપર ઢોળી પાડી તેમને શિક્ષાપાત્ર કરવા નહિ. આમ કર્યાથી ચાકરના હૃદયમાં સ્વામિભક્તિ તથા પ્રીતિ રહેતી નથી. ચાકરો ઉપર વધારે વિશ્વાસ રાખી તેમને સઘળું કામ સોંપવું ઠીક નથી. પોતાનો શેઠ અથવા શેઠાણી પોતાના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખેછે એવું નીચ પ્રકૃતિના ચાકરને એક વખત સમજાયું કે તે સઘળું ગળીજવાની પેરવીમાં રહેછે. બજારમાંથી ખાવા વગેરેની વસ્તુ ચાકરો પાસે મગાવવી તે તેમનો ભાવ શો હોય છે તે સમજી બરાબર હિસાબપ્રમાણે મંગાવવી. ઘણાએક લોભી ચાકરો બજારમાંથી જણસ લાવતાં શેઠાણીને તેનો ભાવ ખબર ન હોવાને લીધે એકની બમણી કીમત કહીબારોબાર પૈસા ચોરે છે અગર પૈસા નજ મળે તો લાવેલી ચીજોમાંથી તો કાંઇક ચોરે છે. આવે ઠેકાણે ગૃહિણીએ હોશિયાર રહી જણસ કેટલી છે, કેવી છે, વગેરે સારી રીતે તપાસી જોવું. ચાકર વિશ્વાસુ છે કે કેમ તે સમજવાસાર હમેશાં તેના ઉપર લક્ષ રાખવું જોઇયે. કાંઈ પૈસા, ખાવાનો અથવા બીજો પરચૂરણ પદાર્થ, આમતેમ ઘરમાં રાખવો, અને આપણે જાણે તે તરફ જોતાંજ નથી અથવા આપણને તેનો વિસારો પડ્યો છે એવું ચાકરને લાગવા દેવું. આ પ્રમાણે પોતાની શેઠાણી ભૂલકણી છે એમ ચાકરોને સમજાયું કે તે નીચ પ્રકૃતિના હોય તો તરતજ સઘળાની નજર ચૂકવી આમતેમ પડેલા પદાર્થો ચોરી જાય છે. એના

આવા કામ ઉપર પૂરતું લક્ષ રાખી પોતાના મનમાં તેમની યોગ્યતા વિષે સારો નિશ્ચય કરી હોશિયારીથી ચાલવું. પણ નહાના સરખા ગુન્હાને માટે તેમને ચાકરી પરથી કહાડી મૂકવા વગેરે નિઠુર કામ કરવું નહિ. કોઈ કોઈ ચાકરો પ્રથમ દુષ્ટ હોય છે પણ શેઠના સારા વ્યવહારથી તથા નીતિના બોધથી સારા થાય છે એવું ઘણે ઠેકાણે જોવામાં આવે છે. સારાંશ ચાકરની યોગ્યતા શી તે જાણ્યા સરસોાજ એકાદ નિશ્ચય કરી દેવો નહિ. કેટલાક ચાકરો પહેલ વહેલા ઘણા વિશ્વાસુ હોઈ લાગ આવે કૃતઘ્ની થાય છે. માટે હમેશાં તેમના સાથે ખબરદારી રાખવી એજ યોગ્ય છે. પરંતુ સર્વ વાતમાં આપણે તેમની સાથે માદીકરાનો સંબંધ છે એમ જાણી તેમની સાથે હેતથી ચાલવું.

ઘરમાંની સઘળી જણસો વખત પડે જલદી જડે એવી રીતે ઢાંકીઢૂંકી એક બીજામાં ઘુસાડી ન દેતાં થોડી જગામાં જ્યાં હોય ત્યાં રાખવી. તેમના ઉપર કચરો એકઠો થાય નહિ માટે દરરોજ તે વાળી ઝાડી સ્વચ્છ કરવી. બજારમાંથી આણેલા પદાર્થો સારી રીતે ઝાડકી, વીણી, ઉંદર બિલાડી છોકરાં વગેરે ખરાબ ન કરે તેવે ઠેકાણે ઢાંકી અથવા બાંધી રાખવા. ખાવા પીવાની કોઈ પણ વસ્તુ ઉઘાડી રાખવી નહિ. વસ્તુ ઉઘાડી હોય તો તેમાં કચરો પડે છે તથા નહાના પ્રકારના કીડી, માખી, કીડા, વગેરે જીવજંતુઓ તેમાં પડી તે ખરાબ થાય છે. તે તેવીજ માણસના પેટમાં જાય તો ઉદરરોગ વગેરે વિકાર સહજ ઉત્પન્ન થાય છે. દાળ, ચોખા વગેરે ધાન્યમાં ગોળ, ખાંડ, ઘી, તેલ, મસાલો વગેરે પદાર્થોમાં ઘણો ખરાબ કચરો, અને મૂવેલા તથા જીવતા કીડા હોય છે તે સઘળું વીણી, ઘી, તેલ વગેરે ગાળી તથા ધાન્ય છડી ઝાડકી સાફ કરવું. પછી તે પદાર્થોને ખાવાના કામમાં લેવા. ઘણા લોકો ખાંડ વગેરે વીણ્યા સિવાયજ ખાય છે; પરંતુ તેમ કરવું ઘણું ખરાબ છે. એકાદ પદાર્થ પોતાને જરૂરનો નથી એવો હોય તોપણ તેને આમતેમ રખડતો નાખવો નહિ. કઈ વખતે ક્યા પદાર્થની જરૂર પડે છે એનો કાંઈ ધડો નથી. જે પદાર્થ રાખવા જેવો આપણા હાથમાં આવે તે સંભાળી રાખવો. આ પ્રમાણે જ્યાંનું

ત્યાં સોઇવાર સઘળા પદાર્થો રાખી ઘર સ્વચ્છ તથા જોતાંજ આનંદ ઉપજાવે એવું રાખવું.

ઘર જોયું એટલે ગૃહિણીની પરીક્ષા થાય છે. જે ઘરમાં સર્વ પદાર્થો જ્યાં જેમ જોઇયે ત્યાં તેમ હોઈ ગોઠવ્યા હોય તે ઘરની શેઠાણી ઘણી ચતુર છે એવું સ્વભાવિક રીતિ સર્વના ધ્યાનમાં આવે છે. અને જે ઘર, સઘળા પદાર્થો અસ્તવ્યસ્ત પડી ધૂળ તથા કચરાથી ભરેલું અમંગળ દેખાય છે તેની ગૃહિણીને "ગૃહિણી રોગ" એવું ઉપનામ આપવાનું મન થાય છે. ઘરમાં ભીનાશ ન થાય એવી તજવીજ રાખવી. ઘણું પાણી જ્યાં ત્યાં ઢોળવું નહિ. મોરીમાં કચરો વગેરે પડી દુર્ગન્ધ છૂટે એવું થવા દેવું નહિ. વારેવારે જ્યારે તેમાં કચરો પડે કે તરતજ પાણી નાંખી સ્વચ્છ કરવી. સૂવા બેસવાની જગા જ્યાં ત્યાં સામનથી ભરી નાખવી નહિ તે જગાઓ બને તેટલી ખાલી રાખવાનો પ્રયત્ન કરવો. માણસ જ્યાં સૂવે અથવા બેસે છે ત્યાં તેમના નાકવાટે જે શરીરમાંહેની બગડેલી હવા બહાર નીકળે છે તેથી બહારની પુષ્કળ જગાની હવા બગડે છે. તેજ ફરીથી નાકવાટે શ્વાસ લેતાં અંદર લીધી તો રોગ ઉત્પન્ન થાય છે. જો તેમની બેસવાની તથા સૂવાની જગા વિસ્તીર્ણ તથા મોહોટી હોય તો ખુલ્લી સ્વચ્છ હવા તેમાં ઘણી હોવાને લીધે તેવો પ્રકાર થવો નથી. ઘરમાં જેટલા વધારે પદાર્થો હોય છે તેટલી વધારે જગા રોકાય છે અને ત્યાંની હવાને ખુલ્લી થવાની જગા રહેતી નથી. તેથીજ તેવા ઠેકાણાની હવા બગડે છે. આટલાસારૂ સર્વ પ્રકારની જણસો રાખવા સારૂ એકાદ જુદી ઓરડી જોઇએ. તેવે ઠેકાણે ઘણીવારસૂધી માણસે રહેવું નહિ. કામ જેટલું ત્યાં જઈ તરતજ નીકળી આવવું.

ઘરમાંનાં જમવાનાં, રાંધવાનાં, પાણી રાખવાનાં, પાણી દૂધ વગેરે પીવાનાં વાસણો તથા દૂધ, દહી, છાશ વગેરે રાખવાનાં મટકાં હરરોજ અંદરથી તથા બહારથી ઘશી સાફ ધોવાં જોઇયે. નહિતો તેમના અંગનો મેલ વધી અંદર રહેનાર પદાર્થો ખરાબ થાયછે; તથા વાસણની અંદર લીલ બાઝે છે. તેવાંજ ગંદાં વાસણ પાણી પીવા વગેરેમાં વાપર્યાં તો રોગ થવાનો સંભવ છે. તેમજ પાથરવાનાં, ઓઢવાનાં,

તથા પહેરવાનાં વસ્ત્રો મેલાં થવા દેવાં નહિ. કપડાં માણસના શરીર પર જેટલાં વધારે પાસે હોય છે તેટલો વધારે શરીરમાંના વાળના છિદ્ર-ની વાટે નીકળેલો પરસેવા વગેરે નાના પ્રકારનો મેલ તેમને લાગેછે. તે ફરી પહેર્યાં તો પહેલાંનો તથા નવો નીકળતો સઘળો મેલ શરીરને ફરીને લાગી વાળનાં છિદ્ર બંધ થાય છે. આથી શરીરમાંહિનું લોહી તથા વાયુ બગડી રોગ ઉત્પન્ન થાયછે. માટે વાપરવાનાં વસ્ત્રો સ્વચ્છ રાખવાસારૂ ઘણી સંભાળ રાખવી જોઇએ. પહેરેલાં લૂગડાં રોજ તથા ઓઢવાનાં, પાથરવાનાં કપડાં ત્રણ ચાર દિવસને આંતરે જરૂર ધોવાં જોઈયે. આ પ્રમાણે ઘરમાંના સર્વ પદાર્થો અંદરથી તથા બહારથી ચોખ્ખા કરી સૂર્યોદયની વખતે પ્રાતઃકાળે સ્નાન કરવું. રોજ સવારના પોહોરમાં નહાવાની ટેવ હોય તો શરીરમાં ચંચળાઈ, આરોગ્ય તથા બળ રહે છે. નિત્ય પોતાની પ્રકૃતિથી સોસાય તો ટાઢે પાણીએ નહાવું સારૂંછે. ઠંડે પાણીએ નાહ્યાથી શરીરમાં વિશેષ બળ આવી પ્રકૃતિ ઘણી સારી રહેછે. ઘણી ટાઢ પડી હોય, તાવ આવતો હોય, અથવા વરસાદ પડતો હોય તો પાણી જરા તપાવીને સ્નાન કરવું. પરંતુ શરીર સેકાય એવું હુંનું પાણી સેવાની જે આ દેશમાં રૂઢી છે તે ઘણી હાનિકારક છે. સ્નાન હમેશાં માથા ઉપર પાણી લઈ કરવું એ ઉત્તમ પક્ષ છે. તેમ કરવામાં અડચણજ હોય તો રોજ ગળા નીચે, અને બે ત્રણ દિવસને આંતરે માથું પલાળી, સ્નાન કરવું. પરંતુ શરીર ઉપર પાણી રેડ્યાની અગાઉ માથું નીચું કરી તાળવા ઉપર એક બે કળશીઆ ઠંડા પાણીના રેડી હાથથી થાપટવું. આથી માથું ઠંડું રહે છે. તેમ ન કરતાં માત્ર શરીર ઉપરજ પાણી લીધું તો શરીરમાંની સઘળી ઉષ્ણતા એકદમ માથે ચઢેછે. આમ થતાં થતાં માથામાં શૂળ નાખવી વગેરે ભયંકર રોગો ઉત્પન્ન થાય છે. સ્નાન કરતી વખતે નકામું પાણી શરીર ઉપર ઢોળી કાકસ્નાન કરવું નહિ. પ્રથમ શરીર પલાળી એકાદ ભીના અંગવસ્ત્ર વડે આખું શરીર ઘશીને ધોવું. અને પછી પુષ્કળ પાણીએ સ્નાન કરવું. આ પ્રમાણે હમેશા નાહી ધોયલાં કોરાં લૂગડાં પહેરવાં; ભીનાં વસ્ત્ર કદી પહેરવાં નહિ. ઘણી વખત પાણીમાં રહેવું નહિ. તેમ કર્યાથી શરીર દુઃખવું,

સાંધા દુઃખવા તથા તાવ વગેરે વિકાર થાયછે. વસ્ત્ર પહેરવાં તે ખા-સ્સાં આખા શરીરને ઢાંકે એવાં પહેરવાં. આ દેશમાંની કુલીન સ્ત્રી-ઓ અબોટ અથવા સાદાં વસ્ત્ર પહેરેછે તે કોઈ કોઈ છેક ખરાબ તરેહથી એટલે ઊભાં પહેરેછે. કામ કરતી વખતે અથવા આદત પ-ડ્યાથી બીજે વખતે પણ પાટલી ઊંચી ખોસેછે. આથી ઘણી અમ-ર્યાદા જણાયછે. જુવો, ઊભું લુગડું પહેર્યું તો એક જાંઘ આખી ઉ-ઘાડી દેખાયછે તેમજ કલી ઊંચી ખોસી તો ઘૂંટણ સૂધી પગ દેખા-યછે. આડો છેડો ખોસે છે તે છેક નહાનો હોઈ ચોળીનો આગલો ભાગ બંધ કરવાની રીત ન હોવાને લીધે વક્ષઃસ્થલ ઉઘાડું પડે છે. તેમજ કછોટો મારતાં એકઠો કરી ન માર્યો તો પાછળ પિંડી વગેરે શરીરના ભાગ જણાઈ આવે છે.* માટે લાજાળ કુલીન સ્ત્રીઓએ આવે પ્રકારે વસ્ત્ર પહેરવાં નહિ. વસ્ત્રો પહેરવાં તે લજ્જા રાખવાને માટેજ છે. વસ્ત્રો પણ ૧૬-૧૭ હાથ લાંબાં અને ૨॥-૩ હાથ પોહોળાં છતાં આવી અમર્યાદ રીતે કાં પહેરવાં! ઘણીક બાઈઓ અબોટ હોય છે ત્યારે વખતે વખતે બે ત્રણ હાથનો અથવા ફાટાં હજાર છિ-દ્રવાળા લુગડાંનો કકડો વીટાળી ભર રસ્તામાં સઘળા લોકની આ-ગળથી જતી નજરે આવેછે. તેમાં વિધવા બાઈઓ તો આવા પ્ર-કારના આચારથી અબોટની સીમાજ કરી દે છે. પરંતુ આમ ક-રવું કુલીન સ્ત્રીઓને છેક અયોગ્ય છે. ઉપર જે લજવાવે એવા કે-ટલાક શબ્દો લખ્યાછે તે પુસ્તકમાં લખવા તદન અનુચિત છે, પ-રંતુ આ દેશની સ્ત્રીઓનું અમર્યાદ આચરણ દીઠું એટલે લાજથી માથું નીચું કરવું પડેછે. આવા પ્રકારનો મારી જાતિનો અપમાનકારક વ્યવહાર હૃદયથી સહન થતો નથી માટેજ ઘણા દુઃખથી આ ઉદ્ગાર બહાર કહાડ્યા છે. આને માટે મને સર્વ લોકોએ ક્ષમા કરવી.

---

* દક્ષિણી સ્ત્રીઓનો પહેરવેશ જુદી તરેહનો હોવાને લીધે તે-મને આ વર્ણન લાગુ પડેછે. આપણા ગુજરાતની સ્ત્રીઓને લાગુ પડતું નથી. ગુજરાતી સ્ત્રીઓની પણ પહેરવેશને લગતી કેટલીક રીતો છે જેથી મર્યાદાનું યથાવત્ રક્ષણ થઈ શકતું નથી. પણ તેનું વર્ણન કરવાની આ જગા ન હોવાથી તે બાબત અહીં વિસ્તાર કર્યો નથી.

રસ્તામાંથી પાણી વગેરે લાવવા જતાં પણ વસ્ત્રતરફ બરોબર ધ્યાન હોતું નથી. આ વિશેષ લાજ લગાડે એવું છે. માટે તેવું ન થવા દેવા તરફ સર્વેએ પૂરતું લક્ષ પહોચાડવું જોઇયે. પાણી વગેરે લાવતાં તથા બીજાં કામ કરતાં વસ્ત્ર સંકોચી લેવાં પડે છે ખરાં, પણ છેક અસાવધગીરીએ ઉપર કહ્યાપ્રમાણે ન કરતાં મર્યાદાથી શરીર તથા અવયવો દેખાય નહિ તેવી રીતે સંકોચવાં. બર રસ્તામાંથી જતાં કાંઈ પણ ઉપવસ્ત્ર શરીર ઉપર લીધા સિવાય જવાની અહીંની સ્ત્રીઓની રીત છે. તેમજ પારકા માણસની આગળ અથવા સભા જેવે ઠેકાણે માથું ઉઘાડું રાખી બેસવાની, આડો છેડો ખોસવાની, વગેરે ચાલ છેક રૂઢીમાં આવ્યાને લીધે ખરાબ છે એમ લોકોની સમજમાં આવતું નથી. પરંતુ વિચાર કરતાં તે ખરેખર ખરાબ છે એવું સમજાશે. માટે કુલીન સ્ત્રીઓએ તે છોડી દેવી. બહાર જતાં અથવા પારકા માણસને મળવાની જરૂર પડ્યે માથાથી તે પગસૂધી શરીર ઢંકાય એવું એકાદ ઉપવસ્ત્ર ઓઢવું એ ઠીક છે. આપણા દેશમાં આ ચાલ નથી પણ ઉત્તર હિંદુસ્તાનમાં છે; તે ઘણીજ ઉત્તમ છે એમ લાગે છે. માટે બીજાની ઉત્તમ ચાલ આપણે લેવી એજ ઉત્તમ છે. નીતિમાન લોકોએ "અતિ નીચ પાસે જો એકાદ સારો ગુણ અથવા ચાલ હોય તો તે આપણે અવશ્ય સ્વીકારવી" એવું કહ્યું છે. આપણા દેશમાં લગ્ન કાર્યમાં ફરનારી વરમા વગેરે બાયડીઓ (વાંસો જેથી બરોબર રીતે ઢંકાતો નથી તેવા) કકડા ( તે પણ બેવડા એટલે તેની લંબાઈ સરાસરી ૨॥-૩ હાથ તથા પોહોળાઈ ૨॥ હાથ એટલી હોય છે) ઓઢે છે, પરંતુ તેનો જોઇયે તટલો મર્યાદાના રક્ષણ તરફ ઉપયોગ ન થતાં બીજાં ઘરેણાં પ્રમાણે શોભા વધારવાતરફજ થાય છે. હશે, હવે આપણે આપણી વાટ લઇયે.

સ્નાન થયા પછી પોતાનું નિત્યકર્મ સઘળું બરોબર સ્વચ્છ તથા જલદી કરવું. એકાદ કામ હાથમાં લઈ વ્યર્થ લંબાવવું નહિ. આમ કર્યાથી કામ કરવાનું હોય છે તે તો છૂટતું નથી, ઉલટું આપણને ઘણું કષ્ટ થઈ વિશ્રાંતિ લેવાનો વખત પણ મળતો નથી. સઘળાં કામ જલદી આટોપી લીધાં તો વિશ્રાંતિ લેવાને વખત મળે છે. પોતા-

થી થઈ શકે તેવું કામ પાસે હોય તો તરતજ તે કરી નાંખવું. સાસૂ, નણંદ, જેઠાણી, દેરાણી, વગેરે તે કરશે એવી વાટ જોઈ બેશી રહેવું નહિ. પોતાને હાથે થઈ શકે એવું કામ (નહાનું યા મ્હોટું) હોય તો તે કરવાનો બીજાને શ્રમ પડવા દેવો નહિ. અઘરૂં હોય તોપણ પ્રયત્ન કર્યાથી મનુષ્ય સર્વ પ્રકારનું કામ સિદ્ધ કરી શકે છે. કામને હાથ ન લગાડતાં નકામા "મારાથી તો તે થનાર નથી" એમ બોલી આળસાઈ બેશી રહેવું નહિ. પોતાનાથી બનતો પ્રયત્ન કરી જોવો.રસોઈ કરવી એ સ્ત્રીઓનું મુખ્ય તથા જોખમનું કામ છે. રસોઈ સારી સ્વાદિષ્ટ, સ્વચ્છ થાય તો મનુષ્યને તે ભોજનથી બળ આવે છે અને રોગ થતા નથી. માટે રસોઈ કરવી તે પાકશાસ્ત્ર શીખીને ઉત્તમ રીતે કરવી. તેમજ કઈ વસ્તુમા કયા પદાર્થ ખાવામાં આવે તો રોગ ઉત્પન્ન થાય નહિ વગેરે શીખવું પણ અવશ્ય છે.સારાંશ બધાની પ્રકૃતિ ઠીક રહે એવા પ્રકારની ખાવા પીવાની વ્યવસ્થા રાખવાનું કામ સ્ત્રીઓનું છે. માટે તેમાં તેમણે ઘણી સંભાળ રાખવી જોઇએ. રસોઈ કરી અથવા કરાવી સર્વેને જમાડવા. એકજ ઠેકાણે જમવા બેઠેલાં માણસોમાં પંક્તિભેદ થવા દેવો નહિ. ઘણી બાઇડીઓ પંક્તિભેદ કરે છે. આ તેમની ઘણી ખરાબ આદત છે. સર્વે સ્ત્રીઓએ આ ખરાબ ટેવ તદન છોડી દેવી. ઘરમાંહેના સર્વે માણસો જે ખાય તેના કરતાં આપણે વધારે અથવા સારૂં ખાવું નહિ. કોઈ પદાર્થ ઘરમાં આવ્યો હોય તો તે સઘળાને યથાયોગ્ય વંહચી આપી પોતે જે રહે તેમાંજ સંતુષ્ટ રહેવું. કદાચિત તે આપણે ભાગે ન આવ્યો તો મનમાં ખોટું લગાડવું નહિ. આ પ્રમાણે સર્વ બાબતોમાં સ્વાર્થ તજીને વર્તણુક રાખવી. નિઃસ્વાર્થી તથા સંતુષ્ટ માણસ છેક દરિદ્ર અવસ્થામાં પણ સુખમાં વખત કહાડે છે. સર્વ પૃથ્વીનો અધિપતિ હોઈ તે જો સ્વાર્થી તથા લોભી હોય તો તેને પેલા સંતોષી માણસના સુખનો લેશ માત્ર પણ મળતો નથી. ઘરમાંના સર્વ મનુષ્યને પોતાને વશ રાખવામાં નિઃસ્વાર્થ પ્રીતિ જેવું વશીકરણ પૃથ્વી ઉપર બીજું કાંઇજ નથી.

ઘરમાંના મનુષ્યોસાથે, મર્યાદા પ્રીતિ તથા ભક્તિયુક્ત સર્વ વ્યવહાર રાખવો. કોઇની સાથે વધારે વાચાળપણું અથવા કજીઓ કરવો

નહિ. કોઈ કાંઈ ખરાબ બોલે તો આપણે પણ તેને ઉલટાવી ખરાબ શબ્દો કહેવા નહિ. સર્વના બોલ અથવા ખરાબ વ્યવહાર ઘણા ધૈર્યથી સાંસવો. કોઈની સાથે મ્હો ચહાવીને બોલવું નહિ. કોઈ કાંઈ પૂછે તો પ્રસન્ન મુખ કરી શુદ્ધ અંતઃકરણથી સમયને યોગ્ય ઉત્તર આપવો. આગળ પાછળનો વિચાર કર્યા સિવાય કાંઈ બોલવું નહિ. કોઈની ચાડી ખાવી નહિ. સઘળાનું બોલવું સાંભળી આપણા મનમાં તે યાદ રાખવું. કોઇની ગુપ્ત વાત બીજા આગળ કરવી નહિ. કોઇનો વિશ્વાસઘાત કરવો નહિ. આપણે કોઇનું ખરાબ કરવું નહિ. તેવા પ્રકારનો વિચાર મનમાં પણ ન આવે એવું કરવું. આપણું કોઈ ખરાબ કરે તો તેને ક્ષમા કરવી. ખરાબ આચરણને બદલે ખરાબ વ્યવહાર ન કરતાં ભલું કરવું. સાસૂ, સસરા, જેઠ, મ્હોટો દિયર, મ્હોટી નણંદ તથા તેમનાં જેવાં બીજાં ગુરૂજનોની દેવ પ્રમાણે ભકિત કરવી. ધર્મને અનુસરીને હોય એવો સઘળાંનો ઉપદેશ સાંભળી તે પ્રમાણે આચરણ રાખવું. સર્વદા તેમના ઉપર પ્રીતિ રાખવી. પોતાનાથી બને તેટલી તેમની સેવા ચાકરી કરવી. ગુરૂજનનું અપમાન કદી કરવું નહિ. તેમની આગળ નિર્લજ પ્રમાણે હસવું, બોલ્યા વગર અમર્યાદાના બોલ બોલવા, હાથ પગ પસારીને બેસવું, તેમને મ્હોએ ચહડી બોલવું, અયોગ્ય ઉત્તર આપવા, કંકાસ કરવો, તેમની મરજી વિરૂદ્ધ પોતાના મનમાં આવે તેમ કરવું, મોહોટું માણસ ઘરમાં છતાં પોતે શેઠાણી પ્રમાણે વર્તવું, તેમના ઉપર હુકમ કરવો વગેરે અનાદર દર્શાવનારાં આચરણ કદી કરવાં નહિ. પોતાની સેવા પોતે સશક્ત છતાં પોતાથી મોહોટાં માણસ પાસે કરાવવી નહિ, તેમજ પરપુરૂષની પાસે પણ કરાવવી નહિ. ભાઈ, બાપ તથા પતિ સિવાય બીજા કોઈ પણ પુરૂષની સાથે એક આસન ઉપર અથવા છેક પાસે નિર્જન ઠેકાણે બેસવું નહિ. પુરૂષો સાથે ઠઠ્ઠા મશ્કરી કરવી નહિ. તેમની આગળ લજવાવે એવા શબ્દો બોલવા નહિ. તે તેવા શબ્દો બોલવા માંડે તો આપણે ત્યાંથી દૂર જવું, અથવા મીઠું બોલી તેવા અમર્યાદ બોલવાથી તેમને રોકવા. કદી કોઇને ગાળ દેવી નહિ. કોઈનું મન દુખાય એવું કૂર બોલવું નહિ. કોઈની સાથે કપટ કરવું નહિ. સત્યનું

અપમાન કરવું નહિ. અસત્ય બોલી, અથવા ખરાબ આચરણ ક- રી પોતાનું હિત કરી લેવાનો પ્રયત્ન કરવો નહિ. કોઈના દુષ્ટ બોલ- વામાં પોતે મદદ કરવી નહિ. બનતો પ્રયત્ન કરી સઘળાની સાથે શાંત- તા તથા પ્રીતિથી ચાલવું. ન્હાનો દિયર, નણંદ, દેરાણી, જેઠાણી, શોક્યનાં છોકરાં વગેરેની સાથે ઘણી નમ્રતા તથા મમતાથી વર્તવું. કોઈની પણ સાથે પોતે વેર કરવું નહિ, તથા બીજાને કરવા દેવું નહિ.

પોતાનું કામ છોડી નકામો વખત ગાળવો નહિ. ઘરના દરવાજા ઉ- પર અથવા બારીમાં બજારમાંનો તમાશો જોવા ઉભાં રહેવું નહિ. આ- ખા દિવસમાં કોઈ પણ વખતે નકામાં બેશી અથવા સૂઈ રહેવું નહિ. દિવસે ઊંઘવું સ્ત્રીઓને છેક અયોગ્ય છે. બપોરે સઘળાનું જમવું થયા પછી બધાનો સમાચાર લઈ છેવટે પોતે જમવું. જમણ મિત તથા પોતાની પ્રકૃતિથી સહન થાય તેવા પ્રકારનું હોવું જોઈયે. ઘણું વધારે જમવાથી આળસ આવે છે અને પછી કાંઈ પણ કામ થ- તું નથી. માટે નિયમસર થોડું જમવું. પછી ઘરનું કામ આટોપી ઘરમાં કિયા પદાર્થો છે અથવા નથી તે જોવું. કોઈ પદાર્થ થઈ રહ્યો હોય તો તે તરતજ મંગાવી બરોબર તજવીજથી રાખવો. જમાખ- રચનો હિસાબ પોતે સારી રીતે રાખવો. સર્વ કામમાં નિયમસર આ- ચરણ રાખવું. આયપતના કરતાં વધારે ખરચ કદી કરવો નહિ. ફા- કટ ઉડાઉપણે દ્રવ્યનો ખોટો ખરચ કરવો નહિ. સંસારી મનુષ્યોએ દ્રવ્ય ઘણું સંભાળી રાખવું જોઈયે. "દ્રવ્ય મનુષ્યનો બહારનો પ્રાણ છે" એવું વિદ્વાનોનું કહેવું છે. જ્યાંસૂધી માણસની પાસે પૈસા છે ત્યાંસૂધીજ લોકમાં તેની આબરૂ રહે છે. દ્રવ્યહીન માણસ મોટો કુલીન તથા ગુણિયલ હોય તોપણ લોક તેનું માન રાખતા નથી. મનુષ્યને સગળી વખતે પૈસાની ગરજ પડે છે. વિપત્તિમાં પૈસાસરખો મિત્ર બીજો કોઈ નથી. પૈસો હમેશા કોઇને હાથ લાગતો નથી. એ- કાદ વખત જ્યારે પુષ્કળ પૈસો મળવા માંડે છે ત્યારે મનુષ્યને ઘણો ગ- ર્વ આવે છે, પરંતુ તેવો ગર્વ ઘણા વખતસૂધી ટકતો નથી. માટે કોઈ પણ પ્રકારે ગર્વ ન આણતાં બને તેટલું દ્રવ્યનું રક્ષણ કરવું. જે પદાર્થ મંગાવ્યા વિના ચાલેજ નહિ તેજ મંગાવવો. જરૂર ન છતાં

જાસ્તી પૈસા આપી કાંઈપણ વેચાતું લેવું નહિ. નિરર્થક ઊંચાં ઊં-ચાં કપડાં લેવાં, અથવા એવાજ પ્રકારનો બીજો ખોટો ખરચ કરવો નહિ. એક પૈસો, દમડી, કોડી એવા એવા નહાના નહાના ઘણા ભાગ મળી લાખો રૂપિઆ એકઠા થાય છે. તેમજ નહાના નહાના રૂપથીજ લાખો રૂપિઆ નાશ પામે છે. આવો વિચાર કરી જેમ થોડામાં સઘળો ખરચ થાય તેવી તજવીજ રાખવી. સર્વત્ર મિતઆચરણ તથા *મિતવ્યય, ઘણું હિત કરનાર છે. પોતાના પતિનો મત લીધા સિવાય કાંઈ પણ કામ કરવું નહિ, તેમજ પૈસા પણ ખરચવો નહિ; પરંતુ તે ઘરમાં ન હોય ને કાંઈ કામ જે કર્યાવિના ચાલે નહિ તે એધડક કરવું. સારો રસ્તો લઈ વિચારપૂર્વક કાંઈ કામ કરવામાં બીવું નહિ. ધર્મ, પરોપકાર, દેશનું હિત વગેરે સારાં કામમાં દ્રવ્ય ખરચવામાં ઓછ મૂકવી નહિ. આવે ઠેકાણે કૃપણપણું છેક નિંદ્ય તથા દોષ દેનારૂં છે. "દાન કરતાં મોહોટો ધર્મ નથી" એવું સાધુ જનો કહે છે. માટે સર્વ મનુષ્યોએ પોતાની શક્તિપ્રમાણે બને તટલું દાન કરવું. દાન તે જેને કરવું તેની પાસેથી ઉપકાર મનાવવા માટે કરવું નહિ. જે કાંઈ કરવું તે નિઃસ્વાર્થ બુદ્ધિએ કરવું. દાન ઘણા પ્રકારનાં છે. તેમાં દ્રવ્યદાન, અન્નદાન, વસ્ત્રદાન વગેરે કેટલાંક દાન મુખ્ય છે. દ્રવ્યદાન કરવામાં પાત્ર અપાત્રનો વિચાર કરવો જોઇયે. જેને દ્રવ્ય આપ્યાથી તે તેને ખરાબ કામમાં લગાડશે એવો સંભવ હોય તેવા માણસને દ્રવ્ય કદાપિ આપવું નહિ. જે લોકો પુષ્ટ હોઈ આળસુ થઈ બારણે બારણે ભીખ માગતા ફરે છે અને કોઈ પણ પ્રકારનું કામ કરતા નથી તેવાને દ્રવ્ય આપવું નહિ. તેવા શક્તિવાન ઢોંગીઓને દ્રવ્ય આપ્યાથી આળસ વધારવું સરખું થાય છે. તે લોકો શ્રમ કર્યાવિના મફતનું ખાવાનું મળ્યાને લીધે કાંઈ પણ મહેનત કરતા નથી. ખરે-ખરજ, જો કોઇને વગર મહેનતે પોતાનું ગુજરાન ચાલે છે એવો ભરોંસો પડે તો પરિશ્રમ કરવાની કાંઈ કોઇને હોંસ છે? આમ શ્રમ વિના જેમનો જન્મસૂધી સુખે નિર્વાહ થાય છે તેમને કોઈ પણ પ્રકારની ચિંતા હોતી નથી. તેથી તેઓ નાના પ્રકારનાં દુષ્કર્મો કરવા માંડે

---

* નિયમસર ખરચ.

છે. મનુષ્યનું મન કદી નકામું રહી શકતું નથી. તેને કોઈ પણ કામમાં ગૂંથવું જોઈએ. તેને સારા વિષયમાં ગૂંથાવાનો લાગ ન હોય તો તે ખરાબ કામમા ગૂંથાઈ મનુષ્યનું અનિષ્ટ કરે છે. આળસુ લોકોનું મન કોઈ પણ શ્રમથી સાધી શકાય તેવા કામમાં ગૂંથાતું નથી. તો અર્થાતજ તેઓ પોતાના ખરાબ રસ્તે જનાર મનને વશ થઈ અનેક પ્રકારનાં દુષ્કર્મો કરે છે. આથી એકલા તેઓજ નાશ પામે છે એમ નથી, તેમને લીધે મનુષ્યમંડળ ઘણું પીડાય છે. માટે તેવા આળસુ સાધુનો વેશ લઈ ખરાબ કામ કરનારા અસાધુ લોકોને કદી દ્રવ્ય આપવું નહિ.

ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી, ટાઢથી વ્યાકુળ થયલાને વસ્ત્ર, શોકથી આકુળ થયલાને દિલાસો, ઉત્સાહ ભાગી ગયો હોય તેને ધીરજ, અનાથને આશ્રય, વગેરે દાન કરવાં ઘણાં અવશ્ય છે. આંધળા, પાંગળા, મૂગા, ઠૂંઠા, મોહોટા રોગથી પીડાતા, ઘરડા, દુઃખી વગેરે માણસોને પોતાથી બનતી મદદ કરવી. એવા મનુષ્યોને જોઈ તેમની ઠઠ્ઠા મશ્કરી કરી અથવા કાંઈ ઉપદ્રવ કરી તેમનું મન દુખવવું નહિ. કાળક્રમે આપણી પણ અવસ્થા તેવીજ થાય એ નવાઈ જેવું નથી. તમને પરમેશ્વરે જેટલી શક્તિ આપી હોય તેના પ્રમાણમાં તમે નિઃસ્વાર્થી થઈ પરોપકાર કરજો. આ તમારી અવશ્ય ફરજ છે. કોઈના ઉપર ઉપકાર કરી તેની તરફથી પ્રત્યુપકારની આશા મનમાં રાખતાં નહિ. તમને પરમેશ્વરે જેટલી વધારે શક્તિ આપી છે તેના પ્રમાણમાં તમારે વધારે ઉપકાર કરવો જોઈએ. તમારે હાથે ઉપકાર થયો તો " અમે ઘણાં મોહોટાં, લોકોના ઉપર અમારા ઘણા ઉપકારો છે, પરંતુ અમારા ઉપર કોઈના નથી " એવી શેખી કદી કરવી નહિ. તમે લોકો ઉપર ઉપકાર કરોછો તે ઉપકાર નથી, તે તો તમે લોકોનું કરજ ફેડો છો. લોકોના જે અપાર ઉપકાર તમારા ઉપર છે તે તમે જન્મસૂધી તમારાં શરીર સૂકવો તોપણ તમારાથી ફેડાવાના નથી. જુવો તમારાં માબાપે પ્રથમ તમારા ઉપર કેવા ઉપકાર કર્યા છે તે યાદ કરો. તમે છેક નાહાનાં અશક્ત બાળકો હતાં ત્યારે તેમણે પોતાનું સુખ તજી ઘણો શ્રમ કરી તમારૂં સર્વ પ્રકારે હિત તથા પાલન કર્યું. આવું તેમનું સો જન્મ લીધાથી પણ ન ફેડાય એવું ઉ-

પકારરૂપી ત્રણ તમારા ઉપર છે તે તમારાથી બને તેટલી તેમની સેવા ચાકરી કરી,તેમના ઉપર ભક્તિ રાખી, તેમની આજ્ઞા માની તથા તેમણે જેવું તમારૂં રક્ષણ કર્યું તે પ્રમાણેજ તમારે તમારાં સંતાનનું પાલન તથા હિત કરી ફેડવું જોઇયે. તેમજ મનુષ્યમંડળે તમને ધન, માન, પ્રીતિ, સારૂં શાસન, સુખ વગેરે આપી તમને કરજદાર કર્યા છે. માટે તમે પણ પોત પોતાના પાડોશીને વખત પડે બને તેટલી મદદ કરી, તેમના ઉપર પ્રીતિ રાખી, મને માન આપી તેમના ત્રણમાંથી છૂટાં થજો. કોઈ ખરાબ માગ જતું હોય તો તમે તેને સારે રસ્તે ચઢાવજો. તથા લોકોના ઉપર સ્વાર્થ રહિત ઉપકાર કરી હવે પછીથી થનાર મનુષ્યોમાંના થોડાને પણ તમારા કરજદાર કરી મૂકો. દુર્બળ તથા અડચણમાં આવી પડેલા પ્રાણીને મદદ કરવા જેવો ઉત્તમ ધર્મ કોઈજ નથી. માટે દુર્બળ લોકોને પોતાથી બનતી સાહાય્ય કરવી. ગૃહસ્થનો આશ્રય મળવાની સઘળાને આશા હોય છે. માટે પોતાની જેટલી શક્તિ હોય તેના પ્રમાણમાં કોઈની આશા ભાંગવી નહિ. તમારા તરફથી કોઈ પણ પ્રકારનો લાભ થવાની આશા જે માણસો રાખતાં હોય તેમનો અનાદર કરતાં નહિ. તમને ઈશ્વરે તેવી શક્તિ આપી છે માટેજ બીજા લોકો તમારા મ્હોં તરફ જુવેછે. જે વૃક્ષ ફળથી ભરપૂર છે તે તરફજ મનુષ્યો તથા પક્ષી વગેરે ફળ ખાનારા જન્તુઓ ઘણી આશાએ જાય છે. છાયાવાળા ઝાડ તરફજ તડકાથી તપેલું પ્રાણી દોડે છે. ઝાડ જો શાખા, પત્ર, પુષ્પ તથા ફળ વિનાનું હોય તો તે તરફ કોણ જશે ! જે પ્રાણીઓ તમારે આશ્રયે હોય તેમની સાથે ક્રૂર વ્યવહાર રાખતાં નહિ. સર્વની સાથે સ્નેહથી વર્તનારા પરોપકારી શાન્ત માણસોને કોઇનો ભય હોતો નથી. તેમનાઉપર સઘળાંની પ્રીતિ હોયછે. જે માણસ વિપત્તિમાં બીજાને સાહાય્ય કરેછે તેનાઉપર ખરાબ પ્રસંગ આવ્યો તો તેને ચારે તરફથી મદદ મળેછે. તમે સઘળા ઉપર તમારી સત્તા બેસાડવા ઈચ્છતાં હો તો સઘળાં ઉપર પોતાના પ્રાણ પ્રમાણે પ્રેમ રાખજો. તેથી સર્વ તમારે વશ થશે. જબરદસ્તીથી, દુઃખ દીધાથી, ભય બતાવ્યાથી, અથવા એવા કઠોર ઉપાયોથી કોઈ કોઈને વશ થતું નથી. જગ-

ત્માં પ્રેમનું રાજ્ય છે. જોરનું નથી. સારાંશ, જે માણસ પ્રેમાળ તથા પરોપકારી છે તેના જેવું સુખી બીજું કોઇજ નથી. કારણ, તે સઘળાની પ્રીતિનું પાત્ર થાયછે. સજ્જન નિઃસ્વાર્થ ઉપકાર કરી જેટલો સુખી થાયછે તેટલો દુર્જન આખી પૃથ્વીનો રાજા થયેથી પણ થતો નથી. સર્વપ્રાણી ઉપર દયા રાખજો. કોઈ માણસ કાંઈ ખરાબ કામ કર્યાથી જગત્માં નિન્દાને લાયક થયું હોય તોપણ તેની તમે નિન્દા કરતાં નહિ. તમારાથી બને તો તેના દુર્ગુણો છોડાવી તેને સારે રસ્તે લગાડજો; પણ કોઈની નિન્દા કરી લોકમાં તમારી મોહોટાઈ મારતાં નહિ; કારણ નિર્દોષ કોઈજ નથી. જે માણસની નિન્દા કરી તમે મોહોટાં થવા માગોછો તેના દોષ ઊઘાડા પડ્યા છે માટેજ આજે તે નીચ અને તમે ઉત્તમ. પણ એક વખત વિચાર કરી જુવો, કે લોકોનાં ન દેખતાં તમે કેટલાં પાપ કર્યાં છે? તેથી તમને એવું જણાઈ આવશે કે તમે જેની નિન્દા કરોછો તે તમારા કરતાં હજાર દરજ્જે ઉત્તમ છે. ચાર બાયડીઓ એકઠી થઈ એટલે લોકોના દોષો ઊઘાડા કરવાનો ઘણું કરી તેમનો સ્વભાવ હોયછે; પરંતુ તેવા સ્વભાવથી ઘણાં ખરાબ પરિણામ થાયછે. એક તો તેમ કર્યાથી સારા વિષય ઉપર બોલવાનો અવકાશ મળતો નથી. બીજું, પારકાની નિન્દામાં આપણો અમૂલ્ય વખત વ્યર્થ નાશ પામે છે. ત્રીજું, આપણા ઉપર કોઇનોજ પ્રેમ રહેતો નથી. ચોથું, લોકોમાં આપણી નિન્દાખોરની સાખ પડી અતિશય અપ્રતિષ્ઠા થાયછે. પાંચમું, સર્વ દુઃખનું મૂળ, દરિદ્રતાનું પીયર, તથા સર્વથી ભયંકર જે કજીયો તેનો પાયો નખાયછે. આવે પ્રકારે લાખો અનર્થની જનની જે નિન્દાપણું તેને કદી તમારે પોતાના હૃદયમાં જગા આપવી નહિ. બીજાં નીચ અને પોતે મોહોટાં એવો અહંકાર રાખવો નહિ. એક બાપનાં દસ છોકરાં હોય તો તેની એક ઉપર મોહોટું માટે વધારે અને બીજાં ઉપર નહાનાં માટે ઓછી પ્રીતિ હોતી નથી. તેને સઘળાં છોકરાં સરખાં વહાલાં હોયછે. તેમજ જગત્પિતા પરમેશ્વર પોતાની સઘળી પ્રજા ઉપર સમાન પ્રીતિ રાખેછે. તેની આગળ કોઈ નહાનું તથા કોઈ મોહોટું એવો ભેદ નથી. તે પરમ કારુણિક છે. તેણે જગતમાંના સર્વ પદાર્થોના સઘળા-

ને સરખા ભાગીદાર કર્યા છે. સઘળા પ્રાણીઓ સરખેભાગે તેની દયા-ને પાત્ર છે. તો તમારે ફોગટ પોતાનામાં મોહોટાઈની શેખી શા માટે રાખવી જોઇયે? મનુષ્ય, પશુ, પક્ષી વગેરે સર્વ પ્રાણીઓ સાથે તમારે વાજબી તથા દયાળુ વ્યવહાર રાખવો. કોઇએ તમારા ઉપર ઉપકાર કર્યો તો તમે તેણે કર્યો હોય તેના કરતાં દશગણો વધારે તેના ઉપર ઉપકાર કરજો. કારણ, પહેલાં જે ઉપકાર કરે છે તેમને આપણાથી કાંઈ ઉપકાર થશે એવી આશા હોતી નથી. અને એમ કરતાં હોય તોપણ ભવિષ્ય કાળમાં તેમ થશે કે નહિ તેનો નિશ્ચય હોતો નથી. આવે વખતે પ્રથમ જે ઉપકાર લોકોથી આપણા ઉપર થાય છે તેની યોગ્યતા આપણે દશગણો ઉપકાર કરિયે તેના કરતાં વધારે હોયછે. કોઈ પરોણો તમારે ઘેર આવે તો તેનો સારી રીતે આદરસત્કાર કરજો. મીઠું બોલી તેનું મન સંતોષ પામે તેવું કરજો. સત્ય તથા મીઠું બોલ્યાથી મનુષ્યનાં મનને જે સંતોષ થાયછે તેવો બીજા કશાથીજ થતો નથી.

ઘરમાં જે જે પદાર્થો હોય તે સઘળાની યાદી કરી તે સંભાળી રાખવા. કોઈ જરૂર પડે માગી ગયું હોય તો તે કયે દિવસે, કોણ, ક્યારે કેટલા દિવસની મુદ્દત કરી લઈ ગયું છે તે તથા ક્યારે પાછું આપ્યું તે સઘળું સ્મરણપુસ્તકમાં અગર જમાખરચ લખવાના ચોપડામાં નોંધી રાખવું. તેથી ગરબડાટ ન થતાં સઘળું બરાબર ધ્યાનમાં રહે છે. તેમજ ધોબી, દૂધવાળો, ચાકર વગેરે લોકોના પગાર આપ્યા લીધાનો હિસાબ તપશીલવાર લખી રાખવો. કોઇની પાસે ઉછીનું લેવાની ટેવ છેક ખરાબ છે. થોડું થોડું કરજ કર્યાં ગયાં તો તે કેટલેક દિવસે ઘણું થાય છે. પછી એકદમ તે સઘળું આપવું ઘણું કઠણ પડે છે. કરજદાર માણસના જેવું દુઃખી પ્રાણી કોઇજ નથી. તેને સર્વની સાથે વેચાતા લીધેલા ગુલામની પેઠે નમીને ચાલવું પડે છે. સઘળાના ખરાબ બોલો ગૂપચૂપ સાંખી રહેવા પડે છે. અને લાજથી હમેશાં મસ્તક નીચું કરવું પડે છે. આબરૂદાર માણસને આવી ખરાબ સ્થિતિમાં રહેવાના કરતાં મોત આવે તો તે પાલવે છે, પણ કોઇના કરજદાર થવું નહિ એવું તેમને લાગે છે. આપણી જેટલી આયપત

હોય તેમાં જેવો સારોનરતો નિર્વાહ થાય તેવો કરવો. શ્રીમંત લોકોના મિજાજ પ્રમાણે ગરીબ લોકોએ કદી ચાલવું નહિ. કરજ કર્યા વિના એક વખત રોટલીનો કુકડો ખાઇ ફાટું તૂટું કપડું પહેરી સંતોષથી રેહેનાર માણસ જેટલું સુખી તથા આબરૂદાર છે તેટલો પૃથ્વીના એક તૃતીયાંશનો માલીક છતાં પણ વગર વિચારે ખર્ચ કરી કરજમાં ડૂબેલો રૂસ દેશનો પાદશાહ સુખી તથા આબરૂદાર નથી એવું મને લાગેછે. મનુષ્યને કરજરૂપી જળો એક વખત વળગી કે તે તેના શરીરનું સઘળું લોહી પીધા સિવાય કદી છૂટતી નથી. આપણા દેશમાં કરજ કાઢી વરા કરવાની રીત ઘણું કરીને સઘળે ઠેકાણે ચાલુ છે. પરંતુ તેથી માણસની ન સંખાય એવી માનની હાનિ થાય છે, તથા આવાજ પ્રકારના જે બીજા મોહોટા ભયંકર અનર્થો થાયછે તેનો કોઈ વિચાર કરતું નથી એ ઘણી શોકકારક વાત છે. બેહદ ખરચ કરી મોહોટાં મોહોટાં રાજ્યો સુદ્ધાં ધૂળ મળી ગયાં તો સાધારણ માણસની તે વિશાત? માટે આપણા દેશના પ્રત્યેક માણસે નિરર્થક ખરચ ન કરતાં ધનને સારાં કામમાં ખરચવું, અને વખત પડે આપણને તથા બીજાને ઉપયોગી થઈ પડશે એ લક્ષમાં રાખી નિયમસર ખરચ કરી સંચય પણ કરવો. આ પ્રમાણે જો સઘળાં માણસો કરવા લાગ્યાં તો આ દેશ ફરીને ધનવાન થશે, તથા વારંવાર દુકાળ વગેરે ઉત્પાતોથી આપણને જે અતિશય કષ્ટ ભોગવવાં પડે છે તે ઓછાં થશે. દેશના લોકોની દરિદ્રતાજ આ સર્વ અનર્થોનું કારણ છે. માટે તેનો સમૂળો નાશ કરવાનો પ્રયત્ન કરવો એ પ્રત્યેક મનુષ્યનો અવશ્ય ધર્મ છે.

આ પ્રકારે ઘરમાંનું સઘળું કામકાજ આટોપી પછી કેટલોક વખત આરામ પણ લેવો જોઇયે; કારણ, આખો દિવસ કામ કર્યાથી માણસ ઘણું થાકી જાય છે. પછી જો તેને વિશ્રાંતિ લેવાનો અવકાશ મળે નહિ તો તેનું શરીર બગડે છે. પરંતુ આટલું હમેશાં લક્ષમાં રાખવું જોઇયે કે આપણે જે સઘળું કરિયે છિયે તેમાં મિત વ્યવહાર હોવો જોઇયે. આપણું કોઇપણ આચરણ પરિમાણથી બહાર જાય તે ઠીક નહિ. જેમ સંભાળી સારી રીતે આપણને ધન ખરચવું અવશ્ય છે તેવાજ કાળનો પણ વ્યય કરવો યોગ્ય છે. ધન

વગેરે વસ્તુ ગઇ તો ફરી પાછી મળવાનો સંભવ છે, પણ ગયલો વખત ફરી કદી મળતો નથી એ સઘળા લોકોને ખબરજ છે.

તેમજ રાત્રિ સઘળાનું વાળું વગેરે થયા પછી સઘળાં કામની ઠીકઠાક કરી ઘરનાં સઘળાં માણસના સમાચાર વગેરેની તપાસ કરવી. પછી સઘળા ઊંઘે ત્યારે ઘરનાં બારણાં વગેરે બંધ કરી કોઈ પદાર્થ વેરણ છેરણ પડ્યો હોય સો તેને સારી રીતે સંભાળી મૂકવો. પછી સૂવા પહેલાં આપણે સવારમાં શા શાં કામ કરવાનો નિશ્ચય કર્યો હતો, તે પૈકી કયાં કયાં થયાં તથા કયા કામનો શો પરિણામ થયો વગેરે વિચાર કરવો. ગૃહકૃત્યમાં નિમગ્ન થઇ પોતાના હિતનો માર્ગ શોધવામાં આળસ કરવું નહિ. નાના પ્રકારના નીતિગ્રંથ, ઈશ્વર સંબંધી જ્ઞાનનાં ઉપાખ્યાનો તથા પોતાથી સમજાય તેવાં બીજાં શાસ્ત્રો, વર્તમાન પત્રો, વગેરે વાંચી જે ઠેકાણે જે સદુપદેશ મળે તે ધ્યાનમાં રાખી દિવસે દિવસે પોતાની વૃત્તિ ઉત્કર્ષવાળી ધર્મનિષ્ઠ તથા શાંત રાખવા તરફ પ્રાન કરવો જોઈયે. સર્વ મનુષ્યનાં સારાં નરતાં આચરણ જોઈ તથા શબ્દો સાંભળી તેમાં પોતાને લેવાજોગો સાર લેવા તરફ લક્ષ રાખવું. નકામો વાદવિવાદ કરવો નહિ. તેમ કર્યાથી આપણને કાંઈ ફાયદો થતો નથી. ઉલટો તેથી આપણો કાળ માત્ર ફોગટ નાશ પામે છે.

નિત્ય નિયમિત વખતે એટલે પહેલી રાતે સૂઈ એક પોહોર પાછલી રાત રહે એટલે ઊઠવું. સંસારમાં જેટલાં કામ આપણને કરવાં પડે છે તે સઘળાં કરવામાં ઈશ્વર આપણો ન્યાય કરનાર પાસેજ છે એ યાદ રાખવું. તેનો આપણે અપરાધ કરવો નહિ. બીજા કોઇને ન જણાતાં આપણે જો ખરાબ કામ કર્યાં તો તે કદાચિત ઉઘાડાં પડતાં નથી; પરંતુ ઇશ્વર સર્વ સાક્ષી છે. તેની નજર આપણા ઉપર છે, તેને ન જણાતાં આપણ એકાદ ખરાબ કામ કરી શકીશું, તથા તે કર્યાથી થનારી શિક્ષા ચૂકશે એ વાત અસંભવિત છે. આ વાત ધ્યાનમાં રાખી સઘળી વર્તણુક ધર્મને અનુસરીને રહે તેવો પ્રયત્ન કરવો.

# પરિચ્છેદ ૭ મો.

## બાળકોનું પાલન તથા શિક્ષણ.

અહીં લગણ સંક્ષેપે ગૃહકૃત્ય સંબંધી જે વિચાર સૂઝ્યા તેમનું વર્ણન કર્યું. હવે બાળકોનું કેવી રીતે પાલન કરવું તથા તેમને કિયા પ્રકારની કેળવણી આપવી તેનો વિચાર કરિયે.

સઘળાં ગૃહકૃત્યમાં ઉપર કહેલું કામ ઘણું મહત્વનું છે. માટે તે કામમાં સ્ત્રીઓએ ઘણો પુખ્ત અને સરળ વિચાર કરી ચાલવું જોઇયે. મહાશૂરવીર નેપોલિયન બોનાપાર્ટને એક દિવસ કોઇએ પૂછ્યું કે "આખી પૃથ્વી ઉપરના દેશોમાં તમારો (ફ્રાન્સ)દેશજ શ્રેષ્ઠ કેમ થયો, અને તમારા દેશમાંના માણસોનાં આવાં મોહોટાં કૃત્યો, આવા પ્રકારની ઉન્નતિ, ઇત્યાદિ ઉત્કર્ષ થવાનું કારણ શું?" ત્યારે તે મહાવિચારી વીરે થોડામાં ઉત્તર આપ્યો કે 'અમારા દેશને તથા અમને સઘળાને આ સ્થિતિમાં અમારી જનેતાઓએ આણ્યાં." આ તેનું વાક્ય ઘણું નહાનું છે, પરંતુ તેમાંના પ્રત્યેક અક્ષરમાં મોહોટાં મોહોટાં મહાભારત સરખા ગ્રંથોના સારનો અર્થ ભર્યો છે એવું વિચારને અંતે સ્પષ્ટ જણાઈ આવે છે. ખરેખર જોતાં સંતાનનું જીવવું, મરવું, કલ્યાણ, ઉંચાપણું, નીચાપણું એ સઘળું તેની મા ઉપર આધાર રાખે છે.

ઘણું કરીને માણસનામાં માના ગુણ વધારે હોય છે. કારણ, ગર્ભ ધારણ થયા પછી જન્મ થતાં સૂધી માના લોહીમાંસથીજ સંતાનના શરીરની વૃદ્ધિ થાય છે. પછી બીજી વસ્તુઓ તેનાથી જ્યાંસૂધી ખવાતી નથી ત્યાંસૂધી તેનાજ દૂધ ઉપર તેના જીવનનો આધાર છે. આથી માના લોહીનો ભાગ મનુષ્યમાં અધિક છે. તેજ પ્રમાણે તેની સાથે તેનો સ્વભાવ પણ તેમાં ભળેછેજ. આગળ ઉપર પણ હમેશાં તે જેમ બોલે તથા જેવું આચરણ કરે તેજ છોકરાં શીખે છે અને તે પ્રમાણેજ તેઓ ચાલે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે માની પ્રકૃતિ, સ્વભાવ તથા આચરણ સારાં હોય તો છોકરાં પણ સારાં નીવડે છે, અને તેઓ તેવાં ન હોય તો અર્થાત છોકરાં પણ ખરાબ હોવાનાં. હાલ આપણા આ દુર્ભાગી ભારતવર્ષના લોકો આવા ઉત્સાહ-

વિનાના, દુર્બલ, અને પારકાની અપેક્ષા રાખનારા કેમ થયા? એમનાં પૂર્વજો કેવા તેજસ્વી, શૂરા, કર્તવ્યનિષ્ઠ અને સ્વાધીન હતા? એઓ તેમનાજ વંશમાંના છતાં એમની આવી દુર્દશા થવાનું કારણ શું? આ પ્રમાણે કોઈ પૂછે તો અમે તેને સાફ ઉત્તર આપીશું કે, આ દેશમાંના સ્વાર્થ ઉપરજ નજર રાખનાર, લાંબો વિચાર ન કરનારા પુરૂષોના અત્યાચારથી, પશુ જેવી અજ્ઞાન, નિરપરાધી તથા ગુલામની દશાએ પહોચેલી સ્ત્રીઓની તેજવિનાની પ્રકૃતિજ આમ થવાનું કારણ છે! આ દેશના ઘણા એક પુરૂષો એવું સમજેછે કે, સ્ત્રીઓને કોઈ પણ પ્રકારનું જ્ઞાન થવા દેવું નહિ; તેમને જ્ઞાન થયું તો તેઓ આપણા સ્વચ્છંદીપણામાં હરકત કરશે, અને આપણી મોહોટાઈ રહેશે નહિ એવું મનમાં આણી, તેમણે "સ્ત્રીઓને શાસ્ત્રનો અભ્યાસ કરવાનો અધિકાર નથી, તેમણે તો પોતાના પતિ આગળ દાસી પ્રમાણે રહેવું, પતિની સેવાજ તેમને મોક્ષ આપેછે" વગેરે પોતાની મતલબને અનુકૂળ ધર્મશાસ્ત્રો બનાવી તે પ્રમાણે સ્ત્રીઓ પાસે સખ્તાઈથી આચરણ કરાવે છે; તથા ઠેકાણે ઠેકાણે "સ્ત્રીઓ દુષ્ટ, સાહસી, કપટી" વગેરે સૂચક વાક્યો લખી તથા બોલી કોઈ પણ સારા કામમાં તેમને પ્રવૃત્ત થવા દેતા નથી. આમ કરવાથી તેઓ પોતાનો સ્વાર્થ સાધી લેવા માગેછે, પરંતુ તેઓ પોતાનાજ પગ ઉપર પોતે જાતે કુહાડી મારેછે. મનુષ્યને વિદ્યા વગર જ્ઞાન થતું નથી. જ્ઞાન ન હોય એટલે સ્વાધીનપણું, તેજસ્વીપણું, સત્યપરાયણતા, ધાર્મિકપણું વગેરે ઉત્કર્ષ આણનારા ગુણો તેનામાં કદી આવતા નથી. આ ઉપર કહેલા ગુણો જે મનુષ્યમાં નથી તેનાથી ઉત્પન્ન થયેલાં સંતાન તથા તેમની પ્રકૃતિ કદી ઉન્નત થશે શું? ઉકરડા ઉપર જ્યાં ફક્ત ઘાસ ઉગે છે ત્યાં કદી મધુર આંબાનું ઝાડ ઊગશે શું?

આ દેશમાંની માની પ્રકૃતિ જો નિસ્તેજ હોય તો તેમનાં સંતાન શીરીતે તેજસ્વી હશે? વૈદ્યકશાસ્ત્રમાં એમ કહ્યુંછે કે "ગર્ભોત્પત્તિની વખતે સ્ત્રીપુરૂષોની આકૃતિ, પ્રકૃતિ, મનોભાવ વગેરે જેવાં હોય તેવાંજ તેમનાંથી થતાં સંતાનને પ્રાપ્ત થાયછે." આ વાક્ય અક્ષરે અક્ષર સત્ય છે. મનુષ્યના મનમાં જે વખતે જેવા ભાવ ઉત્પન્ન થા-

થશે તે વખતે તે ભાવને યોગ્ય તેની સર્વ શરીરની ક્રિયાઓ ચાલેછે અને તેથીજ સંતાનની ઉત્પત્તિ પણ તેને અનુસરીનેજ થાય એમાં નવાઈ શી! આપણા દેશની અવસ્થા હાલમાં તે વાક્યને સાબીતુ કરેછે. આ દેશમાંના પુરૂષોના મનમાં સ્ત્રીઓ વિષે હમેશા નીચ ભાવ ભરેલો હોયછે, તેને લીધે તેમનું મન નિખાલસ ન હોવાથી માત્ર કપટ સ્નેહ ઉપર ઉપરથી બતાવે છે. અને પોતે તો મોહોટા એવું સમજી સ્ત્રીઓ ઉપર પોતાની મરજી મુજબ સત્તા ચલાવે છે. આવા તેમના બ્યવહારથી ગાંજેલી સ્ત્રીઓનું પણ ચિત્ત સારૂં હોતું નથી. સર્વ કાળ ગુલામગિરીથી તથા અજ્ઞાનથી તેમનું મન મેલું, ઉત્સાહવિનાનું તથા અસત્યપરાયણ હોયછે. આવા મલીન ચિત્તમાં ધર્મવાસના, ઈશ્વરપ્રેમ, તથા સારૂં સાહસ નજ હોય; તો પછી આવી નીચ પ્રકૃતિનાં માબાપથી જે સંતાનની ઉત્પત્તિ તથા ઉપર કહ્યા પ્રમાણેની ગુણિયલ માવડીના હાથ નીચે જે નહાનાંથી મોહોટાં થાયછે તે કેવાં સારાં થાય તેનો વિચાર વાંચનારેજ કરી લેવો. છોકરાંને બાપના કરતાં માની પાસે વધારે વખત રેહેવું પડેછે, તથા તેનોજ અંશ તેમના શરીરમાં તથા પ્રકૃતિમાં વિશેષ હોયછે. માટે સ્ત્રીઓ જે અવસ્થાની તથા પ્રકૃતિની હોય તેવાંજ તેમનાં સંતાન પણ થવાનાં એ નિઃસંશય છે. હાલમાં કેટલાક સ્વદેશાભિમાની શીખેલા પુરૂષો "આપણો દેશ દુર્દશામાં છે, તેની ઉન્નતિ કરવી જોઇયે. તે અમુક રીતે કળાકૌશલ્ય શીખી કરવી જોઇએ. પૂર્વે આ દેશમાં મોહોટા મોહોટા પરાક્રમી લોક હતા. તેઓ સ્વતંત્ર હતા અને આપણે પરતંત્ર છિયે. અમે લોકોનાં મ્હોં જોઈ બેશી રહિયે છિયે. હવે સઘળાએ એકવિચાર સ્વદેશના ભલા માટે યત્ન કરવો જોઇયે," ઈત્યાદિ ભાષણો કરી મેઘના જેવો ગંભીર નાદ કરી દશે દિશા ગજાવી મૂકેછે. પરંતુ તેથી કાંઈ પણ ફળ નીપજે છે શું? તેમનું તે ભાષણ તેની તેજ જગામાં રહેછે. તેમનાં વાક્યો સાંભળનારા એક કાને સાંભળી બીજે કાને કહાડી નાંખેછે, અને તે તેમની ભાષણવૃષ્ટિમાંનાં વાક્યો પોતાના શરીરને રખેને ચોહોંટી રહે એવા બયથી તે કપડાં ખં-

ઓરીનેજ ઘેર આવે છે. દશ જણા એકઠા મળ્યા એટલે બઢા-ઓની મંડળીનાં ગપ્પાં પ્રમાણે "સ્વાધીનપણું! તેજસ્વીપણું! વગેરે વાતો કરી માત્ર વખત ગાળેછે. પરંતુ તેમનાથી બોલ્યા પ્રમાણે એક પણ કામ થતું નથી, થાય કેમ? તેમનાં માબાપની પાસેથી વારસામાં મળેલી તેમની અધીર પ્રકૃતિમાં ધૈર્ય, સત્યપ્રતિજ્ઞતા, કર્તવ્યબુદ્ધિ વગેરે સદ્‌ગુણનું નામ સુદ્ધાં હોતું નથી. ઉપર કહેલાં વાક્યો જે તેમના મુખમાંથી નીકળે છે તે તેમની જાતનાં નહિ. તે તો ઇંગ્રેજ લોકનાં વર્તણુંક જોઈ તથા તેમની ભાષામાં લખાયલાં પુસ્તકો, વર્તમાનપત્રો વગેરે વાંચી ઉત્પન્ન થયલાં છે. તે તેમની છાયા તે ક્યાંસુધી રહેશે? એ લોકનો બડબડાટ માત્ર સાંભળવાનો. તેઓ કહેછે કે "અમારા પૂર્વજો મોહોટા હતા". અમે કહિયે છિયે હા! તે ખરૂં! તમારા અમારા સઘળાનાજ પૂર્વજો સાત તાડ જેટલા ઉંચા હતા. પણ તેમાં તમારી શી પ્રતિષ્ઠા મારો છો! તમારામાં તેમની મોહોટાઈને શોભે એવા ગુણ ન હોય તો તેમના વંશમાં તમે દીવા ઊઠ્યા એજ તમારા બોલવા ઉપરથી સિદ્ધ થાય છે. તમારા પૂર્વજો દીવાના અજવાળાની પેઠે જગતમાં પોતાના ગુણોનો પ્રકાશ પાડી ગયા છે, અને તમે તેથી ઉત્પન્ન થતા કાજળ પ્રમાણે પોતાની જન્મભૂમિનું મુખ કાળું કરો છો, એજ કેની? તમારા પૂર્વજો તેવા તેજસ્વી હતા તેનું કારણ શું! તેમના વખતમાં સ્ત્રીને દાસી તરીકે કોઈ ગણતું નહિ. તેઓ સ્ત્રીઓને જ્ઞાનનો ઉપદેશ કરી તેમનામાં તેજસ્વિતા વગેરે ગુણો આણતા હતા. સ્ત્રીઓથી વિરૂદ્ધ થઈ પોતાને ગમે તેમ સ્વછંદપણે ચાલતા નહોતા. સ્ત્રીઓના હક્ક પૂર્ણપણે રાખતા હતા તેથી સ્ત્રીઓમાં સદ્‌ગુણ આવી તેઓ આનંદથી દરિદ્રતામાં છતાં પણ રાણીઓના પેઠે સુખમાં રહેતી, અને તેમનાથી ઉત્પન્ન થનારાં તથા તેમના હાથ નાચે નહાનાંથી મોહોટાં થનારાં તેમનાં સંતાન પણ તેજસ્વી, ધાર્મિક તથા સત્યપ્રતિજ્ઞ હતાં. હમણા જો આપણા દેશમાંના લોકો આગલી અવસ્થા આણવા ઈચ્છતા હોય તો તેમણે જમાયલી સ્વાર્થબુદ્ધિ છોડી મૂળ સુધારવું. તેમણે સ્ત્રીઓમાં સદ્‌ગુણ લાવવાનો પ્રયત્ન કરવો. અને તેમના વાજબી હકોમાં તેમને ઠગવાં નહિ. આથી સ્ત્રી-

ઓની પ્રકૃતિ ઉત્સાહવાળી તથા તેજસ્વી થશે. પછી તેમનાં સંતાન તેમના સદ્‌ગુણ તથા પ્રકૃતિ પ્રાપ્ત કરી મોહોટાં થશે ત્યારે દૃઢ નિશ્ચયવાળાં, ધીરજવાળાં, તથા કર્તવ્યનિષ્ઠ થશે. પછી તેમના પ્રયત્નથી દેશની દુર્દશા જઈ તેનું ભાગ્ય સુપ્રસન્ન થવાનો સંભવ છે. જ્યાં સૂધી આમ થયું નથી ત્યાંસૂધી હજારો ભાષણો, સભા વગેરે કર્યાથી કાંઈ પણ થવાનું નથી. ઝાડનું મૂળ તોડ્યાં કરી તેના માથા ઉપર અમૃતનો વરસાદ વરસાવિયે, તોપણ તેની પાસેથી ફળ મળવાની આશા કેમ રખાય? અને તેવી આશા રાખનાર લોકો કેવા ડાહ્યા હોવા જોઈએ? હશે, હવે આપણે આપણા પ્રસ્તુત વિષય તરફ વળિયે.

આપણા દેશની સ્ત્રીઓને બાળકોનું પાલન કેવી રીતે કરવું તે ખબર ન હોવાને લીધે પહેલાંથીજ બાળકોની ભાવિ સારી પ્રકૃતિમાં ભંગ થાયછે. માટે છોકરાંની માતાઓએ પોતાનાં છોકરાંનું જે રીતે પાલન કર્યાથી તેઓ સારી પ્રકૃતિનાં થાય તે રીતે ઘણી સાવધગિરીથી ચાલવું.

પ્રથમ તો બચરવાળ બાયડીઓએ સર્વ પ્રકારે આત્મસંયમન કરવું જોઇયે. મનમાં આવે તેવું અપકાર કરનારૂં, અધિક, તાઢું, લૂખું, તીખું વગેરે ખાવું, તથા શરીરસંબંધી બીજા અમિતાચાર છોડી દેવા જોઇયે. તેમ ન કર્યાથી શરીરમાંનું દૂધ બગડે છે. તે છોકરાંના પેટમાં ગયાથી તેને અજીરણ થાય છે. અજીરણથી સર્વ પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે. પાક સ્થળીમાં ખાધેલા પદાર્થોનો સારી રીતે પાક થઈ તેનું લોહી ઉત્પન્ન થાય છે. તે લોહી આખા શરીરમાં વ્યાપે છે, તેજ માણસનું જીવન છે. કાંઈ વિકાર પામેલો પદાર્થ ખાવામાં આવ્યો તો જઠરાગ્નિ મંદ થઈ તે પદાર્થ પાચન થતો નથી. આ કારણથી શરીરની સઘળી ક્રિયાઓ બગડે છે, અને પછી અર્ધાતજ રોગ ઉત્પન્ન થાય છે. બાળકોની પાચન શક્તિ થોડી હોય છે. તેમના ખાવામાં થોડો કાંઈ ફેરફાર થયો કે તરતજ તેમને અતિશય દુઃખ થાય છે. બાળરોગ ઉપર ઓસડ આપવું પણ ઘણું કઠણ છે. બરોબર કરી પાળી ચાલિયે તો રોગ થવાનો સંભવ ઘણો કમી

થાય છે. નહાનો સૂનો રોગ થયો તો કયા રોગ ઉપર કયું ઓસડ આપવું એ ખબર ન હોવાને લીધે અજ્ઞાન બાયડીઓ, ઘોડાવૃજ, બાલકડુ, બેહેડાં, અક્કલગરો, કરીઆતુ, વગેરે ગમે તેવાં ઓસડ પાઈ છોકરાંને હેરાન કરે છે. તેમ કર્યાથી કોઈ કોઈ વખતે ભયંકર પરિણામો થાય છે. હલકા રોગ ઉપર ભારે ઓસડ આપવું, સાધારણ પોતાની મેળે જનાર રોગ ઉપર ઓસડ આપવું, ગમે તે વખતે ગમે તેવું ઓસડ આપવું વગેરે કદી થવા દેવું નહિ. આ કારણસર સ્ત્રીઓએ સાધારણ રોગોની પરીક્ષા કરવાનું સારી રીતનું જ્ઞાન કરી લેવું જોઇયે. જ્યાં પોતાની બુદ્ધિથી બરાબર સમજાય નહિ ત્યાં વૈદ અથવા દાકતરની સલાહ લેઈ જે કરવાનું હોય તે કરવું. અજ્ઞાની લોકો, જુદા જુદા પ્રકારો બતાવે છે. તેમના કહેવા પ્રમાણે કદી કાંઈ પણ કરવું નહિ. બારણે બારણે ફરનારા લુચ્ચા ઠગનાર લોકો પાસેથી સોઘાં તથા મોહોટાં મોહોટાં ગુણવાળાં ઓસડ લઈ બાયડીઓ પોતાનાં છોકરાંના ભલાને માટે તેમને ખવરાવે છે. તેથી ગુણ તો થતોજ નથી પણ ઉલટા ઘણા ઘણા અનર્થો થાય છે. સ્ત્રીઓએ આવી મૂર્ખાઈ કરી પોતાના સંતાનનું અકયાણ કરવું નહિ. વળી બીજું એ કે નમસ્કાર, માદળીઆં, મંત્રના ગંડા, બ્રહ્મચારીઓના પ્રસાદી રાખ વગેરે ઉપાયોથી કાંઈ થતું નથી એ તેમણે પક્કું ધ્યાનમાં રાખવું જોઇયે. હવે છોકરાંના હમેશના ઉપચારની રીત કહુંછું.બાળકોને હમેશ સ્વચ્છ તથા થોડા ઊના પાણીથી નવરાવવું. તેમની પ્રકૃતિથી સોસાય તો ટાઢે પાણીએ નવરાવવું સારૂં છે; કારણ ઠંડા પાણીથી નાહ્યાથી શરીરમાં શક્તિ તથા ચંચળાઈ આવે છે. નવરાવ્યા પહેલાં બાળકના શરીર ઉપર તેલ લગાડી રગડવાનો ચાલ છે; પરંતુ તેલ વધારે કદી લગાડવું નહિ. તેલ જાસ્તી લગાડ્યાથી શરીર પચપચું થાય છે, તેથી વાળના છિદ્રમાં એકઠો થઈ રહેલો મેલ નીકળતો નથી. ઘણું તેલ લગાડ્યું તો સ્નાન થયા પછી પણ તે શરીરને લાગેલું રહે છે. તે ઉપર ધૂળ ઊડી બેસે એટલે શરીરમાં વધારેજ મેલ થાય છે: તેલ લગાડતી વખતે બાળકોની આંખમાં એક બે ટીપાં તેલ મૂકવાનો ચાલ છે. આમ કરવાનો અભિપ્રાય પુજ્ઞ બાયડી-

ઓ એવા બતાવેછે કે "તેલ આંખમાં જઈ તેમાંથી ઝરઝરે પાણી પડે એટલે આંખમાંનો મેલ નીકળી રોગ જતો રહે છે." પરંતુ તેમ થતું નથી. તેથી બાળક ઉલટું વધારે રડે છે; કારણ તેલની તીક્ષ્ણતા આંખમાં ખુંચે છે તથા તેથી નુકસાન પણ થાય છે. કોઈ કોઈ છોકરાંના શરીર ઉપર ઘણું ઊકળતું પાણી રેડી તેનું શરીર દાઝ્યા જેવું કરી નાંખે છે, તથા રગડી રગડી તે કુમળા શરીરને ઘણું દુઃખ દે છે. આથી છોકરૂં વ્યાકુળ થઈ રડવા માંડે તોપણ તે બાયડીઓ તેને છોડતી નથી! આવો ક્રૂર વ્યવહાર કરવો દયાળુ મનુષ્યનું કર્તવ્ય નથી.માટે તેમ કરવું તેમણે છોડી દેવું.હળવે હળવે શરીર ઘશી સુખ થાય એવે ઊને પાણીએ નવરાવતાં બાળકો ઘણા ઉત્સાહમાં રહે છે, એવું અનુભવ ઉપરથી જણાય છે. છોકરાંને નવરાવતાં ઉલટાંપાલટાં કરીને નવરાવવાં નહિ. એકાદ પેહોળા મ્હોના મોહોટા પાતેલા જેવા વાસણમાં છોકરાંની કમરસૂધી પહોચે એટલું પાણી રાખી તેમાં બેસાડતાં પહેલાં છોકરાનું માથું સારી રીતે ધોવું, પછી તેને પાણીમાં બેસાડી (બેસવાની શક્તિ ન હોય તો પકડી રાખી)કુમળા વસ્ત્રથી હળવે પાણી રેડી તેનું શરીર મેલ છૂટે એવી રીતે ચોળવું.હાથના,પગના તથા ગળાના સાંધાઓ, નસ્કોરાં, આંખો, કાન, વગેરે સ્વચ્છ ચોળીને ધોવાં. પછી એક બે લોટા પાણી ધાર કરી માથા ઉપર રેડવું. માથા ઉપર પાણી રેડવું તે ઊંચેથી, જોરથી અથવા મોહોટા વાસણમાં લઇને રેડવું નહિ, હળવે હળવે અંગ વસ્ત્રમાં લઈ નીચોવવું. આથી બાળકને સુખ થઈ માથું ઠંડું રહે છે, ચરબીની વૃદ્ધિ થાય છે, તથા હોંશિઆરી આવે છે. બાળકોને નહાવાને ઘણું પાણી જોઇયે. નવરાવતાં તેના શરીરમાં કોઈ પણ ઠેકાણે મેલ રહે નહિ એવી તજવીજ કરવી જોઇયે. શરીર સ્વચ્છ ન રાખવું એ એક રોગનું ઉત્પત્તિ સ્થાન છે. બાળકને ઘણીવાર સૂધી પાણીમાં રાખવું નહિ. તેના શરીર ઉપરનાં વસ્ત્ર ઘણાં સ્વચ્છ રાખવાં જોઇયે. ઘણી બાયડીઓ પોતાનાં છોકરાંના શરીર ઉપર ઘરેણાં ઘાલી શોભા આણવાની ઘણી હોંસ રાખે છે; પરંતુ તેનાં શરીર તથા વસ્ત્રની ચોખ્ખાઈ તરફ તેમનું લક્ષ હોતું નથી. અજ્ઞાન અવસ્થા-

માં શરીર ઉપર ઘરેણાં ઘાલ્યાથી બાળકને સુખ થતું નથી. ઉલટી તેથી હાનિ થવાનો સંભવ છે. બાળકનું હિત ઇચ્છનારી માવડીઓએ તેમનાં શરીરની તથા કપડાંની સ્વચ્છતા તરફ લક્ષ રાખવું. નહાનપણમાં વારંવાર પથારીમાં છોકરૂં મૂતરયાથી, કપડાં ભીજાઈ ગયાથી, તેની ઠંડી શરીરને લાગે, એટલે છોકરૂં રડવા માંડે છે. તે કપડાં વારંવાર બદલીને સ્વચ્છ ધોયલાં વસ્ત્ર નીચે પાથરવાં. હમેશા છોકરાંનાં ગંદાં કપડાં ધોવાં જોઇયે. તેમ ન કર્યાથી રોગ થાય છે.

ઘણી બાયડીઓ છોકરૂં રડવા લાગે કે તે શા કારણથી રડેછે તેની શોધ કર્યા વગર ક્ષણે ક્ષણે સ્તનપાન કરાવે છે. તેમ કર્યાથી ખાવાનો વખત નિયમિત ન રહી વારંવાર આહારને માટે પીધેલું દૂધ પચતું નથી. આ કારણથી ઘણા પ્રકારના પેટના રોગ ઉત્પન્ન થાયછે. માટે બાળકને ધવરાવવું તે નિયમિત વખતે ધવરાવવું જોઇયે. એક વખત ધવરાવ્યા પછી ઓછામાં ઓછો એક કલાકની અંદર તો ધવરાવવું નહિ. આટલા વખતમાં પહેલાં પીધેલું દૂધ પચી જઈ સારી ભૂખ લાગેછે. પછી પેટપૂર એક વખત પાયું તો વચમાં વખત થયા સિવાય ધાવવા માટે બાળક રડતું નથી. કદાચિત રડે તો તે બીજાં કાંઈ કારણથી રડે. તે કારણની તપાસ કરી તે દૂર કરવું. છોકરૂં રડવા માંડે એટલે ધાવવા માટેજ રડેછે એવો હમેશા અર્થ કરવો નહિ. વારંવાર ધવરાવ્યાથી છોકરૂં તથા તેની મા બંને હેરાન થાયછે. તેમજ છોકરાંને સૂવાડતાં આ દેશની બાયડીઓ તે શાંત રહે એટલા માટે તેને અફીણ ખવરાવેછે. આ ઘણી ખરાબ તથા ભયંકર ચાલ છે. નહાનપણથી અમલી પદાર્થ ખાવાની ટેવ પડી તો તે જલદી છૂટતી નથી. છોકરાંને અફીણ ખવરાવ્યાથી તેને અમલ ચઢેછે અને તે બધો વખત સુસ્ત થઈ પડી રહેછે. આમ કર્યાથી તેમની સ્વભાવિક ચંચળાઈથી થનારી કસરત બંધ પડેછે. અને તેમણે ખાધેલું પચતું નથી. આ પ્રકારે અગ્નિ મંદ થયાપછી શકિત ઓછી થાયછે તથા નાના પ્રકારના રોગ ઉત્પન્ન થાયછે. છોકરાંની સઘળી શરીરની ક્રિયાઓ સ્વભાવિક રીતે થવા દેવી. જબરદસ્તીથી તે ક્રિયામાં કાંઈ પણ ફેરફાર કરવો નહિ. તેમને જ્યારે ઊંઘ આવે ત્યારે ઊંઘવા

દેવાં. જ્યારે ભૂખ લાગે ત્યારે ખાવાનું આપવું. ગમે ત્યારે ઊંઘમાંથી જગાડવાં અગર ઊંઘાડવાં તેમજ ખાવાનું આપવું ઈત્યાદિ મુદ્દલ કરવું નહિ. તેમના શરીરને મેલ ઘણી વખત વળગી ન રહે તે તરફ સઘળી માતાઓએ લક્ષ આપવું જોઈયે. છોકરાં ગમે ત્યાથી ઊંચકી માટી વગેરે ખરાબ ખરાબ પદાર્થો ખાયછે. તે ખાધાથી તેમના પેટમાં કરમ તથા બીજા રોગ પણ થાયછે; માટે છોકરાં આગળ આવા પદાર્થો ન પડે એવી તજવીજ રાખવી જોઇએ. માટે પોતાનાં છોકરાંને પોતાની આંખ આગળથી આઘાં કરવાં નહિ. જેવું આચરણ કર્યાથી છોકરાંની સ્વભાવિક શરીરની ક્રિયામાં ઉલટપાલટ થાય નહિ તેવું પોતાનું આચરણ રાખવું અને છોકરાંનું પણ તેવુંજ રાખવા તરફ ધ્યાન પહોચાડવું. આરોગ્ય રાખવાનાં મુખ્ય સાધનો ચારછે. તે આ:—૧. ચામડીને ઘણું તથા સ્વચ્છ પાણી જોઈયે છિયે. તેનો ઉપયોગ વખતસર શરીર રગડી ધોઈ સ્વચ્છ રીતે છોકરાંને નવરાવવામાં કરવો. ચામડીના જેટલા રોગ ( એટલે ખસ, ખંજવાળ, દાદર, ફોલ્લા વગેરે) છે તે ઘણુંકરીને શરીરમાંથી નીકળેલા પરસેવા સાથે બહારના તથા વાળના છિદ્રમાંથી નીકળેલા શરીરના એ બંને પ્રકારના મેલ સાથે (કપડાંના ઘસાવાથી અથવા બીજા કારણથી) ફરીને શરીરમાં પચ્યાથી ઉત્પન્ન થાયછે, માટે દરરોજ નાહી સ્વચ્છ કપડાં વાપરવાં જોઈયે. મળમૂત્રને લીધે તથા પરસેવા, તેલ વગેરે લાગી ગંદાં થયલાં કપડાં કદી વાપરવાં નહિ. તે સઘળાં દરરોજ ધોઈ વાપરવાં. તેથી છોકરાં સ્વચ્છ, સ્વસ્થ તથા આનંદી રહેછે.

૨. શ્વાસ લેવાને ખુલ્લી તથા સ્વચ્છ હવા– છોકરાંને કદી દુર્ગંધવાળી તથા અત્યંત સાંકડી અંધારી કોટડી સરખી જગામાં રાખવાં નહિ. સાંકડી જગામાંની હવા ઘણી ખરાબ હોયછે. મનુષ્યના શ્વાસની સાથે શરીરમાંથી બગડેલી હવા નીકળે છે તેને લીધે નહાની સરખી જગામાંની બીજી સઘળી હવા દૂષિત થાયછે. તેજ ફરીને શ્વાસ માર્ગે શરીરમાં ગઈ તો રોગ ઉત્પન્ન કરેછે. માટે છોકરાંને ખુલ્લી હવા જ્યાં હોય ત્યાં રાખવાં. અને સવાર સાંજ બની શકે તો તેને ખુ-

ક્ષા મેદાનમાં અથવા બાગમાં હવા ખાવાને પોતે જાતે લઈ જવું અ-
ગર કોઈની સાથે તો મોકલવાં. તેથી તેમના શરીરમાં ચંચળાઈ આ-
વેછે, કસરત થવાથી શરીરની ક્રિયા બધી બરોબર ચાલેછે, અને
સ્વચ્છ હવા ખાવા મળ્યાથી શરીરમાંની બગડેલી હવા બહાર નીકળી
શરીર નીરોગી થાય છે.

૩. પેટમાં પોષાય એવું વખતસર તથા નિયમસર ખાવું,

૪. ચરબીની વૃદ્ધિ તથા સંપૂર્ણતા થવા માટે વખતસર સ્વભા-
વિક રીતે આવતી ઊંઘ ઈચ્છા પ્રમાણે હોવી જોઇયે.

ઉપર સંક્ષેપે કહ્યા મુજબ બાલ્યાવસ્થામાં માતાઓએ પોતાનાં
બાળકોનું બરોબર રીતે રક્ષણ કરવું જોઇયે. તે ઘણા માણસોના
જુદી જુદી રીતના બોલવાપ્રમાણે અથવા આપણે કાંઈપણ ન
સમજતાં અવિચારથી કરવું નહિ. શરીરરક્ષક વિદ્યાનું જ્ઞાન કરી લઈ
તથા તે પ્રમાણે આચરણ કરી કરવું જોઇયે. બાળકનું બરોબર રીતે
સંરક્ષણ કરવામાં માતાને અતિશય શ્રમ કરવો પડેછે. પરંતુ તે કર-
વામાં તેણે કદી ગફલત કરવી નહિ. પ્રત્યેક છોકરાની માએ એમ સ-
મજવું જોઈયે કે, આપણાં છોકરાંનું રક્ષણ કરવું તે આપણી અવ-
શ્ય ફરજ છે. એ કરવામાં પોતાનું બીજું સઘળું સુખ નાશ પામે તો-
પણ કાંઈ ફિકર નહિ; કારણ બાળકનું રક્ષણ કરવું એ ત્રણ ફેડવું
છે. ગમે તેમ કરીને પણ તે કરવું જોઇયે. આપણાં માબાપે પરિશ્ર-
મ કરી આપણું પોષણ કર્યું અને આપણા ઉપર ઉપકારનો બોજો
લાધી મૂક્યો તે તેમનો ઉપકાર આપણાથી કદી ફેડતાં પૂરો થવાનો
નથી, પરંતુ તેમના ભક્તિ તથા ચાકરી કરી અને આપણાં પોતાનાં
સંતાનનું પાલનપોષણ કરી આપણે કેટલેક દરજ્જે તો ત્રણમાંથી
છૂટાં થવું જોઇયે.

આ પ્રકારે ઘણી સાવચેતીથી બાલ્યાવસ્થામાં માએ પોતાનાં
છોકરાંનું રક્ષણ કરવું. આગળ તે જેમ જેમ મોહોટાં થતાં જાયછે તે-
મ તેમ તેમને વાચા ફૂટે છે. નાના પ્રકારનાં આચરણ તેમનાથી થશે
માટે તે વખતે માએ ઘણું સંભાળવું જોઇયે. માણસનામાં મોહોટાં થ-
યા પછી સદ્‌ગુણ દુર્ગુણ આવવાથી તેમના કલ્યાણ અથવા અક-

 લ્યાણ રૂપી જે ફળ ઉત્પન્ન થવાનું તેનું બીજ નહાનપણમાં રોપાય છે. આ અવસ્થામાં જો સદ્ગુણોનું બીજ રોપાય તો તેથી તેની હૃદયભૂમિમાં સદાચરણ વૃક્ષ ઊગેછે, અને ધન, માન, વિદ્યા, કીર્તિ, સુખ વગેરે તે ઝાડનાં ફળ આગળ તેમના ઉપભોગમાં આવેછે. તેમજ દુર્ગુણ રૂપી બીજ રોપાય તો તેથી દુરાચરણ નામનું ઝાડ ઉત્પન્ન થાયછે, અને દુઃખ, અપમાન, ભય, દરિદ્રતા, પાપ, ઈત્યાદિ તે ઝેરી ઝાડથી ઉત્પન્ન થતાં ફળો તેમને ભોગવવાં પડેછે.

નહાનપણ તથા તેમાં હોનારી અસ્ફુટ શરીરની વૃત્તિઓ માટીના ગોળા જેવી છે. તેમને જેવે પ્રકારે ઘડિયે તેવી તે સારી અથવા ખરાબ થશે. મનુષ્યની તે સર્વ વૃત્તિઓ જેવી સારી અથવા નરતી થશે તેવીમાંથી ઉત્પન્ન થતા ગુણ દોષોના તથા જશ અપજશના ભાગીદાર તે મનુષ્ય નહિ, પણ તેના નહાનપણમાં જે માણસની દેખરેખમાં તે હતું તેજ તેનો ભાગીદાર છે. બાળપણમાં બાળકો હમેશા ઘણું કરીને માનીપાસેજ રહેછે. તે જેવું શીખવે તેવુંજ તેઓ બોલેછે. તે જેવું આચરણ કરે તેવુંજ તેઓ કરેછે.

માટે બાળપણમાં તેમનાં હૃદયમાં સદ્ગુણ બીજ રોપવાનું કામ માનું છે. માએ પોતાનાં છોકરાંનાં ખરાબ આચરણ છોડવવાનો પ્રયત્ન ન કર્યો તો તેથી કેવાં ખરાબ પરિણામ થાયછે તેના લાખો દાખલા મળશે. માટે ઘણી સાવચેતીથી છોકરાંને બોલતાં આવડવા માંડે ત્યારથી તે પોતે જાતે સારી રીતે સમજવા લાગે ત્યાંસુધી સારી કેળવણી આપવાનો પ્રયત્ન માએ કરવો જોઇયે. હશે, હવે આ સુશિક્ષણ કઈ રીતે ચાલુ કરવું તેનો વિચાર કરિયે.

પ્રથમ તો માએ પોતાનું બોલવું, ચાલવું વગેરે આચરણ સર્વે પ્રકારે નિર્દોષ રહે એમ કરવામાં ઘણી સંભાળ રાખવી જોઇયે, તથા ઘરનાં બીજાં માણસોનાં આચરણ પણ તેવાંજ થવાનો પ્રયત્ન કરવો. એજ પ્રમાણે તેણે જે આડોશીપાડોશી વગેરે લોકોની સાથે વહેવાર રાખવો તે પણ સારાં સુશીલ તથા સભ્ય હોય તેમની સાથેજ રાખવો. જે મનુષ્યનો આચાર વ્યવહાર અસભ્ય હોય તેની સાથે પરિચય રાખવો નહિ. કારણ પોતાની મા જેવું બોલે, ચાલે, તથા જેવા પ્રકારના

માણસો સાથે સહવાસ રાખે તે પ્રમાણેજ છોકરાં પણ બોલવું, ચાલવું, વગેરે શીખે છે. તેમને પહેલાંથી સારા વલણનો ઘડો કરી આપ્યો હોય તો તેમનું આચરણ તથા ગુણ સારા થાયછે, અને જો નહાનપણથી ખરાબ વલણની તેમને ટેવ પડી તો તે ખરાબ આચરણ કરતાં શીખેછે. પછી તે તેમની આદત તેવીજ રહી જાયછે. આગળ તેમને જ્ઞાન થાય ત્યારે તેઓ પોતાના ખરાબ ગુણો કાઢવામાટે ઘણા પ્રયત્ન કરે તોપણ તે જતા નથી.

રૂસ દેશનો પ્રસિદ્ધ રાજા મહાન પિટર મોહોટો થયો ત્યારે પોતાની સ્વભાવિક સારી બુદ્ધિથી તણે પોતાના દેશનું અગણિત હિત કર્યું. તે ઘણાં કળાકૌશલ્ય શીખ્યો અને સર્વ રાજાએ દાખલો લેવાલાયક આચરણથી પાછળ અજર તથા અમર કીર્તિ મૂકી ગયો. પરંતુ તેની સ્વભાવિક સારી બુદ્ધિ છતાં પણ નહાનપણમાં ખરાબ સંગતિમાં રહી જોઇયે તેવી સારી કેળવણી ન મળ્યાને લીધે તેના કામ ક્રોધ વગેરે શત્રુઓ તેનાથી અવરાતા નહોતા. તે એક વખતે તેમના સપાટામાં સપડાયો કે પોતાની લાયકીને ન છાજે તેવાં કામ કરતો. બાલ્યાવસ્થાની ખરાબ સંગતિને લીધે તેને ઘણાં ખરાબ વ્યસનો લાગ્યાં હતાં. પોતાની બુદ્ધિથી બને તેટલો પ્રયત્ન કરી તે પોતાના દુર્ગુણો છોડવા ઘણી મહેનત કરતો તથા ઘણા દુર્ગુણો તણે છોડ્યા પણ હતા. તોપણ નહાનપણમાં લાગેલી ખરાબ આદતો તેનાથી પૂરેપૂરી છોડાઈ નહિ. તેથી "મને બાળપણમાં જોઇયે તેવી કેળવણી મળી નહિ; માટે મને પોતાને મારાથી સારે રસ્તે અણાતો નથી" એવા વારંવાર તેના મુખમાંથી દુઃખથી પસ્તાવાના બોલો નીકળતા. ખરેખર દુષ્ટ સોબતથી જે ખરાબ વ્યસનો તથા દુર્ગુણો તેને લાગ્યાં હતાં તે તેનામાં ન હોત અને નહાનપણથી સત્સંગ તથા સારી કેળવણી મળી હોત તો મહાન પીટર સઘળાથી નિર્દોષ હોઈ આજ લોકોએ તેની દેવ પ્રમાણે પૂજા કરી હત એમાં બિલકુલ સંશય નથી. આ ઉ. પરથી સિદ્ધ થાય છે કે છોકરાં ખરાબ આચરણનાં નીકળેછે તે દોષ તેમનો નથી, એ તો તેઓ જેમના દેખરેખ હેઠળ હોયછે તેમનોજ જાણવો. છોકરાંને તેઓ જેવું શીખવે તેવુંજ તેઓ શીખેછે.

છોકરાંને બોલવાની શક્તિ આવે એટલે માબ્યે તેને સત્ય, મધુર તથા શભ્ય બોલતાં શીખવવું. છોકરાંના દેખતાં પોતે કદી જૂઠું, વાંકું, ક્રૂર તથા અસભ્ય બોલવું નહિ, તથા લોકોને પણ બોલવા દેવું નહિ. જે લોકોને તેવું બોલવાની ટેવ હોય તેમની પાસે પોતાનાં છોકરાંને જવા દેવાં નહિ. ઘણી બાયડીઓ ઘરના માણસોના ધાકથી કહો કે તેમને ખરાબ ટેવ પડી હોય છે તેથી કહો, પોતે છોકરાંના દેખતાં જે સારાં ખોટાં આચરણ કરે તથા બોલે તે છોકરૂં લોકને ન કહે માટે તેને સખ્ત તાકીદ કરે છે, અને કોઈ પૂછે તો લોકો આગળ જે ખરૂં ન હોય તે કહેવાનું શીખવે છે. આ પ્રકારે જૂઠું બોલવાનો રસ્તો માજ પ્રથમ છોકરાંને બતાવે છે. પછી તેઓ તેજ ધડો લઈ અસત્ય બોલે છે. એમાં એમનો દોષ તે શેનો? તેમજ ઘણું કરીને બે ત્રણ બાયડીઓ એક ઠેકાણે મળી એટલે તે પાડોશીની તથા ઘરનાં માણસોની નિંદા કરવા એક બીજાના દોષો ઉઘાડા કરવા, અંતરંગની વાતો કરવા તથા છેક લજાવનારા અશ્રાવ્ય તથા અવાચ્ય બોલો બોલવા માંડે છે. તે વખતે ઘણું કરીને તેમનાં બાળક તેમની પાસે હોવાનાંજ. તે રમતાં હોય તોપણ તે બાયડીઓ શું બોલેછે તે તેમનાં ધ્યાનમાં પક્કું રહે છે. તે વખતે જો કે તેમને તેનો અર્થ પૂરેપૂરો સમજાતો નથી, તોપણ તે બોલો તેમના મનમાં ઘોળાયાં કરે છે. પછી કેટલેક દિવસે તેમને તેનો અર્થ સારી રીતે સમજાય છે ત્યારે તે છોકરાં પોતે જેવું સાંભળ્યું હોય તેવુંજ આચરણ કરવા માંડે છે. ઘણી સ્ત્રીઓ સહજ બોલતાં બોલતાં પોતાનાં છોકરાંને તથા બીજાં માણસોને નઠારી નઠારી ગાળો દેછે, તથા તેવાજ પ્રકારના ન બોલાય એવા ઘણા શબ્દો બોલે છે. તે રોજ સાંભળ્યાથી છોકરાંને તેવુંજ બોલવાની ટેવ પડી જાય છે, તે કેમે કરી છૂટતી નથી. એવાં ઘણાં માણસો મારા જોવામાં આવ્યાં છે કે જેઓ મોહોટા મોહોટા લોકોને તથા બાળકોને પણ સારો ઉપદેશ તથા સારી કેળવણી આપેછે અને ઘણી યોગ્યતાવાળા તથા જ્ઞાની છે, પરંતુ નહાનપણમાંથી માબાપનું તથા બીજા લફંગા માણસોનું બોલવું સાંભળી સાંભળીને તેમને દરેક વાતમાં ખરાબ શબ્દો બોલવાની તથા ગાળો દેવાની જે ટેવ પડી ગઈ છે તે

છૂટતી નથી; ઘણું તો શું પણ તેવા ન બોલવા લાયક શબ્દો ખરાબ છે તે સુદ્ધાં તેમના ધ્યાનમાં આવતું નથી. તેઓ બોલવા લાગ્યા એટલે સભ્ય સ્ત્રીઓ, મોહોટા લોકો તથા નહાનાં બાળકોના દેખતાં એ તેવા અવાચ્ય શબ્દો તેઓ ઠેકાણે ઠેકાણે વાપરેછે. પોતાના વિદ્યાર્થીએ કાંઈ ભૂલ કરી તો મોહોટા મોહોટા શિક્ષકો જે સઘળાંને સન્માર્ગ દેખાડી જ્ઞાનનો ઉપદેશ કરનારા તથા ઊગતા જગતની ઉન્નતિરૂપી ઇમારતના થાંભલા જે વિદ્યાર્થીઓ તેમને માણસમાં આણનારા, તે સુદ્ધાં સહજ બોલતાં માબેનસમાની ગાળ દઈ પોતાની બડાઈ મારે છે! પરંતુ તેમના આવા અસભ્ય આચરણથી આગળ શાં ફળ ઉત્પન્ન થશે તે તેમના સ્વપ્નામાં પણ આવતું નથી, એ ઘણું ખરાબ છે. માટે તેમણે પોતાનો આ દોષ જાય તેવો પ્રયત્ન કરવો જોઇયે. કારણ, આપણા આ પતિત દેશની ભવિષ્ય દશા તેમના ઉપર આધાર રાખે છે. તેઓ જે પ્રમાણે આચરણ કરશે, બોલશે, તથા શીખવશે તે પ્રમાણેજ તેમની પાસેથી ઉપદેશ લઈ તૈયાર થતા વિદ્યાર્થીઓ પણ શીખશે. લીંબુનું બી રોપી તેમાંથી ઉત્પન્ન થયલા ઝાડ ઉપરથી કેરી તોડી ખાવાની ઇચ્છા રાખવી એના કરતાં બીજી વધારે મોહોટી મૂર્ખાઈ જગતમાં નથી. માણસ સારૂં નરતું બોલ્યાથી જેટલું પોતાનું અથવા પારકાનું ભલું ભૂડું કરી શકેછે તેટલું બળથી અથવા ધનથી કરી શકતો નથી. સર્વ બળમાં વાચાબળ શ્રેષ્ઠ છે. લખન, જ્ઞાન, વગેરે પ્રકાર સઘળા વાણીમાંજ સમાયલા છે. માટે પહેલેથીજ છોકરાંની બોલી સ્વચ્છ, શુદ્ધ, સત્ય, શાંત તથા મધુર થાય તેવો પ્રયત્ન કરવો જોઇયે. આ દેશમાં છોકરાંને બોલતાં આવડવા માંડ્યું કે તરતજ "તને વર અથવા વહુ શામાટે જોઇયે!" "ફલાણો કેમ ચાલેછે," "ફલાણાના કેવા ચાળા પાડવા," "ક્યારે પરણવુંછે?" "માના મોહોમાં માર" "ફલાણાને લાત માર." "ફલાણી વસ્તુ ફલાણાને ન જણાતાં લાવ" વગેરે શીખવવાની રીત છે. આ સઘળા પ્રકાર આણીમેરનાં માણસોને સહજ નજીવા લાગેછે, પરંતુ આથી આગળ કેવા અનર્થ થાય છે તે તેમનાં સ્વપ્નામાં પણ હોતું નથી. કેરી?

ઝાડનું બીજ રાઈ જેવડું ઝીણું હોય તોપણ તેનું ઝાડ થઈ ફળ આવે એટલે તેથી લાખો પ્રાણીઓનો પણ સંહાર થશે. પર્વત જેવડી સૂકા ઘાસની ગંજીમાં દેવતાની એક નહાની સરખી ચણગારી પડે તો તે બધું ઘાસ બાળી રાખ કરી નાંખવાને બસ છે. તેમજ નહાનપણમાં નહાનાં નહાનાં દુરાચરણ તથા ખરાબ શબ્દો છોકરાં શીખે એટલે મોહોટપણમાં તે મોહોટાંમોહોટાં દુષ્કર્મો કરી પોતાનાદેશની રાખ કરવાને બસ થાયછે. બંગાળા દેશનો છેલ્લો નવાબ શિરાજઉદ્દૌલ્લા પોતાના વડવાની પાસે રહ્યો હતો. તેને તેના લાડથી તથા દુષ્ટ સંગતિને લીધે નહાનપણથી દુરાચરણનો નાદ લાગ્યો હતો. તે મોહોટો થયા પછી છેવટે તેણે પોતાના દુર્ગુણોથી દેશની તથા પોતાની કેવી દુર્દશા કરી લીધી એ ઇતિહાસ વાંચી જોયાથી સારી પેઠે ધ્યાનમાં આવશે. સારાંશ એ કે, જે કાંઈ આગળ મોહોટા રૂપમાં આવી સારા નઠારાનું કારણ થાય છે તે પ્રથમ છેક નહાનું હોય છે. આ જગતમાં પહેલાંથી મોહોટું એવું કાંઇજ નથી. કાળે કરીને સઘળાજ નહાનાથી મોહોટા થાયછે. સાપનું બચ્ચું નહાનું હોય તોપણ તેનો જાતિ સ્વભાવ તે વખતે તેનામાં હોતો નથી તથા તે મોહોટું થઈ આગળ એકાદ ઝેરી સાપ નહિ થાય એવું કોણ કહેશે? વિષવૃક્ષનો અંકુર દેખાયો કે તરતજ તેને ઉખેડી નાંખવો. નહાનો કુમળો હોય ત્યાંસુધી તેને ઉખેડી નાંખતાં ઘણો શ્રમ પડતો નથી. તેજ મોહોટો થઈ એક વખત જમીનમાં તેનાં લાંબાં લાંબાં મૂળ ઊંડાં સજડ થયાં એટલે તેને ઉખેડવો સહેલ નથી. વધારે તો શું પણ તેને છાંયડે સુદ્ધાં જવાવાનું નહિ. પ્રથમ છોકરાંને કોઈ પણ પ્રકારના દુરાચરણની ટેવ ન લાગવા દેવી એજ ઉત્તમ છે. કદાચિત પોતાનો પ્રયત્ન છતાં પણ તેને ખરાબ આદત પડી તો આરંભમાંજ તેને જડમૂળથી છોકરાંના હ્રદયમાંથી ઉખેડી નાખવી, નહિતો મોહટપણમાં તે કદી છૂટવાની નહિ. આગળ તેમનાથી ભયંકર કૃત્યો થવાનો સંભવ છે.

બાળકને ખરાબ સંગતિમાં રહેવા દેવાં નહિ. છોકરાં નહાનાંહોય છે ત્યારે બીજાં છોકરાં સાથે રમવા જાયછે. તે બીજાં છોકરાં સારાં

હોય તો તેમની સાથે તેમને રમવા દેવાં, પરંતુ લફંગાં છોકરાં સાથે કદી રમવા દેવાં નહિ. ખરાબ માણસની સોબતથી સારો સ્વભાવ હોય, તોપણ ખરાબ થાયછે. છોકરાંને સારા સહવાસમાં રાખ્યાં તો તે સારાં, અને ખરાબ સહવાસમાં રાખ્યાં તો તે ખરાબ થાય છે. શિક્ષણના કરતાં સહવાસનો ગુણ મનુષ્યને જલદી લાગેછે. અનુકરણ કરવું એ મનુષ્ય સ્વભાવનો ધર્મજ છે. કોઇએ કાંઇ કર્યું એટલે આપણને પણ તેમજ કરવાનું મન થાયછેજ. નહાનાં છોકરાંની બુદ્ધિ કાચી હોવાને લીધે તેમને સારા માઠાનું જ્ઞાન હોતું નથી. તેઓ જેવા માણસોના સહવાસમાં હશે તેવા મનુષ્યનાં આચરણનુંજ અનુકરણ કરવું એમ તેમને લાગેછે. પછી તે સારૂં હો કે ખરાબ હો. તેજ સારૂં એવો તેમનો દૃઢ નિશ્ચય થઇ જાયછે. છોકરાંને આપણી પરોક્ષ કોઈની સાથે જવા દેવાં નહિ. તેઓ હમેશા આપણી આજ્ઞામાં રહે એવાં કરવાં. કોઈ કોઈ બાયડીઓ છોકરાંને ધાકમાં રાખવા માટે અતિશય મારી અથવા એવા પ્રકારનાજ બીજા ક્રૂર ઉપાયોથી તેમનું મન બગાડી નાંખેછે. પરંતુ તેમ કરવું ઘણું અયોગ્ય છે. અકાળે વધારે માર્યાથી, વિના કારણ ભય બતાવ્યાથી, છોકરાંનો મા ઉપર પ્રેમ રહેતો નથી. તેજ કારણથી મોહોટપણમાં તેને વિષે તેમની પૂજ્યબુદ્ધિ પણ હોતી નથી. મારથી છોકરાં નઠોર થાય છે. એક વખત તેમને માર ખાવાની ટેવ પડી ગઈ એટલે તેઓ પોતાની હઠ છોડતાં નથી. પછી તેમને ઠેકાણે આણી શકાતાં નથી. કઠોરપણાથી છોકરાંને અથવા બીજાંને પોતાનાં કરી લેવાં એ અત્યંત મૂર્ખાઇ છે. શાન્તપણું મોહોટું શસ્ત્ર છે. સૌમ્યપણાથી સિંહ સરખું ક્રૂર જન્તુ પણ છેક નમ્ર થઈ માણસની આજ્ઞામાં વર્તેછે. છોકરાંને પ્રયત્ન કરી બને તેટલા સૌમ્યપણાથી સારો ઉપદેશ કરી, નીતિમાર્ગે લગાડવાં. જો આ ઉપાયથી તેમને રસ્તા ઉપર લવાતાંજ નથી એમ સમજવામાં આવે તોજ થોડી કઠોર શિક્ષા કરી તેમને ઠેકાણે આણવાં; પણ છોકરાંનો અપરાધ ન છતાં બીજાની ભલથી અથવા પોતાને ગુસ્સો ચઢ્યો છે તેથી વગેરે કારણોને લીધે તેમને કાંઈ પણ શિક્ષા કરવી નહિ. ફોકટ અયોગ્ય છોકરાંને લાડ કરવાં નહિ. તેમ કર્યાથી છોકરાં

ખરાબ રસ્તે લાગેછે. પછી તેઓ આપણું અથવા બીજાનું કોઈ તેમનું હિત કહે તેમનું પણ કહ્યું સાંભળતાં નથી. માટે ઘણા કઠોર અથવા જેમાં ખોટાં લાડ હોય તેવા બંને ઉપાયો છોડી મધ્યમ ઉપાય એટલે કાંઈ શાંત અને કાંઇ કઠોર ઉપાયો કામે લગાડી છોકરાંને સારી કેળવણી આપવી. બાળપણના જેવી નિર્મળ અને સરળ અવસ્થા મનુષ્યજન્મમાં બીજી કોઈ નથી. છોકરાંને આ અવસ્થામાં જેમ વાળીએ તેમ તેઓ વળેછે. છોકરાંને નહાનપણમાં સારી કેળવણી આપવાનું કામ માતાનું છે. માતાનું આચરણ એક સાંચો છે. તે સાંચો જેવો હશે તેવા પ્રકારનીજ છોકરાંની બુદ્ધિ, પ્રકૃતિ તથા આચરણ થાયછે. માનું શિક્ષણ સારૂં હોયછે તો છોકરાં સારાં નીવડેછે, અને ખરાબ હોય તો તેઓ ખરાબ થશે, એ કહેવાની જરૂર નથી. છોકરાં પ્રકૃતિથી ખરાબ હોય તોપણ માનાં સદાચરણ તથા સારાં શિક્ષણથી સારાં થાયછે. આપણા દેશની માવડીઓએ સુમિત્રા, વિદુલા, કુન્તી વગેરે સ્ત્રીઓનો દાખલો લઈ તેમણે જેમ પોતાનાં છોકરાંને નહાનપણથી સારી કેળવણી આપી માણસાઈમાં આણ્યાં હતાં, તેમજ કરવું. છોકરાં સઘળાં સરખાં છે. આપણી દેખરેખ નીચે જેટલાં છોકરાં હોય, પછી તે બીજાનાં હોય તો પણ, પોતાનાં પેટનાં છોકરાંની પેઠે તેમનું હિત ચિંતવી તેમને સારે રસ્તે લગાડવાં. છોકરાંમાં કોઈ પણ કારણથી લડાલડ થવા દેવી નહિ; કારણ નહાનપણમાં નિરર્થક થયલું વેર મોહોટપણે પણ મનમાંથી નીકળતું નથી. જે છોકરાંનું નહાનપણમાં વૈમનસ્ય થયું હોય છે તેઓ મોહોટપણમાં પોતાની બુદ્ધિએ ચાલવા લાગેછે ત્યારે પાછલા વેરનો બદલો લેવા માંડે છે. આથી કદી કદી મોટા અનર્થો થાયછે. છોકરાંઓમાં પરસ્પર પ્રીતિ વધી તે તેમના હૃદયમાં અચળ થાય એવો પ્રયત્ન કરવો. પાંડવોની માતા કુન્તીને ત્રણ પોતાના પેટના અને બે તેની શોકયના એમ કરી પાંચ પુત્રો હતા. તેઓ નહાનપણમાં તેની દેખરેખ હેઠળ હતા ત્યારથી તે મોહોટા રાજ્યકર્તા તથા સ્વતંત્ર થયા ત્યાંસૂધી તેણે તેમની વચ્ચે કદી વેર ઉત્પન્ન ન થતાં ઉત્તરોતર તેમનો પરસ્પર પ્રેમ દૃઢ થાય એવા સારા વ્યવહારથી સ્વાર્થ છોડી તે સર્વેને

સરખી કેળવણી આપી. આને લીધેજ તે પાંચે ભાઇઓનો એક બીજા ઉપર પોતાના પ્રાણ કરતાં પણ વધારે પ્રેમ હતો. તેમનામાં કદી ઊંચાં મન થયાં નહિ, અને બાળપણમાં તેમની માતાએ તેમને સારી કેળવણી આપી હતી તેથી મોહોટપણમાં તેમને દૈવયોગે ઘણી વિપત્તિઓ ભોગવવી પડી તોપણ તેમનું પગલું કદી અધર્મ માર્ગમાં ભૂલથી પણ પડ્યું નહિ; તેથી તેઓ નહાનપણથી છેક નિરાશ્રિત છતાં પણ મોહોટે મોહોટે પ્રસંગે ધૈર્યથી ધર્મમાર્ગમાં નિશ્ચળ રહેતા અને છેવટે સ્વર્ગ સમાન રાજ્યસુખના અધિકારી થયા.

સુમિત્રાનો લક્ષ્મણ એકનો એક પુત્ર હતો. તેણે તેની શોક્યનો કુંવર રામ વનવાસ જવા નીકળ્યો ત્યારે પોતાના પેટના એકના એક છોકરાને છોડાય નહિ તોપણ તેને સદુપદેશ દઈ રામની સાથે જવા કહ્યું. તે બોલી "રામને દશરથને ઠેકાણે, સીતાને મારે ઠેકાણે, અને અરણ્યને અયોધ્યાને ઠેકાણે સમજજે. અને માહારા બાળ! તું સુખે રામની સાથે જા." આહા! શો આ ઉપદેશ! કેવું આ પોતાની ફરજનું જ્ઞાન! આવી સાધ્વી ધર્મ જાણનારી તથા સન્માર્ગ દેખાડનારી મા જે છોકરાંની હશે તેના કરતાં સુખી બીજું કોણ !

વિદુલા નામે એક રાણી હતી. તેને નહાનપણમાં સંજય નામે એક કુંવર પ્રસવ્યો. પછી કેટલેક દિવસે રણમાં શત્રુની સાથે યુદ્ધ કરતાં તેના પતિએ પ્રાણ છોડ્યા. ત્યારથી તેણે પોતાના બાળક પુત્રનું સારૂં પાલન કર્યું અને સારી કેળવણી આપી. આગળ તે મોહોટો થયા પછી કેટલેક દિવસે તેના શત્રુઓ તેના રાજ્ય ઉપર ચઢી આવ્યા. તેઓ ઘણું સૈન્ય લઈ આવ્યા હતા તેથી પોતાના થોડા સૈન્યથી સંજયથી પોતાના વેરીઓની સાથે યુદ્ધ કરી શકાયું નહિ. તે રણમાંથી નાશી ઘેર આવ્યો અને નિશ્ચેષ્ટ જેવો બેશી રહ્યો. આ વર્તમાન તેની માતાને સમજાતાંજ તે તેની પાસે ગઈ અને તેને ઉત્સાહપૂર્ણ ઉપદેશ કરવા લાગી. પછી તેના ઉપદેશ પ્રમાણે સંજય ફરીને સમરાંગણમાં શત્રુઓની સાથે લડાઈ કરવા ગયો અને ધીરજ ધરી તેમની સાથે થોડાજ સૈન્યથી યુદ્ધ કર્યું અને તે સર્વેનો પરાભવ કર્યો. પછી મોહો-

ડી વીરશ્રીથી સુશોભિત થઈ તે પોતાની માને મળ્યો અને તેના ઉપદેશથી તેને આટલો મોહોટો જય મળ્યો માટે તેનો મોહોટો આભાર માન્યો.

એવીજ રીતે આપણા દેશમાં જે મોહોટા રાજાઓ, શૂરા, સાધુ, પરોપકારી, ધર્મ જાણનારા મહાત્માઓ થઈ ગયા તેમને, તેમની સાધ્વી માવડીઓની સારી કેળવણીજ તેવી મોહોટી પદવીએ ચઢાવવામાં કારણ હતું એમ વિચાર કરતાં સમજાશે. હવે આપણા દેશમાંના લોકોની જે દુર્દશા થઈછે ને નહાનપણથી સારી કેળવણી અને સત્સંગ ન હોવાને લીધે તેમનાથી જે અયોગ્ય કૃત્યો થાયછે તેથીજ થઈ છે એ સ્પષ્ટ દીસે છે. માટે આપણા દેશની દુર્દશા જોઈ દયા લાવનારા લોકોએ દેશવાસી મનુષ્યોના માતાઓ જેવી કેળવણી આપ્યાથી સારા સ્વભાવ તથા આચરણની અને જ્ઞાની થાય તેવો પ્રયત્ન કરવો, તેથી તેમના જે સંતતિ થશે તે પોતાની માતાઓ પાસેથી સદાચરણ તથા કર્તવ્યનિષ્ઠા પ્રાપ્ત કરશે; અને આગળ મોહોટપણમાં તેઓજ આપણા પતિત દેશનો ઉદ્ધાર કરશે.

---

# પરિચ્છેદ ૮ મો.

## ઇતિ કર્તવ્યતા.

કોઈની દશા સર્વદા એકસરખી હોતી નથી. આ ફરતા સંસારમાં પહેલથી તે છેવટસુધી એકસરખી સ્થિતિ જેની હશે એવું કાંઇજ જોવામાં આવતુ નથી. આપણા દીઠામાં સૂર્ય મંડળના જેવો તેજનો ઢગલો બીજો કોઇજ નથી. સૂર્યના પ્રકાશથી ચંદ્ર, તારા, પૃથ્વી પ્રકાશ પામે છે. આવા વર્ણન ન કરી શકાય એવા તેજથી ભરપૂર સૂર્યમંડળની પણ સ્થિતિ એક સરખી નથી. કોઈવખતે તેના ઉપર કાળા ડાઘા દેખાયછે. કદી તે સામાન્ય વાદળાની છાયાથી ઢંકાઈ જાય છે. કદી ચંદ્રમંડળ વચમાં આવ્યાથી તેનું ગ્રહણ થાયછે. તે રાત દિવસ ફરનારા ગ્રહ, ઉપગ્રહ વગેરેને સાથે લઈ ફરે છે. પૃથ્વી ફરેછે. ચંદ્ર, તારા ફરે છે. પૃથ્વી ઉપર રહેલા પર્વત, સમુદ્ર, નદ, નદીઓના અંદરના ભાગમાં

સ્વભાવિક નિયમને લીધે ક્ષણે ક્ષણે થનારા ફેરફારો, સ્વભાવથી ઉત્પન્ન થએલા વસ્તુસમૂહના સ્વભાવિક રીતે થનારા ઋતુના ફેરફારને લીધે ફળ પુષ્પ પલ્લવ વગેરે સ્વભાવિક સંપત્તિથી સુશોભિત થઈ ફરીને થોડા વખતમાં લાકડાં થઈ બળનારી વનસ્પતિઓ, આપણાજ શરીરને નાના પ્રકારની આકૃતિમાં લાવનાર બાલ્ય, યૌવન, ઘડપણ, જાગૃત સ્વપ્ન, સુષુપ્તિ, જીવન, મરણ ઇત્યાદિ અવસ્થાઓ, પૃથ્વી ઉપરના કોઈ રાજ્યની તથા તેની પ્રજાની ક્યારે કેવી અવસ્થા થઈ તેનો ખરો સાક્ષી ઈતિહાસ, એ સઘળાં શબ્દો ઉચ્ચાર્યાવિના માણસને ઉપદેશ કરેછે કે "હે માનવી! અમારી અવસ્થા જો, અને તારૂં અજ્ઞાન છોડ. જગતમાં કોઈની સ્થિતિ સરખી નથી એમ સમજી કરવાનાં કામ કર. ભાવી વાત ચૂકતી નથી. તું કશાનોજ અહંકાર કરીશ મા." આ પ્રમાણે જ્યાં જોઈયે ત્યાંથી અવસ્થાના ફેરફાર વિષે ક્ષણે ક્ષણે મનુષ્યને ઉપદેશ મળે છે.

મનુષ્યને જ્યારે ખરાબ દશા આવે છે ત્યારે તે છેક ગભરાઈ જાય છે. તેને આગળ શું કરવું તે સૂજતું નથી. આવે વખતે મોહોટા મોહોટા ધૈર્યવાળા વિદ્વાન પુરૂષો પણ છેક બુદ્ધિહીન થઈ એકાદ ગમે તેવું કામ કરી દે છે. તો આવો અસહ્ય પ્રસંગ કોમળ હૃદયની દુર્બળ સ્ત્રીઓ ઉપર આવે એટલે તેમની કેવી દશા થતી હશે એ કહેવું પડે એમ નથી. માટે વિપત્તિને સમયે સ્ત્રીઓએ કેવું આચરણ કરવું જોઈયે તેનો સંક્ષેપે વિચાર કરિયે.

પ્રાચિન કાળના દૂરદર્શી વિદ્વાનોએ કહ્યું છે કે, "तावद्भयस्य भेतव्यं यावद्भयमनागतम् । आगतं तु भयं ज्ञात्वा प्रतिकुर्याद्यथोचितम्॥ " એટલે જ્યાંસૂધી ભય [આપણી સામે] આવ્યું નથી ત્યાંસૂધીજ ભયથી બીવું. ભય [એક વખત આપણી સામે] આવ્યું એવું સમજાયું કે યથાયોગ્ય [ઉપાયોથી] તેને દૂર કરવું. મનુષ્યઉપર કોઈ પણ એકાદ દુઃખનો પ્રસંગ આવે છે ત્યારે તેને એવું લાગે છે કે આ જગતમાં તેના જેવું દુઃખી બીજું કોઈજ નહિ હોય, અને તેની એવી સમજણ થઈ એટલે તે મનુષ્ય પોતાના કપાળ ઉપર હાથ ટેકી દુઃખ દૂર કર-

વાનો પ્રયત્ન ન કરતાં તેવીજ સ્થિતિમાં પોતાનો કાળ કાઢે છે. આવે પ્રકારે સર્વદા દુઃખી અવસ્થામાં હોય એટલે તેને કોઈ પણ પ્રકારની આશા રહેતી નથી. પછી તે મનુષ્ય નિરાશ થઈ ઇશ્વરને, પોતાના ભાગ્યને, અથવા જે કાંઈ તેના દુઃખનું કારણ થયું હશે તેને દોષ દે છે. અને છેલ્લે સરવાળે નિરૂદ્યોગતાને લીધે આવા દુઃખમાંથી પાર થવાનો કાંઈ સારો ઉપાય ન સૂઝ્યાથી છેક અધીરો થઈ તે માણસ ધર્મ માર્ગ છોડી ખરાબ રીતે એટલે આત્મહત્યા, પરહત્યા, ચોરી, દગલબાજી, વ્યભિચાર, તથા મદ્યપાન વગેરે દુર્વ્યસન લગાડી કેમ કરી પોતાના દુઃખનો ભાર ઓછો કરવા માગેછે. પરંતુ આવા ખરાબ ઉપાયોથી દુઃખ કદી કમી થતું નથી. ઊલટું પહેલાંના કરતાં સોગણું વધારેજ થાયછે. અને કદાચિત તે માણસ મરણ પામ્યું તો પાછળ તેની અપકીર્તિ ચારેતરફ પસરે છે. આમ છે તોપણ અધીરાં માણસો તે તરફ લક્ષ આપતાં નથી. તેઓ પોતાના દુઃખના સપાટામાં હોયછે એટલે તે વખતે પોતાનું કર્તવ્ય શું તેનો વિચાર કરતાં નથી, અને તેમ કરવાની તેમને બુદ્ધિ તથા શક્તિ પણ હોતી નથી. કારણ તેમનાં દુઃખથી ભરપૂર હૃદયમાં થોડી સરખી પણ એવી જગા હોતી નથી કે જ્યાં કર્તવ્યબુદ્ધિનો સમાવેશ થઈ શકે. માટે મનુષ્યને દુઃખને સમયે પ્રથમ જે સૂઝે તેજ કરવું નહિ. મોહોટા જ્ઞાની લોકો જેવો ઉપદેશ કરે તેમ કરવું. પરંતુ બધાને ઉપદેશ કરવાને સારા લોક વખત પડે મળશે એમ કહેવાય નહિ. માટે માણસે સારી સ્થિતિમાં પોતે હોય ત્યારે જ્ઞાની લોકોનાં લખેલાં સદુપદેશથી ભરપૂર પુસ્તકો વાંચવાં તથા તેવે વખતે કોઈ મોટેરા સાથે સહવાસ કરવાનો જોગ બની આવ્યો તો વિપત્તિને સમયે મનુષ્યની ફરજ શી તે બાબત તેમની પાસેથી ઉપદેશ લેવો. તથા મન શાંત હોય ત્યારે પોતે પણ ખૂબ વિચાર કરી હમેશા પોતાના હૃદયમાં અચળ ધૈર્ય રહે એવો પ્રયત્ન કરવો.

વિપત્તિને વખતે મનુષ્ય છેક ગભરાઈ ગયલો હોવાને લીધે તેની બુદ્ધિ વિચારશૂન્ય થાય છે. તે વખતે સારૂં શું, તથા ખરાબ શું એ જલદીથી ધ્યાનમાં આવતું નથી. તેવો વખત સાધીને સ્વાર્થ સાધક લોક નાના પ્રકારની સલાહ આપેછે, અને કેમ કરી ફસાવીને પોતા-

નું કામ કાઢી લેછે. પછી તે માણસની છેક ખરાબ સ્થિતિ થાયછે ત્યારે પહેલાં જેમણે તેને તેમ કરવાની સલાહ આપી હતી તેજ લોકો તેની ઠઠ્ઠા મશકરી કરેછે, અને લોકો પાસેથી પણ તેમ કરાવે છે. માટે વિપત્તિને સમયે કોઈ બીજાના અથવા પોતાના વિચારથી કાંઈ પણ કામ કરવું તે લાંબો વિચાર કરી ચિત્ત સ્થિર થાય ત્યારે કરવું. સલાહ દેનારા લોકો બધાજ ખરાબ અથવા બધાજ સારા હોયછે એમ નથી. સારા નરતા બધે ઠેકાણે હોયછે, તોપણ અનુભવ ઉપરથી જ્યાં એવું સમજાઈ આવે કે નિઃસ્પૃહપણે પક્ષપાત ન કરતાં કોઈ આપણા તથા લોકોના ગુણદોષ સ્પષ્ટ કહી આપણને સન્માર્ગે લગાડે છે તો તેમનુંજ કહેવું સાંભળવું; કારણ દીર્ઘદર્શી માણસોને જેવું સારા નરતાનું જ્ઞાન હોયછે તેવું પોતાનાં દુઃખથી વિચારશૂન્ય થયેલી બુદ્ધિને હોતું નથી. ઘણો જ્ઞાની જો કોઈ હશે, તો પણ તે સર્વજ્ઞ હોતો નથી. એકાદ હિતની વાત તેનાં કરતાં હલકી બુદ્ધિના માણસને સમજાતી છતાં તે તેને ખબર ન હોવાનો સંભવ હોયછે. કોઈ જે કાંઈ બોલે તે ચૂપકીથી સાંભળ્યાં કરવું. પણ વિચાર કર્યા સિવાય તત્કાલ કોઈ પણ કામ કરવું નહિ. "જે બોલવું, તે સત્ય અને પોતાથી થશે એવી ખાત્રી હોય તોજ બોલવું, નહિતો મૂગા રહેવું વધારે સારૂં છે." એકવાર મ્હોંમાથી નીકળેલા શબ્દ ઉપર મનુષ્યની સત્તા રહેતી નથી. જે શબ્દ મ્હોં બહાર નીકળ્યો તે નીકળ્યોજ, તે કાંઈ પાછો અણાતો નથી. આપણે જેવું બોલિયે તેવું કરવુંજ જોઈયે, નહિતો આપણને અસત્યરૂપી કલંક લાગશે એ વિચાર મનમાં જાગૃત હોવો જોઈયે. માટે જે બોલવું તે અયોગ્ય અથવા અધર્મસૂચક બોલવુંજ નહિ. કાંઈ પણ કરવું પડે તો તે સારા લોકોની સલાહથી કરવું. પરંતુ સર્વ વાતોમાં લોકોના ઉપર આધાર રાખી રહેવું નહિ. બને તેટલો પ્રયત્ન કરી પોતે પોતાના ઉપર આધાર રાખી જે કરવાનું હોય તે કરવું. "બધી બાબતોમાં લોકોની અંજળીથી પાણી પીવું" એ કહેવત પ્રમાણે લોકોના મ્હોં સામું જોઈ બેશી રહેવા સરખી દુર્દશા બીજી કોઈજ નથી. જે માણસ પોતાનું કામ પોતે ન કરતાં લોકો કરશે એમ ધારી વાટ જોઈ બેશી રહેછે તેમનાથી કાંઈ કહેવા સરખું કામ થતું નથી. તેવા પ્રકા-

रनुं माणुस जीवतां छतां मुवेलुं छे. विपत्तिने वखते धीरज कदी छोडवी नहि. जगतमां दुःखरहित कोइज नथी. एक वखत संकटमां सपडायो माटे हवे पछी मारूं कांइज सारूं थवानुं नथी एम धारी जे मनुष्य निराश थई धीरज छोडी दे छे तेना जेवुं मूर्ख कोईज नथी. नीतिमान तथा धीरजवाळा लोकोए कह्युं छे के" चक्रवत् परिवर्तन्ते दुःखानि च सुखानि च एटले सुख दुःख चाकनी पेठे फरे छे. सर्व प्राणीओनी दशा रेंट अने गरगडी जेवी छे. एक वखत भरती, एक वखत ओट, एक वखत ऊंची, एक वखत नीची, एम आपणी स्थितिमां नाना प्रकारना फेरफार थायछे. माटे पोतानी खराब स्थितिबद्दल माणसे कदी दुःखित, निराश तथा धैर्यरहित थवुं नहि. आज कदाचित एम लागे के आवेली विपत्तिमांथी कदी पार पडवाना नथी; परंतु ए मनुष्यबुद्धिनी भ्रांति नहि होय ए शा उपरथी? जगतमां सर्वत्र चक्रनी पेठे फरती ऊंची नीची स्थिति लाखोबंध दृष्टिए पडेछे तो पोताना उपर आवेली आ स्थिति पण एवीज रहेशे एनुं प्रमाण शुं? महावीर नेपोलियन बोनापार्ट प्रथम छेक हलकी स्थितिमां हतो. तेज प्रयत्न करी काळे करीने मोहोटो पराक्रमी अने फ्रान्स देशनो सार्वभौम राजा थयो. आवी मोहोटी पदवी पामीने पण काळचक्रना फरवाथी तेने एकदम बंदीखानामां कैदी थई रहेवुं पड्युं. त्यां तेने वखतपर मदद करे अथवा बे मीठा बोल बोली दिलासो आपे एवुं कोईज पासे नहोतुं. आवा असह्य प्रसंगमां ते जो काचा काळजानो माणस हत तो ते वखतेज तेनुं हृदय फाटी ते तत्काळ मरण पाम्यो हत. परंतु ते तेवो न होई घणो सहनशील तथा धीर पुरुष हतो. तेणे तेनी मदद न मळे एवी तथा अत्यंत विपत्तिनी अवस्थामां पण कांई चिंता न करतां अपूर्व धैर्य राखी घणी वीरश्रीथी शरीरमां चंचळाई आणी बोल्यो के "शी फीकर छे, अहीं हुं एकलो कैदखानामां पड्यो छुं तोपण बीतो नथी अने आशा पण छोडतो नथी. विपत्ति संपत्तिनी दूती छे. (विपत्ति आवी एटले तेनी पछी संपत्ति आवेछे एम सूचवे छे.) थोडा वखतमां अवश्य हुं अहींथी छूटी जईश अने एकलो सर्व शत्रुनी खबर लईश." आहा! केवुं आ धैर्य! आ-

વી વિપત્તિમાં ધૈર્યનું દૃષ્ટાંત જોવા સારૂ આપણને બીજી તરફ ડોકી-યું કરવાની પણ ગરજ નથી. આપણા દેશમાં આવા પ્રકારનાં દૃષ્ટાંત પુષ્કળ મળશે. આપણા આ દેશમાં ૨૫૫ વર્ષ ઉપર પતિત ભરત-ખંડનો પુનરૂદ્ધાર કરનારા છત્રપતિ શિવાજી મહારાજ જન્મ્યા. તેમના જન્મથી ભારતભૂમિનું "રત્ન ગર્ભા" ઉપનામ અક્ષરે અક્ષર ખરૂં ઠર્યું. તે પણ નેપોલિયનની પેઠે સાધારણ અવસ્થામાંથી પ્રયત્ન-થી રાજપદ પામ્યા; આગળ પ્રજાને પીડનારા સર્પના જેવા ક્રૂર ઔ-રંગજેબ પાદશાહે તેમને પકડી પુત્ર સહિત કેદમાં રાખ્યા. ત્યાંથી તે-મનો છૂટકારો થવાનો કાંઈ પણ સંભવ નહોતો તોપણ તે શૂર પુરૂષે ધૈર્ય ન છોડતાં પ્રયત્નથી ત્યાંથી પોતાનો છૂટકારો કરી લીધો, અને મુગલ તથા પઠાણ વંશનો જાણે કાળજ સામે આવ્યો હોય એવો ભય આપનાર તેઓ થયા તથા પોતાનાં રાજ્યોનો તથા પ્રજાનો ફરીને ઉ-દ્ધાર કરી પાછળ સત્કીર્તિરૂપે ઘણા વખત સુધી અમર થઈ રહ્યા. એવાંજ બીજાં પુષ્કળ દૃષ્ટાંતો અપાય પણ વિસ્તાર થવાના ભયથી અહીં તેનું વર્ણન કર્યું નથી.

વિપત્તિમાં મનુષ્યને શું કરવું ને શું ન કરવું તેનું જ્ઞાન જલદીથી થતું નથી તેથી અધર્મ માર્ગમાં તેનું પગલું પડવું સહજ છે. પરંતુ કોઈ પણ વિપત્તિનો પ્રસંગ આવે તોપણ માણસે અધર્મ માર્ગે ચઢવું નહિ. અધર્મ કર્યાથી કદી કોઈનું સારૂં થયું નથી. જદ્યપિ કોઈ કોઈ ઠેકાણે એવું દેખાઈ આવે કે ધાર્મિકોની દુર્દશા અને અધર્મીઓને સુખ થાય છે, તથાપિ તેનું પરિણામ હમણાં દેખાયછે તેવું નથી એમ વિચાર કર્યે અનુભવથી સહજ સમજાય છે. અધર્મી લોકો, મરતી વખતે પાંખ ફૂટી ઊડતી કીડીઓ પ્રમાણે, ઘણા દિવસ રહેતા નથી. અધર્મથી સંપાદન કરેલો વૈભવજ તેમના મૃત્યુનું કારણ થાય છે. તેવા લોકો મરી આ જગતમાંથી દી-સતા રહ્યા તોપણ તેમનો છૂટકો થતો નથી. તેમની અપકીર્તિ તેમની પાછળ સઘળાના મુખમાંથી વધારે પ્રસરતી જાય છે. તેવા મનુષ્યનું નામ લેવું તે પણ મોહોટો અપશુકન છે એવી લોકોની સમજ છે. આવી વિટંબના થવા કરતાં વધારે મોહોટું દુઃખ તે કયું? મનુષ્યે કોઈપણ કામ કરતી વેળાએ એવો વિચાર કરવો જોઇએ કે તે જે કરે છે તેમાં

તેનું એકલાનુંજ સારૂં નરતું થવાનું છે એમ નથી. પોતાના કુળ, નાત, ઇષ્ટમિત્ર તથા આખા દેશનો છેક નિકટનો અથવા પરંપરાથી તો સંબંધ હોય છે. આપણે થોડું ઘણું જે કાંઈ સારૂં અથવા ખરાબ કરીશું તેથી ઉત્પન્ન થનારા સારા અથવા ખરાબ પરિણામનું ભૂષણ અથવા દૂષણ તથા સુખ અથવા દુઃખ આપણી પેઠેજ એ સઘળાને અંશતઃ લાગુ છે. માટે આપણે ઘણું સંભાળીને ચાલવું જોઇયે. નહિતો એકાદ ખરાબ કામ આપણા હાથથી થયું તો તે આપણા ખરાબ કામને લીધે એ સઘળાને વિના કારણ દોષના ભાગીદાર થવું પડશે, એવો વિચાર કરી જે કરવાનું હોય તે ધર્મમાગ ન છોડતાં કરવું. જે મનુષ્યો પાપ કર્મો કરી લોકોમાં અપમાન પામે છે તેમની ખરાબ ચાલથી તેમના નિરપરાધી વંશને કલંક લાગે છે. એવા મનુષ્યનો જન્મ ન થવો એ સારૂં, નહિતો જન્મ થતાંજ તેનું મરણ થવું તે સારૂં; પરંતુ વંશને તથા દેશને લાંછન લગાડી તેમનું દીર્ઘાયુષી થઈ જીવવું નિરૂપયોગી છે. એવાં માણસોથી જન્મભૂમિ ઉપર કાંઈ પણ ઉપકાર ન થતાં ઊલટું નુકસાન માત્ર થાય છે. આવાં પ્રાણીઓ પૃથ્વી ઉપર જન્મ્યાં ન જન્મ્યાં સરખાંજ. જ્ઞાની લોકોએ કહ્યું છે કે, "परिवर्तिनि संसारे मृतःकोवा न जायते । स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ॥" એટલે આ ફરતા સંસારમાં મરણ પામે એવું પ્રાણી કોણ જન્મતું નથી? જેના જન્મથી વંશ[કુળ] ઊંચા પદવીએ પહોંચે તેજ જન્મ્યો. સારાંશ- નિરર્થક જન્મ પામીને મુરકુટના પેઠે મરી જનારાં અથવા બીજાનું ખરાબ કરવા સારૂજ જેમનો જન્મ તેવાં પ્રાણીઓના જન્મથી કાંઈ પણ લાભ નથી. મનુષ્ય જે કુળમાં ઉત્પન્ન થાય છે તે કુળનું નામ પોતાના સત્કૃત્યથી જો તેણે ગજવાવ્યું તોજ તેના જન્મનું સાર્થક થયું એમ સમજવું જોઇયે.

કોઈ કોઈ અલ્પ બુદ્ધિવાળા લોકો એવું કહેછે કે, આજકાલ જે માણસો ધર્મમાર્ગે ચાલે છે તેના ઉપરજ મોહોટાં મોહોટાં દુઃખોના પ્રસંગ આવે છે. તેમને કદી સુખ થતું નથી. આ તેમનું કહેવું ખરૂં નથી. વિચાર કરી જોતાં ધાર્મિક લોકોને જેટલું સુખ હોય છે તેટલું કોઇનેજ નથી, એવું સમજાઈ આવશે. બહારથી તેમને દુષ્ટોના ઉપદ્ર-

વને લીધે અથવા બીજાં કાંઈ કારણોથી દુઃખ છે એવું દીસે, તથાપિ તે તેમના મનમાં હોતું નથી.તેમના ઉપર મોહોટાં મોહોટાં દુઃખોના પ્રસંગ આવે તોપણ તેમનું મન સમુદ્રના જેવું ગંભીર, આકાશના જેવું નિર્મળ, અને શરદ ઋતુના ચાંદરણાના જેવું શાંત હોય છે. આના કરતાં બીજું સુખ તે કયું? જેનું મન ઇશ્વરના પ્રેમમાં તલ્લીન થયું છે તેમને બહારના દુઃખનો અનુભવ હોતો નથી.ધાર્મિકમાણસો નિઃસ્વાર્થ ઉપકાર કરીને ધર્માચરણથી જે સુખ મેળવે છે તે વર્ણન ન કરી શકાય તેવું હોય છે. તેની આગળ બહારનાં હલકાં દુઃખ કાંઇજ નથી એવું લાગે છે. ધર્મના પ્રભાવથી જેમનું હૃદય શાંત છે તેવા સાધુઓ ઉપર મોહોટાં દુઃખો આવે તોપણ તે બિલકુલ ગભરાતા નથી. તેમનું ચિત્ત જેવું પહેલાં હોય છે તેવુંજ છેવટે પણ હોય છે. માંડવ્ય ઋષિ ઇશ્વરના ધ્યાનમાં નિમગ્ન રહી વનમાં રહેતા હતા. તેમના ઉપર ચોરીનું આળ આણી દુષ્ટ લોકોએ તેમને સૂળીએ ચઢાવ્યા. તેવી પ્રાણાંત દુઃખ દશામાં પણ તેમનું ધૈર્ય પર્વત પ્રમાણે અચળ રહ્યું. વનમાં રહેતા તે વખતે તેમની જે ક્ષમા હતી તેજ આખર સૂધી રહી. તેમને જે દુષ્ટોએ સૂળી ઉપર ચઢાવ્યા તેમને તેમણે ક્ષમા કરી તથા વિચાર કરી સઘળાં આચરણ કર્યાં. તે વખતે તેમને ક્રોધ, નિરાશા વગેરેએ કાંઈ પણ ઉપદ્રવ કર્યો નહિ. ઇસુ ખ્રીસ્તને દુષ્ટોએ ક્રૂસ ઉપર આખા શરીરે ખીલા ઠોક્યા, પરંતુ તે ભયંકર વખતે તેમનું મન કાંઈ પણ ભય અથવા દુઃખથી વ્યાકુળ થયું નહિ. ક્રૂસ ઉપર આવી શોચનીય દશામાં મરતી વખતે પણ તેમણે ચિત્ત સ્થિર રાખી શાંત મનથી જગત્પિતાની સર્વ પ્રાણીઓનું મંગળ થવા સારૂ પ્રાર્થના કરી, અને મોહોટી ધીરજથી સર્વ દુઃખ સોસી લીધાં; પરંતુ તે ધર્મમાર્ગથી ચૂક્યા નહિ. એનું નામ ધર્મિકતા!

આવા મોહોટા મોહોટા ધાર્મિક પુરૂષો ઉપર જે દુઃખના પ્રસંગ આવે છે તે ઈશ્વરની કૃપા તેમના ઉપર હોયછે માટેજ આવેછે. જો તેમના ઉપર તેવા પ્રસંગ ન આવે તો તેમની યોગ્યતા કેટલી છે તે લોકોને ખબર પડે નહિ. તેમનું પર્વત સરખું અચળ ધૈર્ય, શાંત નિષ્કપટ મનનો ભાવ, ચાંદરણાની પેઠે શત્રુ, મિત્ર, ભાઈ, માણસ, પશુ,

પક્ષી વગેરે સર્વ પ્રાણીઓ ઉપર એક સરખો ફેલાઈ આનંદ આપ-
નારો વિશાળ પ્રેમ, જગતના વશીકરણના મંત્રરૂપી તેમનું ઉદાર ચ-
રિત્ર, એ સર્વ જો તેમના ઉપર કષ્ટ ન પડે તો શી રીતે લોકોને જણા-
વાનું? વિપત્તિ ધાર્મિકજનરૂપી સોનાની કસોટી છે. વિપત્તિમાંજ ધા-
ર્મિકોની પરીક્ષા થાય છે. સારી સ્થિતિમાં હોય ત્યારે ધાર્મિકપણાનો
વેશ લઈ બડાઈ હાંકનારા લોકો ઘણા હોયછે. પરંતુ તેમની પરીક્ષા
સહજ થતી નથી. જ્યારે તેમના ઉપર વિપત્તિ આવી પડેછે ત્યારે તે-
મનું ખરૂં રૂપ જણાઈ આવે છે. એક ગધેડો સિંહનું ચામડું ઓઢી
ઘણા દિવસસૂધી પશુઓમાં હું સિંહ છું એમ કહી રાજ્ય કરતો હ-
તો. પરંતુ એક હાથીની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ જ્યારે આવ્યો ત્યા-
રે રાજેશ્રીનું ખરૂં રૂપ બહાર પડ્યું, અને તેણે પોબારા ગણવા માં-
ડ્યા, પરંતુ હાથીના હાથમાંથી તેનો છૂટકો થયો નહિ. આ પ્રમાણે
ઢોંગી ધાર્મિકો ધર્મની કાંચળી પહેરી આખા દેશમાં પોતાની મોહો-
ટાઈની દાંડી પીટતા ફરેછે. પરંતુ તેમની ખરી યોગ્યતા લોકોને જલ-
દીથીજ સમજાઈ આવેછે. ઈશ્વરેચ્છાથી સજ્જનો ઉપર વિપત્તિઓ-
ના મોહોટા મોહોટા પ્રસંગો આવેછે તે તેમનું ધૈર્ય, મોહોટાઈ, ધર્મ-
નિષ્ઠા, ઉદારતા વગેરે ગુણો પ્રસિદ્ધિ પામી જગતમાં તેમની કીર્તિ અ-
ક્ષય રાખવા માટેજ આવેછે. તેથી તેમના ઉપર વિપત્તિઓ આવેછે
ત્યારે તેઓ ધૈર્ય કદી છોડતા નથી અને દુઃખ પણ કરતા નથી. તે
વી દશામાં છતાં ઉલટો તેમને શાંતી સુખનો અનુભવ વધારે થાયછે.
આ ઉપરથી "ધાર્મિક લોકોને સંકટો ભોગવવાં પડેછે" આ મૂર્ખ
લોકોનુંજ કહેવું છે એ સિદ્ધ થાયછે.

ઈશ્વરેચ્છાથી સાધારણ લોકો ઉપર જે નહાનાં મોહોટાં સંકટો
આવે છે તે બાબત ઘણા લોકો ઈશ્વરને દોષ દે છે. કોઈ કહેછે કે "ઈ-
શ્વર ઘણો નિર્દય છે, તેના રાજ્યમાં ન્યાય નથી. તે નિરપરાધી પ્રા-
ણીઓને નિરર્થક સંકટમાં નાંખે છે." ઈશ્વર પ્રાણીઓ ઉપર કદી
નિર્દય થતો નથી. સર્વે પ્રાણીઓ ઈશ્વરનાં છોકરાં છે. પોતાના છોક-
રા ઉપર કોઈ નીચ પ્રાણી પણ નિર્દય થતું નથી તો દયાસિંધુ સર્વ-
કર્તા પરમેશ્વર નિર્દય થશે એમ કેમ કહેવાય? પ્રાણીઓ ઉપર જે સં-

કટો આવેછે તે ઈશ્વરી ઈચ્છાથીજ આવેછે એ ખરૂં; પણ તેટલા ઉપરથીજ ઈશ્વર નિર્દય ઠરતો નથી. તેના ન્યાયી રાજ્યમાં જે કાંઈ થાયછે તે નિષ્કારણ નથી. પ્રાણીઓ ઉપર જે દુઃખોના પ્રસંગ આવે છે તે પણ કારણવિના આવતા નથી. તે આવવાનાં ચાર કારણો છે; તે નીચે પ્રમાણેઃ—

૧. સજ્જનની મોહોટાઇ પ્રકાશ કરવા; તે ટૂંકામાં ઉપર કહ્યુંજ છે.

૨. પ્રાણીઓને સુખની યોગ્યતા સમજાય એટલા સારૂ એકાદ મનુષ્ય જન્મથી સુખી હોય તો તેને સુખની યોગ્યતા સમજાતી નથી. એકાદ પથરાની મૂર્તિ તેની જગાએ સુખનો અનુભવ કરતી હોય તે જેવી તે સુખરસની અનભિજ્ઞ (અજાણ) હોયછે તેવુંજ તે મનુષ્ય પણ છે. જગતમાં રાત્રિનું અંધારૂં ન હોત તો સૂર્યના પ્રકાશથી શું સુખ અને કેટલા ફાયદા થાયછે તે સમજાત નહિ. રોગ ન હોત તો આરોગ્યતાનું સારાપણું ખબર પડત નહિ. કડવા પદાર્થો ન હત તો મીઠા પદાર્થોની મધુરતા સમજવામાં આવત નહિ. આ પ્રમાણે મધ્યે મધ્યે દુઃખનો અનુભવ થયાવિના સુખની યોગ્યતા કોઈનેજ માહિત થાત નહિ. હમેશા સુખમાં હોઇયે તો તેજ દુઃખ છે એમ ભાસેછે. આઠે પોહોર ખાંડ ખાઇયે તો મન બગડે છે, તથા શરીરમાં બગાડ થાય છે. તેમ ન કરતાં વચમાં વચમાં બીજા પદાર્થો (તીખો ખાટો વગેરે) ખાઈ થોડી ખાંડ ખાઇયે તો મન પ્રસન્ન રહી શરીરની પ્રકૃતિ સારી રહેછે, અને ખાંડની યોગ્યતા સમજાય છે. જગતમાં પ્રાણીઓનો એવો સ્વભાવ છે કે તેને જોઇયે તે કરતાં વધારે કાંઈ ખપતું નથી. સુખ અથવા દુઃખ હદ કરતાં જ્યાદે થયું તો તે ઉપરથી તેનું મન વિરક્ત થાય છે અને ઘણા અપાય પણ થાયછે. માટે ઈશ્વરી ઇચ્છાથી જે કાંઈ સુખ દુઃખ વારા ફરતી મનુષ્ય ઉપર આવી પડેછે તેને માટે ઈશ્વરને કોઇએ દોષ દેવો ન જોઇયે.

૩. પારકાનું દુઃખ સમજાય એટલા સારૂ સર્વદા સુખમાં રહેલાં માણસો ઘણાં ઉદ્ધત, પારકાને ઉપદ્રવ કરનારાં તથા ક્રૂર હોયછે. તેઓ પોતે સુખમાં હોવાને લીધે બીજાને દુઃખ થયાથી તેમની સ્થિતિ કેવી થાયછે તે તેમને સમજાતી નથી માટે તેવા પ્રકારનાં માણસો ઘણું

કરીને લોકોને ઉપદ્રવ કરે છે. આવાં જગતમાંનાં પ્રાણીઓ સુખી થયાં હોત તો તેઓ એક બીજાનું દુઃખ ન સમજવાથી પરસ્પર ઉપદ્રવ કરવા લાગત અને પૃથ્વીમાં શાંતિ રહેત નહિ. એકાદ વખત એકાએક આપણને ઠેશ વાગે તોજ ઠેશ વાગે એટલે શું થાય તે આપણને સમજાવાનું. પછી કદી બીજા કોઇને ઠેશ વાગે તો તે જોઈ આપણને દુઃખ થવાનું; કારણ, ઠેશ વાગ્યાથી શું દુઃખ થાયછે તે આગળ આપણને સમજાયલું છે. જો આપણને અગાઉ ઠેશ વાગી ન હત તો બીજાને ઠેશ વાગ્યાથી કેવું દુઃખ થતું હશે તેનો અનુભવ આપણને ન થયાથી આપણે તેના દુઃખને સમયે તેને સાહાય્ય કરી ન હત; એટલુંજ નહિ, પણ ઉલટું આપણે તેને વળી કાંઈપણ દુઃખ દઈ મઝા જોયાં કરત. આવી રીતે જો સર્વ ઠેકાણે થાત તો કોઈ કોઇને મદદ કરત નહિ અને પરસ્પર સુખ દુઃખના ભાગીદાર થઈ કોઇ કોઈને સુખી કરત નહિ. આ પ્રકારે સર્વત્ર બેપરવાઈ થવાથી આનંદમય ભૂલોક નરકતુલ્ય ભયંકર ભાસ્યો હત. જગતમાં જેટલાં પ્રાણીઓ પરસ્પર સાહાય્ય તથા નિઃસ્વાર્થ પરોપકાર કરેછે તે સઘળા દુઃખનો અનુભવ લીધાથીજ કરેછે એવું જણાઈ આવેછે. જેમણે સુખ દુઃખની યોગ્યતા પંડે જાણી નથી તેઓ ઘણું કરીને ઉદાસીન અને પારકાને ઉપદ્રવ કરનારા દુષ્ટ થાય છે. તેમનાથી જગતને ઘણી હાનિ થાય છે. માટે જગતના ઉપકારને માટે ઈશ્વર પ્રાણીઓ ઉપર વચ્ચે વચ્ચે દુઃખના પ્રસંગ આણેછે, તે માટે તેને કદી દોષ દેવો નહિ.

૪. કરેલા અપરાધનો દંડ થવા માટે. એકાદ રાજ્યમાં ચોર, લુચ્ચા વગેરે લોકો બીજાને ઉપદ્રવ કરવા લાગે અને તેમને રાજા તરફથી ન્યાયપૂર્વક શિક્ષા ન થાય તો તેમની ખરાબ ખોડો ન જાય અને તેથી ઘણા ઘણા અનર્થો થાય છે. કાંઇપણ કર્યું તો આપણને યોગ્ય શિક્ષા કરનારૂં કોઈ નથી એમ તેમને સમજાયું કે દિવસે દિવસે તેમના ઉત્પાત વધારેજ થતા જાય છે. પછી તેમનાથી બીજાઓનો બચાંવ કરવો અશક્ય થઈ પડે છે. માટે જેણે અપરાધ કર્યો તેને તેની યોગ્યતાપ્રમાણે શિક્ષા થાય એટલે તેની ખરાબ ખોડો બધી નહિ તો કાંઈક અંશે તો જતી રહે છે, અને બીજાઓને સ્વસ્થતા મળે છે.

હવે જગતમાં સર્વત્રજ સત્તાધારીઓ છે, અને તેઓ સઘળાના પ્રગટ તથા ગુપ્ત અપરાધો બદ્દલ ઓછી વત્તી ન કરતાં યથાયોગ્ય શિક્ષા કરે એવું થવું અસંભવિત છે. માણસો છૂપી રીતે ઘણાં મોહોટાં મોહોટાં પાપો કરે છે, અને સઘળા આગળ પોતે ઘણા સજ્જન તથા નિર્દોષ છે એમ બતાવે છે. આવા પ્રકારનાં માણસોને જો સર્વસાક્ષી ઈશ્વર તેમના અપરાધને યોગ્ય શિક્ષા ન કરે તો તેમની તે ખરાબ ટેવ કદી મટવાની નહિ. બીજાઓને તેમનું કપટ ખબર ન પડતાં સઘળાનો તેમના ઉપર વિશ્વાસ બેસે અને તેઓ વિશ્વાસઘાત કરી બહાર લોકો દેખતાં સારા સાધુઓ બની અંદરખાનેથી સહુનું અનિષ્ટ કરવા માંડે; કારણ કોઇને તેમના ઉપર શક ન આવ્યાથી, બીજાઓ તરફથી શિક્ષા થવાની બીક તેમના મનમાં બિલકુલ હોવાની નહિ. જો આવી બીક ન હોય તો આવે પ્રકારે લોકોનું અહિત કરી પોતાનું કાર્યસાધી લેવામાં કોણ આગળ પાછળ જુએ? પરંતુ સઘળાનું હિત કરનાર દયાળુ ઈશ્વર પોતાના ન્યાયી રાજ્યમાં તેમ થવા દેતો નથી. તે સર્વ સાક્ષી છે. તેને ન જણાતાં કોઈ કાંઇપણ કરી શકતું નથી. તેના રાજ્યમાં એટલો બધો યોગ્ય અને આશ્ચર્યકારક વિચાર છે કે મનુષ્ય પ્રાણીથી તેનું અનુમાન પણ થઈ શકતું નથી. જે મનુષ્ય બહારથી સાધુ બની અંદરખાને લોકોનું ખરાબ કરવા ઇચ્છે છે અને તેમ કરે છે તેને યોગ્ય શિક્ષા થોડા વખતમાંજ થાય છે. તે વખતે ઇશ્વરપ્રેરણાથી તેના ધ્યાનમાં પોતે કરેલા ફલાણા અપરાધ માટેજ આ શિક્ષા છે એમ તત્કાળ આવે છે. કોઇક કોઇક ઠેકાણે એવું દેખાઈ આવે છે કે જે માણસો બહારથી સાધુ બની બીજાઓનું ખરાબ કરી પોતાના મતલબ સાધવા માગે છે તેમની તેવી દુર્બુદ્ધિ ઉત્પન્ન થતાંજ કાંઇપણ કારણથી તેમની મસલત બહાર પડી લોકમાં તેમની અપ્રતિષ્ઠા થાય છે અથવા તેમ ન થાય તો અદૃષ્ય કારણોથી તેમનુંજ કાંઈ ખરાબ થાય છે. આવી રીતે દુષ્ટોને ઇશ્વર શિક્ષા કરે છે તેથીજ તેમની કટેવો જતી રહી જગતમાં તેમના તરફથી લોકોને ઘણો ઉપદ્રવ ન થતાં શાંતિ રહે છે. કરેલા અપરાધ માટે સઘળાને યોગ્ય શિક્ષા થવાનો ભય હોય છે માટેજ કોઇપણ ઠેકાણે કોઇના તરફથી ઘણા ઉપદ્રવ થતા

નથી. તેમ ન હોત તો આજ આ પૃથ્વી સર્વ સુંદર પદાર્થથી શોભિતી હોઈ મનુષ્યને સુખ આપનારી થઈ ન હોત. ચારે બાજુએ ઉત્પાતજ ઉત્પાત થઈ આજે જ્યાં મોહોટાં મોહોટાં શેહેરો છે ત્યાં સ્મશાનભૂમિ જોવામાં આવત. ભયથી સર્વ પ્રાણીઓ પોતપોતાના રસ્તાસર ચાલે છે. આપણો કોઇને ભય હોય તો તેનો પણ આપણને ભય રહે છે, અને તેમ થવાનો સંભવ ન હોત તો માણસ નિર્ભય થઈ ચાલત. આથીજ સાધુ પુરૂષો જગતમાં નિર્ભય થઈ ગમે ત્યાં જાય છે અને ગમે તે કરે છે. તેમના તરફથી જ્યારે કોઇને ભય થવાનો સંભવ નથી ત્યારે કોઇના તરફથી તેમને ભય થશે એ સંશય પણ તેમના મનમાં આવતો નથી. આ પ્રમાણે મનુષ્યના ઉપર ઇશ્વર જે દુઃખોના પ્રસંગ આણે છે તેનાં મુખ્ય ચાર કારણો છે, તે સંક્ષેપે કહ્યાં છે. દુઃખી માણસોએ આમ સમજી ઇશ્વરને દોષ દેવો નહિ. ઇશ્વર સઘળાંનો માબાપ છે, તે કદી કોઇનું ખરાબ કરતો નથી. આપણા ઉપર વચમાં વચમાં જે દુઃખના પ્રસંગ આવે છે તે ઓસડ મિશાલ છે. મા છોકરાને કાંઈ રોગ થયો એટલે ઓસડ ખવડાવે છે. તે ઓસડ છોકરાને કડવું લાગે છે ખરૂં, પણ તે ખાધાથી છોકરાનું સારૂં થશે એમ મા જાણે છે માટેજ તે તેને તે ખવરાવે છે. છોકરૂં સારૂં હોય તો તેને કડવું ઓસડ ખવરાવવાની અથવા તેણે કાંઈ ગુન્હો ન કર્યા છતાં તેને શિક્ષા કરવાની કાંઈ માને હોંસ હોતી નથી. તેજ પ્રમાણે આપણને કાંઈ પણ દુઃખ દેવાની ઇશ્વરને હોંસ નથી. પરંતુ આપણે જ્યારે તેની ઇચ્છા વિરૂદ્ધ ચાલી તેના અપરાધી ઠરિયે છીએ અથવા આપણા સ્વભાવના દોષરૂપી રોગ આપણને ઉપદ્રવ કરેછે ત્યારે આપણને દુઃખના પ્રસંગરૂપી શિક્ષા અથવા ઓસડ ઇશ્વર આપે છે, અને તેથી આપણું આગળ કલ્યાણ થાય છે. માટે તેવે પ્રસંગે આપણે તે કામ માટે ઇશ્વરને દોષ ન દેતાં વખત ઉપર યોગ્ય શિક્ષા ભોગવવા તૈયાર હોવું જોઇયે. એટલે થોડા વખતમાંજ આપણો છૂટકારો થઈ ઇશ્વર આપણા નિષ્કપટપણા માટે આપણા ઉપર પ્રસન્ન થશે. આમ ન કરતાં જો આપણે તેને દોષ દઇયે અને આપણા દોષો નાકબૂલ કરિયે તો આપણને બમણી શિક્ષા ભોગવવી પડે. દુઃખને પ્રસંગે ઇ-

ણી નમ્રતાથી ઇશ્વરની પાસે આપણે ક્ષમા માગવી. પરંતુ તેને દોષ દેવો નહિ; કારણ તેનો કાંઈ પણ દોષ હોતો નથી. તે નિર્દોષ તથા નિષ્કલંક છે. તેના ઉપર જો આપણે મિથ્યા દોષનો આરોપ મૂકીએ તો આપણેજ ઉલટાં અસત્યના દોષથી દૂષિત થઇયે અને તે માટે આપણને શિક્ષા ભોગવવી પડે એમાં બિલકુલ સંદેહ નહિ.

કોઈ કોઈ ઇશ્વરની પાસે જે સુખ તેમની યોગ્યતાને લાયક ન હોય તે વારંવાર માગેછે, અને તે ઇશ્વર તેમને આપે નહિ એટલે તેને દોષ દેછે. આ તેમનું સર્વથી મોહોટું અજ્ઞાન છે; કારણ જે ઇશ્વરે આપણો જન્મ થયાની પહેલાં આગળ ઉપર આપણો નિર્વાહ થવાની સઘળી તજવીજ યોજી મૂકી છે તેને આપણા કરતાં વધારે સમજાતું નહિ હોય એ કલ્પનાજ કરવી વ્યર્થ છે. પછી આપણને જે કોઈ પણ પદાર્થની જેમ જેમ જરૂર પડે છે તેમ તેમ તે આપણને મળવાની તજવીજ કરતાં છતાં વચમાં અણઘટતું માગ્યાથી તેનો અપરાધ કર્યા સરખું થાયછે. ઇશ્વર હમેશા આપણું કલ્યાણ ઇચ્છેછે. આપણું જેથી ભલું થવાનું નહિ તે તે આપણને કદી આપનાર નથી. અને જેથી આપણું સારૂં થાય એવું હોય તોપણ જેટલું આપણી યોગ્યતાને શોભે તેથી વધારે તે કદી આપણને આપવાનો નથી. જેમ એકાદ મીઠો પદાર્થ મા ઘણી પ્રીતિથી છોકરાને આપે છે, પરંતુ તે જોઇયે તેના કરતાં વધારે આપ્યાથી છોકરાને રોગ થશે એમ સમજી તે તેને વધારે આપતી નથી. તેમજ કોઇપણ પદાર્થ છોકરાને હિતાવહ ન હોય તો તે તે છોકરાને કદી આપવાની નહિ અને તે તેને મળે નહિ એવો તેનો પ્રયત્ન પણ હોયછે. આથી છોકરાને ગુસ્સો લાગે છે તથા ગુસ્સાના આવેશમાં છોકરૂં માને લાતો મારેછે, અગર એવોજ કાંઈ અપરાધ કરેછે; પણ આ તેની ગેરસમજ છે. તેના અજ્ઞાનને લીધે તેણે જે અપરાધો કર્યા હશે તેને માટે મા કદી તેને શિક્ષા કરેછે અને કદી ક્ષમા પણ કરેછે. આ પ્રમાણેજ માણસો, ઇશ્વર તેમની યોગ્યતા ઉપરાંત કાંઈ તેમને આપતો નથી માટે, તેને દોષ દેવો વગેરે ઘણા અપરાધ કરેછે. તેમને ઇશ્વર કદી કદી યોગ્ય શિક્ષા કરેછે અને કદી કદી પોતાના અપાર દયા ગુણથી ક્ષમા

પણ કરે છે. એમ સમજી સમજુ માણસોએ કદી ઇશ્વરની આગળ "મને ફલાણુંજ આપ" એવી હઠથી અયોગ્ય માગણી કરવી નહિ. આપણું સારૂં અથવા ખરાબ કેવી રીતે, કઈ વખતે, શાથી થશે એ સઘળું તેને ખબર છે. એવા તેના ઉપર ભરૂંસા રાખી "હે ઇશ્વર, તારી મંગળ ઇચ્છા પ્રમાણે મારૂં કલ્યાણ કર" એવી પ્રાર્થના કરવી. જગતમાં ઇશ્વરની ઇચ્છાવિના કાંઈ પણ થતું નથી એ ધ્યાનમાં રાખી "અમુક મારા દુઃખનું કારણ છે" એવા કોઈના ઉપર આરોપ મૂકવો નહિ. વિપત્તિમાં ચારે તરફથી ચિત્ત દુઃખથી ગાંજેલું હોયછે તેથી શાંતિ સુખ કદી મળતું નથી. આવી સ્થિતિમાં ઘણા વખત સૂધી રહેવું માણસથી બનતું નથી. દુઃખી માણસ હમેશા જો ગયલી વાતોનો શોક કર્યા કરે તો થોડાજ વખતમાં તેની બુદ્ધિ ભ્રષ્ટ થઈ તેને ગાંડુ લાગશે. આવા પ્રકારનાં દૃષ્ટાંત શોધી જોતાં પુષ્કળ મળી આવશે. એક વખત જે થઈ ગયું તે ફરીને પાછું આવવાનું નથી. તે માટે ફોકટ પાછળથી શોક કરવો નહિ. પરંતુ મનુષ્ય સ્વભાવના નબળાઈને લીધે કોઈ પણ પડેલું દુઃખ જલદીથી વીસરાતું નથી. આપણે જાણી જોઇને તે માટે વિચાર કરિયે નહિ તોપણ તે આપોઆપ આપણા મનમાં ઘોળાયાં કરેછે. આવો મનનો ભાવ વધારે વખત સૂધી રહે તો તેથી શરીરને ઘણું નુકસાન થાયછે. માટે મન બીજી તરફ ફેરવી કાંઈ પણ સુખ કરી લેવા તરફ લક્ષ રાખવું. જે દારિદ્ર રોગ વગેરે દુઃખો પ્રયત્ન કર્યાથી દૂર થવાનો સંભવ છે તે જો આપણા ઉપર આવી પડે તો ઇશ્વર ઉપર ભરૂંસા રાખી આળસ ન કરતાં કોઈ પણ રીતે તે દૂર કરવાનો પ્રયત્ન કરવો. હમેશા કાંઈ નહિ તો કાંઈ પણ ઉદ્યોગ કરતાં રહેવું. ઉદ્યોગવિના એક પળ પણ વ્યર્થ ગુમાવવી નહિ. મન શાંત કરવાને ઉદ્યોગ કરવા સરખો બીજો કોઈ પણ ઉપાય નથી. પણ કોઈ પણ નિરર્થક ઉદ્યોગ કરવો નહિ. જેથી આપણને અથવા બીજાને કોઈ પણ પ્રકારનો લાભ થાય તેવો એકાદ ઉદ્યોગ કરવો. મનુષ્યને કામ હોતું નથી ત્યારે તેને ચારે તરફથી દુઃખોનું સ્મરણ થાયછે, તે વખતે તેનું મન છેક વ્યાકુળ થઈ જાયછે. તેજ જો કાંઈ કામ કરતું હોય તો તેમ થવાનો સંભવ ઘણો થોડો હોયછે. ઉદ્યોગની

અભિરૂચિ જે મનુષ્યને એક વખત લાગીછે તે તે કરવાથી કદી નિ-વૃત્ત થતો નથી. જાથુ ઉદ્યોગ કરનારાં માણસો ઘણું કરીને નઠારી ચાલનાં પણ થતાં નથી. કારણ કોઈપણ એક કામમાં મન ગુંથાયું એટલે તેને બીજી તરફ પળવાનો અવકાશ મળતો નથી. ઉદ્યોગપ્રિય-તા, ધૈર્ય, સત્યનિષ્ઠા વગેરે ગુણો મનુષ્યના ઉત્કર્ષનાં કારણો છે. એ સઘળાં સત્સંગવિના પ્રાપ્ત થતાં નથી. માટે હમેશા ઉદ્યોગી તથા ધા-ર્મિક માણસોની સાથે પરિચય રાખવો. અતિપ્રસંગ તથા અપ્રસંગ બન્ને અનર્થનાં કારણ છે. કોઈની સાથે જોઈયે તે કરતાં વધારે કોઈ પણ સંબંધ રાખવો નહિ. વધારે સંબંધ રાખ્યાથી બીજાનો તથા આપણો બન્નેનો વખત ફોગટ જાય છે. અને જેની સાથે આપણો સંબંધ હોય છે તે માણસ ખરાબ સ્વભાવનું હોય તો અતિપ્રસંગને લીધે તેના દુર્ગુણો આપણને લાગવાનો સંભવ છે અને સારૂં હોય તો આપણા તરફથી તેનો અનાદર થવાનો સંભવ છે. તેમજ કોઈના સાથે કાંઈ પણ સંબંધ ન રાખવો એ પણ અનર્થનું કારણ થઈ પડે છે; કારણ, તેમ કર્યાથી સારા મનુષ્યોનું આચરણ જોઇને તેનું અનુકરણ કર્યાથી આપણને જે લાભ થવાનો તે થતો નથી. અને ખરાબ માણસનો સ્વભાવ ન સમજાયાથી તેવા માણસોના સાથે પ્ર-સંગ પડ્યો તો તેનું કપટ ખબર ન હોવાને લીધે ફસાઈ આપણને દુઃખમાં પડવું પડે છે.

મનુષ્યને દારિદ્ર આવવું એ પણ એક મોહોટી વિપત્તિ છે. દરિદ્રી માણસને કોઈ સન્માન આપતું નથી. દરિદ્રી માણસ સઘળાને અણગમતું થાય છે. જે માણસ દરિદ્રીપણામાં નિરૂદ્યોગી-પણે લોકો ઉપર આધાર રાખી અન્નને માટે અથવા બીજી કોઈ વસ્તુ સારૂ બીજાનાં મ્હોં સામું જોઈ બેશી રહે છે તેનીજ જગતમાં ઉપર કહ્યા પ્રમાણે દુર્દશા થાય છે. પરંતુ જે મનુષ્ય ઉદ્યોગીહોઈ ઇ-શ્વર ઉપર સર્વ પ્રકારનો ભરૂંસો રાખે છે, અને કદી પણ બીજાની આગળ પોતાની દીનતા બતાવતું નથી તે સર્વને ગમે છે તથા માન્ય છે. જે માણસો આવાં આત્માવલંબી તથા ઉદ્યોગી હશે તેજ ધન્ય. માણસને દારિદ્ર આવેલું જોઇને ઘણા આપમતલબીઆ લોકો પૈસા

વગેરેનો લોભ બતાવી તેને ખરાબ માર્ગે ચઢાવવાનો પ્રયત્ન કરે છે. પરંતુ તેવે પ્રસંગે બુદ્ધિમાન લોકોએ ઘણું સંભાળવું જોઇયે. જ્યા સુધી લોભે માણસની બુદ્ધિ ભ્રષ્ટ કરી નથી ત્યાં સુધીજ માણસની મોહોટાઈ છે. લોભ વિનાની વૃત્તિથી પોતાના શ્રમે મેળવેલાં ધનમાં નિર્વાહ કરી ધર્મ માર્ગે ચાલનારા મનુષ્યને જેટલું સુખ, શાંતિ, પ્રતિષ્ઠા અને કીર્તિ મળે છે તેટલી બીજા કોઈને મળતી નથી. વાસ્તવિક રીતે જોતાં આવા પરિશ્રમ કરનારા ધાર્મિક મનુષ્યો રાજા કરતાં પણ સુખી, ધનવાન અને ઉત્તમ હોય છે. આપણા આ નીચ પેટને સારૂ અથવા ક્ષણિક સુખને સારૂ બીજાના મ્હોં સામું જોવું અથવા અધર્માચરણ કરવું એ ઘણું નિંદવા લાયક છે. મોહોટી વિપત્તિમાં પડ્યા હોઇયે તોપણ આપણામાં ઉદ્યોગ કરવાની શક્તિ હોય તો બિક્ષાવૃત્તિ કરવી નહિ, અથવા મફતનું ખાવા માટે કોઈ સગાં ઉપર આપણો ભાર નાંખવો નહિ. ઈશ્વરે આપણને આંખ, કાન, હાથ, પગ વગેરે અવયવો આપ્યા છે. તે કાંઈ બીજાના ઉપર આધાર રાખી માટીના ગોળા પ્રમાણે એકનીએક જગાએ બેશી રહેવા માટે આપ્યા નથી. પરંતુ ઉદ્યોગ કરી આપણો નિર્વાહ આપણે જાતે ચલાવવા તથા બને તેટલી દુર્બળને મદદ કરવા માટેજ આપ્યા છે. બિક્ષાવૃત્તિ જેવી નીચ વૃત્તિ બીજી નથી. આટલા માટેજ પુરાતન શાસ્ત્રકારોએ જે તેને "મૃતવૃત્તિ" નામ આપ્યું છે, તે અક્ષરે અક્ષર ખરૂં છે. તો આપણે જીવવાળાં માણસ છિયે એવું જેને થોડું પણ જાતિ અભિમાન હોય તેણે તે કરવી નહિ. [illegible] કોઇના એક સરખા જતા નથી. ઉદ્યોગી માણસની દશા જલદીથીજ ઉત્તમ થાય છે. ઘણા માણસો છેક નીચી સ્થિતિમાં છતાં પણ પોતાના ઉદ્યોગથી શ્રેષ્ઠ પદવી પામ્યા છે એવાં હજારો દૃષ્ટાંત જગતમાં મળે છે. જાતથી, કુળથી અથવા એવાંજ બીજાં કારણોથી જે માણસો પોતાની મોહોટાઇનો ફાંકો રાખે છે તે ખરેખરાં શ્રેષ્ઠ નથી. જે માણસો પોતાના ઉદ્યોગથી શ્રેષ્ઠ પદવીએ પહોંચ્યાં છે તેજ ખરેખરાં શ્રેષ્ઠ છે. બીજાના ઉપર આધાર રાખીને શેખી મારનારાઓ પછી તેઓ મોહોટા મોહોટા રાજાઓ હોય તોપણ, છેક ભીખારી છે એમ સમજવું. નકામાં બેશી રહી

બીજાના ઉપર આપણો ભાર નાંખવો નહિ. પોતાના શ્રમથી પોતાનો નિર્વાહ થાય તેવો ઉદ્યોગ કરવો જોઇયે. ખરાબ વખત આવ્યો એટલે બીજાનું મ્હોં જોઈ તેના ઉપર આધાર રાખીને રહેવાના કરતાં મજૂરી કરીને પણ પોતાનો નિર્વાહ પોતે કરવો એના જેવું ઉત્તમ કામ બીજું નથી. વિપત્તિને વખતે અજ્ઞાન માણસો પોતાના ઇષ્ટમિત્રોના ઉપર આધાર રાખી રહેવા ઇચ્છે છે. તેવાઓનું માન બિલકુલ રહેતું નથી. વિપત્તિને વખતે પોતે કાંઈ શ્રમ કર્યા વિના કોઈની પાસેથી કાંઇપણ મદદ માગવી નહિ. કારણ વિપત્તિમાં હોનાર માણસને મફત મદદ કરવાનું સઘળાથી બનતું નથી. તેવી વખતે જ્યાં જઇયે ત્યાં આપણું અપમાન થવાનોજ સંભવ વધારે હોય છે. આપણે બીજા પાસેથી કાંઈ માગ્યું અને તે આપણને તેની પાસેથી ન મળ્યું તો ઘણુંજ દુઃખ થવાનું. માટે આપણે ઇશ્વર ઉપર સઘળો ભરૂસો રાખી પોતાનું ઇચ્છેલું સિદ્ધ કરવાનો બને તેટલો શ્રમ કરવો. જે દયાળુપિતા કીડા, પતંગ વગેરે અતિ ઝીણાં પ્રાણીઓથી માંડીને સઘળાનું પોષણ સરખી કાળજીથી કરે છે તે આપણને વીસરવાનો નથી. આપણા કરતાં આપણી કાળજી તેને વધારે છે. આપણને તેણે મહેનત કરવાની શક્તિ તથા હાથ પગ, આંખ, કાન, વગેરે અંગો આપ્યાં છે, અને જે કર્યાથી આપણો નિર્વાહ થઈ યથાશક્તિ પરોપકાર પણ કરી શકાય એવા હજારો ઉપાયો આપણી આગળ તેણે તૈયાર કરી મૂક્યા છે. આથી વધારે આપણને શું જોઇયે? આવા તેના સ્વાર્થ રહિત ઉપકારને માટે આપણે ઇશ્વરના હમેશા કૃતજ્ઞ રહેવું જોઇયે. સંપત્તિના નાશથી આપણને જે વિપત્તિ અને દુઃખો ભોગવવાં પડે છે તે ઉદ્યોગથી જશે. ફરતા સંસારમાં સંપત્તિ નાશ પામે તો તે ફરીથી મળવાનો સંભવ છે માટે તે વિષે શોક કરવાનું કાંઈ કારણ નથી. પરંતુ કોઈ કોઈ પોતાનાં પ્રિય મનુષ્યો મરણ પામે છે ત્યારે તે ફરીને આવવાની આશા ન હોવાને લીધે અતિશય શોકગ્રસ્ત થઈ પોતાનું કર્તવ્યકર્મ વીસરે છે, અને દુર્લભ મનુષ્ય દેહ ફોગટ ગુમાવે છે. એ પણ મૂર્ખાઈજ છે. જ્ઞાની મનુષ્યોએ કહ્યું છે કે, આ સંસાર એક મોહોટો રસ્તો છે. એમાં જે પ્રાણીઓ છે તે સઘળા વટેમાર્ગુ છે.

કોઈ એક ઠેકાણે રહેનારા નથી. ઇષ્ટમિત્ર વગેરે માણસોનો સહવાસ પરબડી ઉપર થાક ખાવાને એકઠા થયલા મુસાફરોના જેવા ક્ષણિક છે. તેઓ જેમ ઘણા વખતસૂધી એક ઠેકાણે રહેતા નથી તેમજ સંસારના માણસો પણ એકત્ર રહેતાં નથી. માટે કોઈ મરી જાય તો તેને માટે વૃથા શોક કરવો નહિ. શોક કર્યો તોપણ શું થવાનું? ગયું તે ફરીને પાછું આવવાનું નથી. માટે જ્ઞાની લોકો સંસારમાં કોઇને વધારે પ્રિય સમજતા નથી, અને કોઈ મુવું તો તેને સારૂ ઘણો શોક પણ કરતાં નથી. માણસનો માણસ ઉપર પ્રેમ જડવો અને પોતાનું પ્રિય મનુષ્ય ગયું તો તે માટે શોક થવો સ્વભાવિકજ છે. પરંતુ ગયું તે ફરીને આવતું નથી એમ સમજી કોઇએ શોક કરવો નહિ. આપણું કોઈ પ્રિય મનુષ્ય ગયું તો ઈશ્વરને અથવા પોતાના દૈવને દોષ લગાડવાનો ઘણાનો સ્વભાવ છે, પરંતુ તેમ કરવું સમજુ માણસોનું યોગ્ય કૃત્ય નથી.

ઈશ્વરની આજ્ઞા સિવાય દૈવ કરીને બીજો કોઈ જગતમાં કર્તા નથી; માટે દૈવને અથવા ઇશ્વરને દોષ દેવો નહિ એ કહ્યુંજ છે. કોઇનું અત્યંત પ્રિય માણસ મુવું તો તે માટે શોક ન કરતાં સંતોષજ માનવો. કારણ, પૂર્વે આપણા પ્રિય મનુષ્યને છતે આપણો સર્વ પ્રેમ તેનામાંજ એકઠો થઈ રહ્યો હતો, તેથી નિર્મળ અંતઃકરણથી તે પ્રેમનો પ્રસાર બીજાઓના ઉપર કરવાની તક મળી નહોતી. હવે ઈશ્વરની કૃપાથી નિઃસ્વાર્થ પ્રેમ કરવા સરખા મોહોટા કામમાં વિઘ્ન સ્વરૂપ તે મનુષ્ય જ્યારે નહિ જેવું થયું ત્યારે હવે આપણે તેનો શોક કાં કરવો? આપણો પ્રેમ એકજ ઠેકાણે પૂરી ન રાખતાં સર્વ પ્રાણીઓ ઉપર તેનો પ્રસાર કરવો, તેમ કરવાથી મનને અનિર્વચનીય આનંદ અને સમાધાન થશે. સઘળાં ઉપર નિર્મળ અંતઃકરણથી પ્રેમ રાખી નિઃસ્વાર્થ પરોપકાર કર્યાથી મનુષ્યને જે સુખ પ્રાપ્ત થાયછે તેને ઉપમા આપવા લાયક જગતમાં કાંઇજ નથી. માટેજ મોહોટા મોહોટા સાધુ પુરૂષો ક્ષણિક સંસારમાં પુત્ર, મિત્ર ઉપર હોનારા પ્રેમને તુચ્છ જાણી ત્યાગી થયા અને તેમણે પોતાનો પ્રેમ સર્વ પ્રાણીઓ ઉપર સરખો રાખ્યો અને સ્વાર્થ રહિત પરોપકાર કર્યા. આવા તેમના મોહોટા કામમાં

વિઘ્ન કરનારાં શરીર સંબંધી તથા સંસારિક મોહોટાં મોહોટાં દુઃખો તેમના ઉપર વાદળાંના પેઠે તૂટી પડ્યાં. પરંતુ તેમણે તેથી કાંઈજ માઠું લગાડ્યું નહિ. તેમના સારા કામમાં જેમ જેમ વિઘ્નો આડે આવ્યાં તેમ તેમ તેમની પરોપકાર કરવાની ઈચ્છા વધારે વેગ વાળી થઈ. એકાદ જળપ્રવાહ સપાટ મેદાનમાં વહેતો હોયછે ત્યારે તેનામાં કાંઈ વેગ હોતો નથી. તેની ગતિમાં એકાદ પર્વત અથવા એવીજ કાંઈ બીજી અડચણ આવે તો તેનો વેગ અતિશય વધેછે. આ પ્રકાર સાધુ પુરૂષોની પરોપકારવૃત્તિનો છે. સર્વ માણસોએ તેમ દાખલો લઈ પોતાના જન્મનું સાર્થક કરવું અને ઈશ્વર ઉપર ભરૂંસો રાખી પોતાનાં સઘળાં દુઃખો વીસરવાં. દુઃખી માણસને ઈશ્વર વિના બીજો કિયો આધાર છે? ઈશ્વર પરમ કારૂણિક તથા સર્વનો આધાર છે. તેના ઉપર ભરૂંસો રાખી બીજી તરફ પોતાનું ચિત્ત ન લગાડતાં જે મનુષ્ય તેની ભક્તિ તથા પ્રાણી માત્રનું કલ્યાણ કરવામાં પોતાનું આયુષ્ય કાઢેછે તેને ધન્ય છે.

સમાપ્ત.